# બહમન નામું

યાને

## ઈરાની શેહનશાહ બહમન બીન અસફંદીઆરની સલતનતનો એહવાલ.





અસલ ઉપરથી વધારા તથા સુધારા સાથે.

**નવી આવૃતી.**

મુંબઈ:
ફ્રોર્ટ પ્રીંટીંગ પ્રેસ.
નંબર ૧ લો માપલ્લાસ બીલડીંગ પારસી બજાર સ્ટ્રીટ.

૧૨૫૧ યજદજરદી-૧૮૮૨ ઇસવી.

# સાંકલીઉં.

સફે.

સફે.

بنام ایزد بخشایندهٔ بخشایشگر مهربان

# દીબાચો.

—:00:—

પાક દાદાર અહોરમજદ, જે મીનો તથા ગેતીનો સરજનાર, જે તમામ નેકી, રાસતી ને અશોઇનો માલેક, જે જમાનાના જમાનાઓને હસતીમાં લાવનાર સાહેબ, હજારો ભેદ ને ભરમભરેલાં નામથી મીનો ને ફાની આલમમાં આશકારા છે. જે બારેતાલાએ જેહાનની તમામ નીઆમતો પેદા કરી છે અને જમીન ઉપર તરેહ તરેહના મુગાં ને બોલતાં જાનવરો પછી શું નકલી કે અકલી, હવામાં તરેહ તરેહના પરંદાં ચરંદાં પછી શું પીછવાલાં કે બાલવાલાં, ગાફેલ કે ચબરાક, અને આસમાન ઉપર નુરમંદ ખુરશીદ ને માહ સેતારા ને ફીરેશતાઓની તરેહ તરેહની રોશન આલમ પછી શું જાહેર કે બાતેન પેદા કરી છે. સંસારને તેણે સાંકલ મીસાલે ગુંડી લીધો છે. તેની બખશેલી સખાવત ને મોહબતનો પાર નથી, કે નાપાકમાં નાપાકનાં મુખમાં નેક વાણી ઠરવાને મેહરબાની નવાજી છે. તે નાપાક અગરજો નેક વાણીનો પાક અમલ કરવા માંગે તો અટકાવ કરવાને તેના આગલાં કેરદારોથી તે સાહેબને કસો કોફ ઉપજતો નથી. જેણે તે હસતી બરપા કરનારા પરવરદેગારને પોતાના પાપની તોબાહ કરી ચાહેઓ અને તેની અશોઇની રોશનીમાં વીટલાવાની ખાહેશ કીધી તો તે હકતાલા જેટલી એક માનીતા થએલા પાક પરહેજગારનો મારગ ઉમદા નેકીથી ચીકાર કરી તેની મદદે જાએ છે તેટલોજ તે વગર કોફે તાંહાં હાજર થનારો છે. તે પાક સાફ પરહેજગારી ઉપર જીવનારા ને જીંદગી ચલાવનારાઓનો સાહેબ છે તેટલોજ તે તેના નાપાકીમાં ચકચુર થએલા હીનભાએગ બંદાઓની કોઇ તોબાહ કે તોબાહના પોકારને કબુલ રાખી આસાન કરનારો છે. તે એવો તો હસતીનો અપરમપાર છે, કે દરરોજ દરેક પલે તેની કંઇ કંઇ હસતીની આલમોની આલમો ગેબ થાએ છે

અને કંઈ કંઈ નવી નવી આલમો જાણુવામાં આવેછે. તેની નેગાહમાં નુરભરેલો સેતારો એક નીરજીવ કીડી મીસાલ જગો ધરાવે છે અને એવી પરહેજગારી ને એોજરખાહીથી તેની આગલથી કાએમ થએલી ગણુતરી એક રેશ પણુ વધઘટ થાએ તેવી નીવરી નથી. તે મોટામાં મોટા પાપીને જો તે સહમજે તો એકજ અછા સાખેત બંદગીના પોકારથી તેની આગલી હેમકાઇભરેલી નાપાકીમાંથી સફા કરે છે. એવો તે ઉદાર ને મેહેરબાન છે કે તેની દરગાહમાં એોલીઆએો હોશીઆરોના થાને મએઆ તથા દએઆ મેલવવાને પેહેલા ફાવે છે. નબલાનો જાલવનાર ને સબલાનો હદમાં રાખનાર, આપણી ફાની જેહાનને પઢવા ને બંદગી કરવા લાએક છે. તેના બખતાવર નુરી નામની યાદ સાથ આ પુરાતન નામું જેમાં શાહાનશાહ કએ ગુસતાસપના નબીરા શાહનશાહ બહમનનો એહવાલ સમાએલો છે તે તેના શાએરે કેહેઆ માફક નીચે બએઆન કરવામાં આવે છે.



# બહમન નામાની શરૂઆત.

——:00:——

દાનાવ શાએર અબુતાએર તુસી તવારીખમાં આ રવેશે કહે છે કે આગલા બુજોરગ હકીમો કહી ગએઆ છે કે જેહાનનો પહેલો પાદશાહ ગઇઓમરદ હતો, જે પાદશાહથી ઉતરતું પાદશાહી તાજ ને તખત જેહાનમાં મશહુર થએલા નામવર પાદશાહ કએખુસરોને મલીઉં કે જેની નામદારી ભરેલી સલતનત ને અદલ ઇનસાફથી તવારીખમાં તે જમાનાની જેહાંન આબાદ થએલી છે, કે જે અદલ પાદશાહે તુરાની પાદશાહ અફરાસીઆબનો દોર પોતાના બાપ અશો સીઆવખશનો કીનો લેઇ તોડીઓ હતો. આ મોટી જંગની ફતેહ કરીઆ પછી આ નામવર પાદશાહ જેહાનનો તમામ કારોબાર તરક કરી ગોશે-નશીન થઇ હકતાલાની બંદગીમાં મશગુલ થવાનો ઇરાદો કરવાથી તે દાદખાહ પાદશાહે ઇરાનની મોટી શાહાનશાહતને કએ લોહરાસપને સોંપી. જેવારે કએ લોહરાસપે બાહેજલલી ભરેલી કારકીરદી ગુજારી આ જેહાનથી અસબાબ ઉઠાવીઓ તેવારે એ સલતનત તેના બેટા ગુસતાસ્પને મલી. આ શાહાનશાહનું નામ જેહાનમાં મશહુર થએઉં, કેમકે એ નામદાર શાહના જમાનાંમાં પેગમબર જરતોશત પેદા થએઓ અને અહુરમજદી દીન નવેસરથી તાજી કીધી, તે એ શાહાનશાહે કબુલ રાખીને રાસતી રોશન કરવાને તમામ રાહે પોતાની મોટી સલતનતનો ટેકો દીધો. આ દીનદાર, બખતાવર શાહની પીઠથી અસપંદીઆર નામે બેટો પેદા થએઓ. તે રોઇનતન મોટો જંગી ને લશકરકશ નીકલીઓ. તે નામદાર શાહજાદાએ જેહાનમાં ઘણી જંગો મારીને ઘણા મલકો ઇરાન સાથે જોડી નાંખીઆ અને બાબજા પોતાની પાક દીનને રોશન કીધી. આ રવેશે તે જોરમંદ શાહજાદાએ જેહાન દરમીઆન શાહાનશાહ તેહેમુરસ દેવબંદના જેવી દલેરી ને નામ કાહડીઉં. આ શાહજાદાએ પોતાના બાપ શાહાનશાહ ગુસતાસપ પાસે સલતનત માંગી અને જેમ શાહ કએખુસરો શાહ લોહોરાસપને પોતાની જીવતી જીંદગીમાં રાજપાત ને તાજતખત સોંપી ગોશેનશીન થએઓ તેમ તખતનશીન થવા માંગીઉં. શાહ ગુસતાસપે જીવતાં જીવત રાજપાત તરક કરવાને નહી ચાહેઆથી પોતાના બેટાને ઘણીએક લડાઇમાં મોકલો તે વાતનો હવાલો તે લડાઈ ફતેહ કરવા ઉપર સોંફવાથી તે નામવરે તેવી સઘલી લડાઇઓ ફતેહ કીધી અને પાદશાહ

ગુસતાસપે તેને એવીજ રવેશે બીજી બીજી લડાઈઓનો હવાલો આપી ઘણીએક વખત કાહડી નાખીઓ. તે નામદાર એવી રીતે શાહ ગુસતાસપે સોંપેલી લડાઈઓ જેમ જેમ ફતેહ કરતો ગએઓ તેમ તેમ તે દેલાવરમાં ગણાતો ગએઓ અને કોઈથી નહી જીતી શકાએ તેવો જોરાવર પેહેલવાન ગણાએઓ. તેના જોર પાસે કોઈની તાકાત રેહી નહી કે મોટાં લશકર સાથ પણ તેની હરીફાઈ કરી શકે. શાહાનશાહ તેના જોરથી ડરવા લાગો અને હવે તેને પોતાની શાહાનશાહતથી અને પોતાથી દુર રાખવાના વીચારમાં પડીઓ. આખરે એ શાહાનશાહે પોતાની દરબારના પોતાનાજ બેટા આગાહી કેહનાર જામાસપ હકીમ પાસે ભેદથી વાકેફ થઈ ઈરાનની તવારીખમાં મશહુર થએલા જેહાં પેહેલવાન રૂસતમને જીતવા અને તેને બાંધી પાંઉ પેઆદો જાબુલસતાનથી ઇરાનમાં લાવવાથી શાહાનશાહત સેપોરદ કરવાની કબુલાતે લડાઈ ઉપર મોકલીઓ. આ જંગનો અસરકારક એહવાલ શાહનામામાં આવીઓ છે તેમ આખરે આ શાહજાદો તે જેહાં પેહલવાન સાથની લડાઇમાં મારીઓ ગએઓ. આ જાબુલીઓની જંગમાં તેના તમામ લશકરની તથા તેના દેલાવર શાહાજાદાઓની પાએમાલી થઈ, પણ એક તેનું ફરજંદ બહમન સલામત રહીઉં હતું. મરતી વખતે તે દેલાવર જંગીએ જેહાં પેહલવાનને માગી બખશી બહમનને પાલી પરવરશ કરી ઈરાનની શાહાનશાહત અપાવવાને વસીઅત કરી ગએઓ. અને બહમન જાબુલમાં તે જેહાં પેહલવાન પાસે રહેઓ. જેહાં પેહલવાને અસપંદીઆરની વસીઅત મુજબ તેને પોતાની સાથેનો સાથે રાખી તમામ તરબીઅત આપી. જે ઉમદા લડાઈનો હોનર તથા દાવપેચ તે જાણતો તે તમામ તે જેહાં પેહલવાને શાહજાદા બહમનને શીખવીઆ. તેથી તે જુવાન પાદશાહ ઘણોજ નામવર પેહેલવાન થએઓ. તે એ રીતની તરબીઅતે દીન બ દીન ઝલકાટ ભરેલો ને જોરાવર ઉધરવા લાગો અને શાહાનશાહ કએખુસરોની મોટી શાહાનશાહતને જેબનો દેનારો અને દીનદાર શાહાનશાહ કએ ગુસતાસપનાં તખત તથા તાજને લાએકનો થએઓ, બલકે તે બુલંદ શાહાનશાહત ઉપર બીરાજનારો આ શાહાજાદો બહમન સીવાએ બીજો તે જમાનામાં કોઈ હતો નહી.

---

## નામું લખીઉં શાહાનશાહ કએ ગુસતાસપે જેહાં પેહલવાન રૂસતમ ઉપર શાહજાદા બહમન વીશે.

—:00:—

શાહજાદા અસપંદીઆરના મોત પછી એક જમાનો ગુજરીઓ અને શાહાનશાહ કએ ગુસતાસપનો વખત આ ફાની જેહાનથી કુચ કરવાનો નજદીક આવી પોહોચીઓ, તેવારે તે દીનદાર શાહાનશાહે પોતાની બોહલી શાહાનશાહત ઉપર પોતાના ફરજંદોમાં બહમનનો હક વધારે મુસતકીમ જોએઆથી એક નામું જાબુલસતાન જેહાં પેહેલવાન રૂસતમ ઉપર લખીયું કે :—એ નામના ઉઠાવનાર ફતેહમંદ સુપેહસાલાર તેહમતન જેહાં પેહલવાન રૂસતમ! આ જમાનો મારી ઉપર કમીનગાહ કરતો બેધરક આવીઓછે. તે જેમ મારા નામદાર નીઆગાનોને જાહોજલાલી સાથ ઉઠાવી ગએઓ છે તેમજ મારી ઉપર તે આખર ગુજારશે. મારો દીન હવે પુરો થએઓછે. ઓ ફતેહમંદ જેહાં પેહલવાન! આ દુનીઆમાં જાવેદાન જીંદગાની કોઈ લાવીઓ નથી. અને કોઈ આ ખુશાલીના સંમજ ઉપર જાવેદાન જીવતો રેહેવાનો નથી. એ તરીકો રોજે અવલથી ચાલુ છે અને એજ તરીકા ઉપર જાવેદાન જેહાનનો અમલ બરકરાર છે તેમ જેવારે તું મારા મોતનો પેગામ પાંમે તેવારે શીતાબ મારાં ખાનદાનના ક્યાદગાર બેરાઝ શાહજાદા બહમન જે તારી દરગાહમાં તારી નજદીક છે તેને મારા પાએતખત બલખબામીમાં લાવી મારી સલતનત ઉપર બેસાડજે; અને તારા તાજ તખતનો સાહેબ કરજે. આ રીતે તે નામદાર બેટાને તખત નશીન કરી મારી પાદશાહી ઉપર બેસાડી તેનો અમલ ઓસતવાર કાએમ કરવામાં તું રાત દીન તે પાસ કમર બાંધેલી રાખજે. મારા ગુજરવા બાદ આ મારી વસીઅત બજાવજે; પણ જો એમાં ગફલતી કરી અને મારા મોત પછી મારી શાહાનશાહતનાં તખત ઉપર કોઈ બીગાનો આવી બેઠો તો, ઓ જાલના બેટા રૂસતમ! તું ખાતરીથી જાણજે કે કેઆમતને દીને હકતાલા હજુર હું તારો દામનગીર થઈશ.

આ રવેશે કએ ગુસતાસપે નામું જેહાં પેહલવાન રૂસતમ ઉપર લખી એક લાએક કાસેદ સાથ સીસતાન રવાના કરીઉં. તે કાસેદ સીસતાન જઈ પોહોંચીઓ એટલામાં નેક બખત શાહાનશાહ ગુસતાસપનો વાખો થએઓ. આ ખબર જેવી જેહાં પેહલવાન રૂસતમ અને બહમનને થઈ તેવીજ જેહાં પેહલવાને મોતી જાબુલી અનજુમન સાથ બહમનને લેઈ ઇરાનના પાએ તખત શેહેર બલખબામી તરફ કુચ કરી. આ કુચ દરમીઆન રાહમાં

શાહજાદો બહમન જેહાં પેહલવાન તથા ફ્રામરજ વગેરે બીજા નામદાર પેહલવાનો સાથ વાત કરવા લાગો કે તાજ તખત જે નેક આદમી હોએ અને જે હકતાલાની રાસત રાહ ઉપર ચાલનારો તથા મદદગાર હોએ તેને પોંહોચે છે. હું પાક ઇઅજદાંના શોકરાના કરૂં છું કે એવી બુજોરગીને મરતબો તે સાહેબથી મને બખશેશ થએઓછે, વાસતે હું આ જીંદગાની દરમીઆન નેક રાહે કોશેશ કરી નેકી ને અદલાત કાએમ બજા લાવું અને બદદાનોના સર પાઉં નીચે નાખું. બદી કરનારા બદ આદમીઓને બદી સોવાએ કાંઇ નતીજો નવાજું નાહી. દાદગર લોકો સાથે દાદ ને નેકી કરૂં. સીપાહ લોકો અને ફકીર લોકો મારા ખજાનાથી આબાદ થઇ રંજથી આસાએશ પામે. અને જે કોઇ નામદાર બુજોરગ ખાનદાનના લોકો હોએ તેઓનો મરતબો અને રોબ વધારૂં. મારા દીલમાં હરગીજ ખરાબી કે જુઠાઇ લાવનાર નથી. હું હરદમ મારા નેક નેઆગાનોની રાહ રસમ ઉપર મકમ કદમ ભરશ. મારા નેક ને દાદગર ફરમાનથી સર ફેરવનારનું સર તનથી જુદું કરશ. શાહજાદો બહમન, જેહાં પેહલવાન રૂસતમ તથા ફ્રામરજ વગેરે સાથ આ ગોફતગો કરતો ઇરાન સરજમીન જઇ પોહોંચીઓ અને એક હફતા લગી શાહાનશાહ કએ ગુસતાસપના મોતનો ગમ પાલીઓ અને તમામ ખુશ ખુશાલી તથા મોજ જોક તરક રાખી.

આ નામાનો બનાવનાર શાએર કેહેછે કે શાહજાદા બહમન બાબે મેં સાંભલીઉં છે કે તે શાહાનશાહ મોટો જોરાવર ને ઇરાનની શાહાનશાહતને જેબ દેનારો હતો. જોવામાં ખુબસુરત તથા ચેહરામાં રોશન તથા જોરમાં પેહલવાન તથા દબદબામાં બુજોરગ અને સરવે બાબતે પુરો ને પાકો હતો. તેના બંને હાથ તેના પગના ગુઠણો કરતાં લાંબા હતા. તે તમામ અદબ ને કેલવણી જેહાં પેહલવાન રૂસતમથી શીખીઓ હતો.

---

## તખતનશીન થએઓ અસફંદીઆરનો બેટો બહમન ઈરાંનમાં અને તેની પાદશાહી ૧૨૦ વરશ લગે ચાલી તેનો એહવાલ.

—:oo:—

એ રવેશે એક હફતો ગુજરીઆ પછી બુલંદ સેતારાનો અને માહતાબનાં જેવા રોશન ચેહરાનો બહમન પોતાના બુજોરગ નામદાર ગુસતાસપની જગોએ તખત ઉપર બેઠો અને બુજોરગીની કોલાહ પોતાનાં

સર ઉપર મુકી અને તમામ ઈરાની નામદારોને બોલાવીઆ અને તેઓની નજદીક નેક સખુન કહેઆ. તે અનજુમનમાં જાલ તથા રૂસતમ તથા દાનાવ જામાસપ વજીર એ વગેરે બીજા ઘણાં નામદારો હતા. તે લોકોએ પાદશાહ બહમનની જુબાનથી નેક સખુન સાંભલીને સરવે કોઈએ તે ઉપર દોઆ કીધી અને તે પાદશાહ ઉપર બેશુમાર ગોહરનો વધાવો કીધો. પછે તાજબખશ રૂસતમે પાદશાહને કહીઉં કે તેં જે સખુન કહેઆ તે બજા લાવશે તો તમામ જેહાન તારી પનાહ નીચે રેહેશે અને અમો સરવે કોઈ તારા ફરમાબરદાર થઈ રેહીશું અને તું અમારો પાદશાહ કેહેવાશે અને અમો તારા બંદાની મીસાલે ફરમાબરદારીની કંમર બાંધી રેહેશું. અગર જો તું પાદશાહ દુરઅંદેશીથી વીચારીને દીલમાં જાણે કે મેં તારે વાસતે જે બુઢાપાના વખતમાં રંજ ખેંચીઓ અને મેં તુંને જીવની મીસાલે નેગાહ રાખી પાલેઓ છે તેનો બદલો તું મને આપે. મને તો ઉમેદ છે કે તું પાદશાહ તે બદલામાં મને ગંજ બખશીને નેહાલ કરશે. જેવારે બહમન પાદશાહે રૂસતમથી એવા સખુન સાંભલેઆ તેવારે પાદશાહ પોતા ઉપર પેચ ખાઈને મનમાં એક હાએ જીગરથી મારી અને તેને પોતાનાં બાપની ઇઆદ આવી તેથી પોતાના દીલ સાથે કેહેવા લાગો કે એ રૂસતમના હાથ ઉપર મારો બુજોરગ બાપ મારેઓ ગીઓ છે, પણ તેનેથી રૂસતમના દબદબા આગલ તેનાં મોંહ ઉપર કાંઈ બોલી શકાએઉં નહી. પછે પાદશાહે આહેસતે રહીને રૂસતમને કહીઉં કે એ જમાનાનાં પેહેલવાન એ પાદશાહી તખત તથા તાજ અને નગીના એ સરવે મેં તારે વાસતે પોતાને હાથ કીધું છે કે અગર તારી મેહેનતનો બદલો મારા બુજોરગોની રસમ માફક બખશેશ નહી કરૂં તાંહાં લગે તારૂં એહસાન મારી ગરદન ઉપરથી ઉતરશે નહી. એટલું કહીને પાદશાહે પોતાના તન ઉપરથી પોશાક ઉતારીને રૂસતમને બખશેઓ તે તમામ પોશાક જેહાં પેહેલવાન રૂસતમે પોતાના તનમાં પેહેરેઓ. પછે પાદશાહ બહમને પોતાને હાથે રૂસતમની કંમર ઉપર કંમરબંધ બાંધીઓ અને શીતાબ જેહાં પેહેલવાનની સવારીનો ઘોડો મંગાવીઓ અને જે કોઈ ઈરાન જમીનનાં બુજોરગ લોકો બેઠા હતા તે સરવેએ ઉઠીને જેહાં પેહેલવાનને તાજીમ આપી અને સરવે કોઈએ રૂસતમની રેકાબને બોસો દઈને દોઆ કીધી. પછી મીજલસના તમામ લોકો તેની સાથે તેનાં મકાન લગી વીદાએ કરવા ગએઆ. તાંહાં એક હફતો બાગમાં મેહેમાની

કીધી. જેવારે તે હફતો તમામ થએઓ તેવાર પછી બહમન પાદશા-
હે પોતાના એવાંનમાં એક હફતા લગી એક મીજલસ ખોરરમ બેહેશ-
તની મીસાલે સમારી. તે એવી રોશનીભરેલી હતી કે તેવી મીજલસ
કોઈએ નજરે પણ નહી દીઠી હશે. એમ કરતાં સરવે મીજલસનાં લોકો
પાદશાહની ઈઆદમાં પેદરપે શરાબની જામો નોશ કરવા લાગા. એવી
ખુશીમાં પાદશાહે હોકમ કરીને ખજાનચીને બોલાવીઓ અને તમામ મી-
જલસનાં લોકોને સરોપાવ આપીઓ. તેમાં જે કોઈ પેહેલવાન લોકો
હતા તેઓને જરી લગાંમના ઘોડા તથા કોલાહ તથા તોપ તથા જરી
કમરબંધ બખશીઆ. અને પોતાનો વજીર પેશુતન નામનો હતો તેને
ફરમાવીઉં કે હાથમાં કાગજ તથા કલમ પકડે. તેજ વખતે પેશુતને
હાથમાં કલમ તથા કાગજ પકડીઉં અને નામદાર પાદશાહ બહમન જે
કોઈ ઈશની ઉપર મેહેરબાન થઈને મોલકની જાગીરી બખશે તો તેનુ
ફરમાન રોશન દીલનો પેશુતંન લખતો હતો. તેવાર પછી સરવે કોઈ
પાદશાહની રજા લેઈને પોત પોતાના મકાનની તરફ ગાઆ અને પા-
દશાહની દાદ તથા સખાવતે કરી તમામ જેહાંન નવેસરથી આરામ
પામી અને ખુબીએ રોનક પકડી તેથી તમામ જેહાંનનાં લોકો પાદ-
શાહની નેક નેઅમતની બરકતથી ખુશી થઈ જોક કરવા લાગા અને
જેહાનમાંથી સેતમ તથા બેદાદી ગુમ થઈ અને તે પાદશાહીમાં કોઈ-
એ જુલમ તથા ગમ દીઠો નહી. તે એવો શલુકાઈથી ચાલવા લાગો
કે ગીમોરગ જાનવર તથા લાહાવા એક એક સાથે બેદાં મેલવાં લાગાં
અને જંગલના દરમીઆંનમાં શેરો તથા ગોરખર એકઠાં ફરવા લાગાં.
એવો અદલ ઈનસાફ હતો અને તે પાદશાહે પોતાની દરગાહના દરવા-
જાના દરબાનને હોકમ કરીઓ હતો કે જે કોઈ ફરીઆદ આવે તેને
શીતાબ મારી નજદીક આવવા દીએ. તેથી જે કોઈ ઉપર બેદાદી
તથા જુલમ થતો તે શખસ બેદહેશત પાદશાહના તખતની નજદીક
ચાલીને જતો અને પોતાનો એહવાલ જાહેર કરતો, તેવારે તે શખસને
પાદશાહ પોતાના તખતની નજદીક બોલાવતો અને તેનો એહવાલ
સરવે સાંભલતો અને તેજ વખત પોતાના જાસુસોને મોકલી
તેના દાવાદારને પકડી મંગાવતો અને તેનો ઈનસાફ કરી તે શ-
ખસને નવાજીને વદેઆ કરતો. અને જેવારે લોકોના ઈનસાફથી
ફારેગ થતો તેવાર પછે પોતે ખાનું ખાઈને શરાબ પીતો અને
રામશગરોનાં અવાજથી ખુશીમાં બેશતો હતો. અને તું કેહેશે કે તે

વખત પાદશાહનાં એવાંનમાંની મીજલસ રોશન આસમાનની મીસાલે બીરાજતી હતી. તેમાં બુજોરગ લોકો જે કોઇ બેશતા તે ગોએઆ સેતારા હતા અને પાદશાહ ગોએઆ માહતાબની મીસાલે જહલકતો હતો અને તે મીજલસમાંથી ફારેગ થએઆ પછે એવાંનમાં જઇ ચંમપેલીની મીસાલના બદનની અને કાચાં અનારને મીસાલની રાંમશગરો પાશેથી એક જામ શરાબની માંગીને નોશ કરતો તથા તે મેહેબુબો સાથે શોકમાં બેશતો હતો.

એનો શાએર તે વીશે એમ કરી લખે છે કે આદમી જાતને જવાંની તથા દીલની મોરાદનું બર આવવું તથા બેગમી એ તરણ ચીજ મોજુદ હોએ તેવારે તે આદમીને બીજું શું જોઇએ.

એ રવેશે નામદાર પાદશાહ બહમન ખુશી હમેશાં ગુજારતો હતો. એ રીતે કેટલીએક મુદત ગુજરી પણ પોતે રામશનીથી ધરાએઓ નહી. તે ઉપર શાએર ફરમાવે છે તે વાત દરોસત છે કે ખુશીથી કોણ આજેજ થાએ. મગર જે શખસનો કંમબખતીનો દાહાડો બેશે તે શખસ ખુશી ભોગવીઆથી આજેજ થાએ.

---

## જેહાં પેહલવાન રૂસતમનું પાદશાહ બહમનની દરગાહમાં આવવું અને તેમાં શાહનશાહની શાદીની જીકર થવા વીશે.

—:00:—

શાહાનશાહ બહમનની દરગાહમાં એક નેક રોજે જેહાં પેહેલવાન રૂસતમ રખશ ઉપરથી ઉતરી દાખલ થતાંજ પાદશાહી રાહરસમ મુવાફેક શાહાનશાહને સર નમાવી, તખતને બોસો દઇ, નેક દોઆના સખુનો કહી, પોતાની સુણાની કુરશી ઉપર બેઠો. તે નામદાર જેહાં પેહલવાનને બુજોરગ જામાસપ હકીમે જેવારે ઇરાંનીદરગાહમાં આવતાં જોએઓ, તેવારે તેણે બેહદ ખુશાલીમાં આવી તે પીલતન જેહા પેહલવાન હજુર શાહાનશાહ બહમનની શાદીની તમામ હકીકત કહી સંભલાવી. તે તમામ દાનાઇના સખુન સાંભલીને જેહાં પેહલવાન રૂસતમે પાદશાહને કહીઉં કે એ નેક બખત પાદશાહ હુંબી ઘણાં દાહડા થએઆ તુંને કેહેવાનો હતો પણ હવડાં એ વાત તારા દીલમાં ઉતરે ઇઆ નહી ઉતરે તેનો અંદેશો કરતો હતો. એટલામાં જામાસપ હકીમે તારી નજદીક જાહેર કરીને કહીઉં

તેથી હું બી અરજ કરૂં છેઉં કે એ દાનાઈભરેલા જામાસપ હકીમે જે વાત કહી છે તે તુંને કરવી જોઈએ, કે પાદશાહ લોકોને શાદી કરી ઓરત સાથે જીંદગાની ગુજારવી જોઈએ. તેવામાં પાદશાહની નજદીક પેશુતન બેઠેલો હતો તે ઉઠી ઉભો થએઓ અને તે બેહુ સાથે તે તરીજો કેહેવા લાગો કે જે કેઆની તાખમનાં પાદશાહના એવાનમાં નેકાહ કીધેલી ઓરત નહી હોએ તે પાદશાહને બુજોરગી કંમ હોએ છે. માટે એ વાત શાહાનશાહને કરવી સજાવાર છે. તેવારે પાદશાહે જવાબ દીધો કે તમારી નેક મસલહત માફક ચાલવું મને ખુબ છે. વાસતે મારે લાએકની ઓરતની જુસતેજોઈ તમો કરો. તેવારે જામાસપ હકીમે કહીઉં કે, એ હોનરમંદ પાદશાહ મને હરએક મોલકની ઓરતોના ફેલ તથા તબીઅતની ખબર છે. તે હું તુંને કહું તે સાંભલ કે તુંને કીઆ મુલકની ઓરત પસંદ આવેછે તે ઉપર અમો કોશેશ કરીએ. પણ મારી વાત સાંભલ કે અરબસતાનનાં આદમીઓ જોરાવર તનનાં, ચાંપલુસીભરેલાં, દીલનાં મેહેરબાનો તથા પાકીજે અકલના છે, પણ તાંહીંના આદમીઓનાં તન ફરબે નથી હોતાં. જેમકે એક સુકાએલું લાકડું હોએ તે મીસાલે સુકાએલાં હોએછે. અને રૂમના મોલકના આદમીઓ ખુબીમાં માહતાબની મીસાલના તથા દીલના હુશીઆર તથા સખાવતભરેલી તબીઅતના તથા નેક ખાનદાનનાં હોએછે, પણ તે લોકોમાં એક એબ છે કે ઓરત લોકોને મરદ વગર એક દીન ચાલતું નથી ઇઆને રાત દીન પોતાનો પેશો તથા રોજગાર મુકીને મરદનો સાથે બેસી રેહેછે અને તે મરદ સાથે એશ અશરતમાં ગુજારેછે. એટલુજ નહી પણ ગોએઆ તેને જાદુ કરીને એવું કરી મેલે છે કે તે મરદ એક દીન બલકે ઘડીભરબી તેની આગલથી ખીસે નહી. તુરકસતાંન તથા ચીનનાં મલકોની ઓરતોની મીસાલની ઓરતો જેહાંનમાં કોએ નથી—તે ઓરતોને પેટે ફરજંદ પેદા થાએ તે પેહેલવાન થાએછે પણ તમામ લોકોના કરતાં બદ ખાસીએત તુરકી તથા ચીની લોકોમાં ઘણી છે તથા તે લોકોમાં બીજી એબ છે કે અદેખાઈ ઘણી રાખે છે. બાકી જોવામાં ખુબસુરત પરીની મીસાલનાં હોએછે. તેઓ શરમને તથા વફાદારીને તો જાંણતાંજ નથી. અને હીંદુસતાનનાં મોલકના આદમી વફાદાર તથા ઇઆરબાજ તથા નેક અકલનાં અને શરમને વાસતે સરથી તે પગ લગી પોશાક પેહેરેલો રાખે છે અને જોવામાં જેબદાર પુતલાંની મીસાલનાં તથા બોલવામાં શીરીન જુબાંનનાં તથા લટકતી ચાલનાં હોએ છે. પણ તે લોકોનાં દીલમાં લોભ તથા કપટ ઘણો છે કે એક

તોફાચીજને વાસતે નજર ફેરવતાં અને મોહોડાં ઉપર આવીજતાં વાર લગાડતાં નથી. વાસતે એ તમામ મુલકોની ઓરતોને રેહેવા દઈને ઈરાન જમીનની ઓરત તું પસંદ કરકે ઈરાન જમીનમાં બુજોરગોની પીઠથી જે કોઈ પેદા થએલાંછે તેઓને હકતાલાએ બુજોરગીનું તાજ તથા તખત તથા નગીના બખશેઆ છે. વલી હરએક મોરગબી પોત પોતાની જાતના મોરગ સાથે પોતાનું જોડું બનાવે છે. વાસતે ઈરાન જમીનમાં ઘણીએક ઓરતો ખુબસુરત છે કે જેના દીદાર જોએઆથી એકબારગી પરહેજગાર મરદબી નાસબર થાએ ઈઆને તેથીબી બરદાશત થતી નથી. હકતાલાએ નેકી તથા ખુબી તથા પાકી તથા મુરવત તથા શરમ તથા વફાદારી પેદા કીધી છે તે તમામ ઈરાન જમીનના આદમીઓમાં મોજુદ છે. અને જેહાનને પેદાનો કરનાર બારેહકતાલાએ તમામ મુલકમાં ઈરાન જમીન જેવું શેહેર બીજું પેદા કીધું નથી. ઈરાન જમીનની ઓરતોનાં તન ખાલેસ રૂપાંની મીસાલનાં સફેદ અને ગોલાબની મીસાલનાં ખુશબોદાર અને ચેહેરામાં આફતાબની મીસાલે રોશન હોએછે તથા બોલવામાં તુટીની મીસાલે છે. તથા ચાલવામાં હાંસ જાનવરની મીસાલના તથા મેહેરબાંન દીલનાં હોએછે. અને એ વગેરે હકતાલાએ તમાંમ ખુબી ઈરાની લોકોમાં મેલોછે. મગર દાદગર સીવાએ એ લોકોની કદર બુજનાર તથા જાંણનાર કોઈ બીજો નથી, એવી ખુબી તથા વફાદારી એ ઈરાની ઓરતોમાં છે.

---

## જેહાં પેહેલવાન રૂસતમે શાહાનશાહ બહમન પાસ કેઆશમીરની શાહજાદીનું બેઆન કીધું તે સાંભલી શાહાનશાહ તે શાહજાદી ઉપર આશેક પડીઓ.

——:00:——

જેવારે જામાસપ હકીમ તમામ મુલકોની ઓરતોની ખુબી ને ખામી બેઆન કરી રહેઓ, તેવાર પછી પીલતન રૂસતમે કેઆશમીરના પાદશાહની માહતાબ બેટીનું દાસતાન એ રવેશ ચલાવીઉં, કે એ નામદાર શાહાનશાહ મારા આ થોડા સખુનો ઉપર તું ખુબ અંદેશાથી કાંણ ધર, કે એક મારા મુલકનો મોટો સોદાગર કે જેનો પેશો મુલકે મુલકની સફર જવું અને ગોહરોનો વેપાર કરવાનો છે, તે પાદશાહી

દરગાહે બીરાજવા લાએક સોદાગર સાથે મને જેવારે હેલી મુલાકાત થઈ તેવારે મેં તે સોદાગરને તેની મુસાફરીની નવાઈ જાણવા માટે સવાલ કીધો. તેવારે તે સોદાગરે મને એક અજાએબ દાસતાન કહીઉં કે કેઆશમીરની મારી મુસાફરીમાં મેં તાંહાંની પાદશાહત ઘણીજ બુલંદ ને જરદાર જોઈછે. અને તાંહાંનાં પાદશાહનું નામ સુરશાહછે. તે પાદશાહે મને એક દીન પોતાની દરગાહમાં બોલાવીઆથી હું શીતાબ તેના હોકમને તાબે થઈ તે હજુર ગએઓ. તે પાદશાહની દરગાહ તથા દબદબો જોઈ હું અજબ રહેઓ; તેવામાં તે પાદશાહે મને પોતાના વજીર મારફતે ફરમાવીઉં કે ઓ સોદાગર તારી પાસ જે કંઈ ઉમદા જવાહેર ને મતા દેચવાની હોએ તે મારી નજદીક લાવ કે હું નજરે જોવું. જો તે માલમાંથી મને પસંદ પડે તો પછી હું તેની જે કીમત થાએ તે આપી તારી પાસેથી ખરીદ કરૂં. આ તેના દીલાસા ભરેલા સખુનોથી મારી પાસની તમામ ઉમદા ચીજો જે પાદશાહોને લાએક, તે તેની દરબારમાં લેઈ ગયો. તે ઉમદા ચીજોના મારી પાસે કેટલાંક ગોહરો એવાં તો નાદેર બેમુલાં હતાં કે તે જેવારે ખુલલાં મેલવામાં આવતાં તેવારે ઘડીભર આફતાબની રોશની ઉપર તે ગોહરો સરસાઈ મેલવી લેતાં હતાં. તે ગોહરોને સોહા રાતના જો દીવાનખાનામાં જાહેર મેલીઆમાં આવેતો એક ચેરાગની જગો શો ચેરાગ સલગાવીઆ જેટલી બોહલી રોશની પડે ! તેવાં બેકીમતી ઉમદા ગોહરો જોઈ તે કેઆશમીરનો પાદશાહ અને તેની તમામ દરબાર કે જેમાં અમીર ઉમરાઓ ને સોદાગરો બીરાજીઆ હતા તે જોતાંવાર કેહવા લાગા કે એ રવેશનાં રોશનીવાલાં બેમુલાં ગોહરો આજલગી અમારી નજરે જોએઆં નથી. દરબારે ઉઠી પાદશાહને કેહી જણાવીઉં કે આ ગોહરો ઘણાંજ બેકીમતીછે અને અમોએ એવાં ગોહરો આજતલગ જોએઆંજ નથી, તો પછી કીમત કેમ કરી શકાએ ? પણ એ બેમુલાં ગોહરો પાદશાહતને શોભા દેનારાં જણાએછે. માટે તે કોઈ રીતે મુલ આપી ખરીદવાં જોઇએ. અને હાથથી જવા દેવાં જોઈએ નહી. આ ગોફતેગોથી તે પાદશાહે થોડો એક વખત વીચાર કરી તેજ વખતે ફરમાવીઉં કે એ ગોહરો મારી બેટી નજદીક લેઈ જાઓ. અને કેહો કે પાદશાહે આ ગોહરો મોકલીઆંછે તેની બરાબર કીમત કરો. પાદશાહના હોકમથી મને મારાં બેકીમતી ગોહરો સાથ દાઈ તે શાહાજાદીના મેહેલમાં લેઈ ગઈ. તે મેહેલ જોતાંજ હું તાજુબ થએઓ. તે કાંઈ ઇનસાનનો હતો નહી.

ગોએઆ પરીઓનું રોશન એવાન હતું. તે મેહેલમાં એક કીમતી પાદશાહી તખત મેલેલું હતું. તે ઉપર એક ઘણીજ ખુબસુરત ઓરત આરાસતા થઇ બીરાજેલી હતી, ગોએઆ તે તાંહાં એક સુંદર પુતલીજ જણાતી હતી. કે જેના માહતાબી હોસનવાલા ચેહરાથી તે તખત ને દીવાનખાનું રોશન ને જલેહ મારતું હતું. તે નાજનીન માહતાબને જોએઆથી મારૂ દેલ દીવાનું થએઉં. એવી તે પાક ચેહેરાની મુરતી હકતાલાની કુદરતથી પેદા થએલી હતી. તે શાહજાદીનું તન ગોએઆ દુધ કરતાં સફેદ હોવાથી તેના મુખની જેબાઇ ખીલી હતી. તે નાજનીનના તનમાંથી ચમપેલીની ખુશબો નીકલતી હતી અને તે પરી ચેહેરના સખુનો ગોએઆ આદમીઓના કાણુનો શીંગાર હતો. તે પરીશીકલ શાહજાદી જેવારે હસતી તેવારે સામા આદમીઓને દીવાના કરતી હતી. એ રવેશે તેહમતન તાજબખશ રૂસતમે શાહાનશાહ બહમન આગલ તે કેઆશમીરની શાહજાદીની ખુબસુરતીની તારીફ કીધી તેથી શાહાનશાહ તે શાહજાદી ઉપર આશેક થએઓ. અને એ શાહજાદી વીશેનીવાત તે સોદાગરથીજ સાંભલવાની ખાહેશે તે સોદાગરની તલબ કરવા લાગો.

જેહાં પેહેલવાન તથા જામાસપ શાહાનશાહની મકસદ સહમજી જઇ તે સોદાગરને તેના મકાનથી બોલાવવા એક કાસેદને રવાને કીધો.

---

## તારીફ કીધી સોદાગરે કેઆશમીરના રાજાની બેટીની નાંમદાર પાદશાહ બહમનની હજુરમાં તે વીશેનો એહવાલ.

—:00:—

શાહાનશાહ બહમનની ખાહેશ મુજેબ શીતાબ એક સવાર તે ગોહરફરોશ સોદાગરને બોલાવવા ગએઓ અને તેને બોલાવી લાવી શાહની દરબારમાં તેણે હાજેર કીધો. તેવારે પાદશાહ બહમને તે સોદાગરને આબરૂ આપીને બેસાડીઓ. અને તેને નરમીથી પુછીઉં કે તેં જેહાં પેહેલવાનની નજદીક કેઆશમીરના રાજાની બેટીની જે તારીફ કીધી તે સરવે વાતથી મને વાકેફ કર. તેવારે સોદાગરે જવાબ દીધો કે એ જેહાનના પાદશાહ! હું તે બેટીની તારીફ શું કરૂં? કે ગોએઆ હકતાલાના બેહેશતમાંથી એક પરીએ આવીને કેઆશમીરના રાજાના એવાનમાં મકાંન કીધોછે. અગરજો કારીગર લોક તેવી એક પુતલી બનાવીને બુતખાનામાં બેસાડે તો સરવે કોઇ આલમના લોકો

ફાફેર થઈને તેની પરસતેશ કરે. તથા તે શાહાજાદીની નજદીક એક ખુબસુરત છોકરોબી માહતાબની મીસાલનાં ખુબ ચેહરાનો રાત દીન સાથે રેહેછે. મેં જોઈઉં કે તે ઓરતની સાથે તે છોકરો સેતરંજની બાજી રમતો હતો. તેનો તમાશો જોઈને જાણે હું ચીકલમાં ગરક થએઓ હોવું તે મીસાલે આજેજ થએઓ. અને તે ઉપર પાક ઈઅજદાંનું નામ લેઈને ઘણાએક શોકરાના કીધા. પછી ખીદમતગારે તે બેટીની નજદીક મારી હકીકત કહી તેથી તે બેહુએ બાજીના મોહરા ઉપરથી હાથ ઉઠાવીને મારી તરફ નેગાહ કીધી અને તેણે પોતે મને બોલાવીને પોતાની નજદીક બેસાડીઓ. મેં તે તમામ ગોહરોને તેની નજદીક મેલીઆં અને તે શાહજાદીએ તમામ ગોહરોને જોતાવાંર તેઓની કીમત કીધી. તેની દાનાઈ તથા હુશીઆરી જોઈને હું અજાએબ રહેઓ. પછી તે ગોહર તેણે રાખેઆં અને મારી કીમત મને આપી. તેવારે મેં પેલા ખેદમતગારમાંના એકને પુછીઉં કે એ ઓરત કોણ છે ? તેવારે તેણે મને જવાબ દીધો કે એ ઓરત અમારા રાજાની બેટી છે અને એ અમારા રાજાનું રાજ એ બેટીની દાનાઈ તથા તદબીરથી ચાલેછે, પણ આજલગી એ બેટીએ પોતાનો કોઈ મરદ તલબ કીધો નથી. અને એનો બાપબી એ બેટીને કોઈને આપવાનું પેગામ કરાવતો નથી. પણ જે કોઈ મરદ નેક સેતારાનો હોશે તે શખસ સાથે એ શાહજાદીનાં નેકાહ થશે. એ બેટીનું નામ કેતાઉન કરી કેહેછે. એ અકલ તથા દાનાઈમાં ઘણી નામદાર છે અને એ નવ જવાન છોકરો જે આફતાબની મીસાલનો છે તે એનો ખાસ ગોલામ છે. અને ખુબસુરતીમાં ઘણો રોશન છે. અને તેનું નામ લોલુ કરી કહે છે. અમારો પાદશાહ એ બેટી તથા એને જોવાથી ઘણો ખુશ રેહે છે અને એ ગોલામ ઉપર બેશુમાર મોહબત તથા મેહેરબાની રાખે છે. એ લોલુની માએના દુધથી એ શાહજાદી કેતાઉન પરવરેશ થઈ છે. અને એ બંને જનાં એક મકતબમાં એલંમબી પઢેઆં છે અને દાનાઈથી પોતાના સર આસમાંન તલક ઉઠાવેલાં રાખે છે. એ બંનેના ચેહરાની તારીફ આફતાબથીબી જોઈ શકાતી નથી ; એવી ખુબસુરતીભરેલા બેહુના ચેહરા છે. અગર તે રાજાની બેટીને જો તું પસંદ કરે તો અલબતે પોતાનું દેલબંદમાં નાખે અને બીજી ઓરતોની તરફ નેગાહ નાહીજ કરે. એ રવેશે તે સોદાગરે પાદશાહ બહમનની નજદીક તે શાહજાદીની તારીફ કીધી. તેની એ વાત સાંભલવાથી બહમનની ઉપર એશકનો

આતશ તેજ થએઓ અને તેનું દલ જોશમાં આવેઉં. અને તેની મોહ-બતથી પાદશાહનું દલ દેવાનું બનીઉં. તેથી રખશના સાહેબ રૂસતમની તરફ મોહો કરીને કેહેવા લાગો કે એ નામદાર જેહાં પેહેલવાન એ જગેથી કેઆશમીર શેહેર ઘંણું દુર છે તેથી હું જાંણું છેઉ કે તે સુરશાહ આપણો સખુન કબુલ કરશે નહી. મગર જો તે પાદશાહ મારા સખુનથી સર ફેરવશે તો તે તરફ લડાઈને વાસતે તુંને જવું પડશે. અને એવું નહી થાએ કે મારૂં નામ શરમમાં રેહે, એવી તદબીર તુંને કરવી જોઈએ. તેવારે રૂસતમે બહમન શાહાનશાહને જવાબ દીધો કે એ પાદશાહ એ વાતથી તું તારા દીલમાં અનદેશો ના લાવ અને કસી વાતે જીવને રંજીદા તું મા કર. તું જો કે તે સુરશાહ ઉપર એક નામું એવું લખું કે તેનો જવાબ શલુકાઈભરેલો એક હફતામાં આવી પોંહોચે. હીંદુસથાનમાં મારૂં નામ સરવે કોઈ જાંણેછે. અને તે સરજમીનના નાંધલા તથા મોહોટા સરવે કોઈએ મારા બેટા ગરદનફરાજ ફરામરજને નજરે નજર જોએઓ છે અને વલી લડાઈને વખતે તેને હીંદુસ્તાનના પેહેલવાન લોકોએ અજમાવીઓ છે. તે સરફરાજની તલવારના દમામ તથા દરથી તમામ હીંદુસ્તાનના મોલકમાં મારૂ નામ મશહુર થએઉ છે. વાસતે તું જોકે તે કેઆશમીરના પાદશાહની બેટીને શી રવેશથી ઇરાન જમીન મંગાવુંચ. એવા સખુન તેહમતન રૂસતમની જુબાનથી સાંભલીને પાદશાહ બહમન ઘણો ખુશ થએઓ અને હસતું મોહડું કરીને તેણે રૂસતમને કહેઉં કે એ તાજ બખશ પેહલવાન જેમ તુંને પસંદ આવે તેમ કર પણ હરેક તદબીરથી આપણા ફાદામાં શેકાર આવે તેવું કર. તે સાંભલીને જેહાં પેહેલવાન રૂસતમે સીસતાન તરફ જવાની રજા પાદશાહ પાસેથી લીધી અને,શીતાબ જમીનને બોશો દેઈ દરગાહમાંથી બાહેર આવી રખશની પીઠ ઉપર સવાર થએઓ. તે શીતાબ રાહ માપતો સીસતાન જઈ પોંહોચેઓ.

---

## નામું લખેઉ તાજબખશ રૂસતમે કેઆશમીરના રાજા ઉપર અને તલબ કીધી તેની બેટી શાહજાદી કેતાઉનને શાહાનશાહ બહમનની શાદીને માટે.

—:oo:—

જેહાં પેહલવાન રૂસતમે સીસતાનના પોતાના ખાસ મેહેલમાં શીતાબ એક ખાનગી મીજલસ આરાસતે કીધી. આ મોજલસમાં તે

નામદારે પોતાના તખત ઉપરથી જાણુલ સરજમીનના દરબારી નવીસંદાને ફરમાવીઉં કે શીતાબ હાતમાં કાગજ તથા કલમ પકડી લખે કે તે પાક સાહેબે આસમાન તથા જમીન પેદા કીધી અને પાણીના કતરામાંથી આદમી જાતને પેદા કીધાં અને જેહાનને રોજી ઉપર બરકરાર કીધી અને મુલકોની પાદશાહતથી પોતાની આલમમાં ઇનસાફ ને દાદ ઉતારી. તે અજીમ કુદરતના ખાવીંદની આ ટુક તારીફ બાદ મારી મકસદનું આ નામું એ કેઆશમીરના રાજા સુરશાહ વાંચીને તું દુર અંદેશીથી મુરાદ સર કામ લેજે. એ પાદશાહ! તું પોતાના રોશન જીવથી નેક રવેશે જાણેછે કે મેં હીંદુસતાનના લોકોને કોલ આપેલો છે તેથી એક રેશ પણ ફરતો નથી અને તમો તમામ હીંદુસ્તાનના લોકોએ મારી મરદાનગી જોઇને મારા બેટા ફરામરજને પોતાનો સરદાર પસંદ કરીને અમારાં ફરમાન માફક ચાલો છેઓ. અને મારા શેરમરદ બેટાના ગોરજથી તમો સરવે કોઇ હીંદુઓ નરંમ થઇ શલુકથી બંદની આપો છો. તેથી અમો લોકો અમારાં શેહેરમાં બેશી આસાએશથી જોક કરીએ છીએ. અને જે કોઇ લોકો અમો સાથે નાફરમાંની કરે છે તે તમામ શખસ પોતાના વતનથી બેવતન થઇ સખતી બેંચેછે. અમો લોકોએ તમોને જે કાંઇ કોલ આપેઓછે તેથી અમોબી અમારા બુજોરગોની મીસાલે સાબેત કદમે રહેલા છઇએ. અને અમારે તાબેનાં લોકોનાં તન ઉપર એક સખત પવનબી વાગવા દેતા નથી. અગર જો અમારાં દીલમાં રાસતી સાબેત નહી હોએતો આજ લગી અમારા કોલ ઉપર કોણુ ચાલતે અને અમોને નેક અકલના કરી કોણુ કહેતે ? તે કરતાં તમારી ખાતેર નોશાં થવાને વાસતે હવડાં ફરીથી લખુ છેઉ કે દાદગર દાદાર કે જે સાહેબે રોશન બેહેશત પેદા કીધું છે તેનાં કસમ તથા તે ખોદાઇ રોશન નુર દઆને આતશ કે જે જરતોશત સપેંતમાંન પોતાની સાથે બેહેશતમાંથી લાવેઆ હતા તેનાં કસમ, કે મારી વાત તમાંમ રાસતી સીવાએ બીજી કાંઇ નથી. અને હું મારા બુજોરગની મીસાલે જુઠદને તથા ફરેબને પોતાની નજદીક રાખતોજ નથી. વાસતે એ દાનાઇભરેલા સુરશાહ! તું જાણેચ કે હવડે ઇરાંનનો પાદશાહ બુજોરગ કએખુસરોનાં ઝલકાટનો તખત ઉપર નવો બેઠો છે. તેનું નામ નેક અકલનો બહમન છે. તે પાદશાહ લોહોરાસપનો નબીરો ફતેહમંદી ભરેલો દલેર અને દાંનાવ તથા સખી દીલનો છે. તમાંમ દરીઆવ અને ખુશકીનાં લોકો સરવે કોઇ એ પાદશાહની દરગાહે આવી દીલની

નેકબખ્તીથી તાબેદારી કબુલ કરી ગએઆ છે; બલકે હફત કેશવરજમીનનાં પાદશાહ એ શાહાનશાહનાં ફરમાનથી નાફરમાંન નથી. એવો ઈગ્નદબાભરેલો શાહનશાહ તારી બેટી સાથે નેકાહ કરીને તારી સાથે બેગી જોડવા માંગે છે. શા વાસતે કે તારી બેટીની ખુબસુરતીની તારીફ તેણે સાંભલી છે તેથી એ પાદશાહનું દેલ તે માહાતાબને ચેહેરેની શાહજાદી ઉપર આશેક થઈઉં છે. વાસતે મારી અકલમાં એવું આવે છે કે તુંને એ કાંમનો કસદ શેતાબ કરવો જોઈએ. એ કામ કીધાથી તારૂં મોબારેક તાલે મદદગાર થશે અને દીનનાં હોકમ મુજબ તારી બેટી સરવે બાંનુઓની બાંનુ થશે. તેવારે તું બીજા પાદશાહો ઉપર બુજોરગી પાંમશે અને એ વાત તમાંમ જેહાંનમાં મશહુર થશે. અગર જો મારૂં ફરમાંન તેં માંનીઉ નથી તો તારો કેઆશમીરનો મોલક જેવો છે તેવો રેહેવાનો નથી. તથા તારી પરીને મીસાલની બેટી તથા તારો મોલક અમારા હાથમાં આવશે. અગર જો પેહેલાં નાફરમાની કરી પાછલથી તું અમારી પાસે આજેજીથી ગુનાહ માફ કરાવવા આવશે તો તે અમોં કબુલ કરશું નહી.

એ રવેશે નાંમુ લખીઉં અને તે ઉપર પોતાની માહોર કીધી. પછી એક બુજોરગ બુનીઆદના દાનાવ તથા હુશીઆર, શલુકભરેલો પીર મરદ પરહેજગાર પારેશ નામે હતો જેની માએ સાંમનાં બેટા જાલને દુધ પાઈને પરવરેશ કીધો હતો તેથી તે નામદાર પારેશ પરહેજગાર જાલેજર સાથે હર જગો રેહેતો હતો બલકે જાલનાં ઘરને તે પારેશ પરહેજગારથી પોશાની હતી, તેને જેહાં પેહેલવાંન રૂસતમે બોલાવીને કેઆશમીરનાં રાજાનું નામુ આપી કહીઉં કે તું અકલના દરીઆવનું મગર છે અને તારી દાનાઈ હરેક જગો ઉપર પસંદ પડતી થઈ છે વાસતે તુંને કેઆશમીરનાં રાજાની પાસે જવું જોઈએ. જોકે તે મોલકની રાહ ઘણી દુર છે; પણ એ કાંમમાં જો તું કોશેશ કરશે અને એ કાંમ સરંનજાંમ પોંહોચાડશે તો નામદાર શાહાનશાહ બહમનની હજુરમાં મરતબો ને ઈજતં પામવા લાએક એહસાન કરેલું કેહવાશે. આ નેક કામ બજાવીઆથી તું તે નામદાર શાહાનશાહથી મોટી મેહેરબાની મેલવવા લાએક ઠરશે અને મોટી હકુમત પામશે. અએ નામદાર બુજોરગ! જેવારે સુરશાહ પોતાની બેટી કેતાઉનને આપણાં પાદશાહને વાસતે તારે હવાલે કરે તેવારે તું તે પરીચેહરને છુપી રાખજે કે તેની નીશાંન કોઈ જાંણે

નહી. એ રવેશે જેહાં પેહલવાન રૂસતમનો હોકમ સાંભલીને જેહાંનનો ફરનાર પારેશ એક નોકરને સાથે લેઇ સવાર થઇ આગલ રાહ માપતો તથા મંનજલ કાપતો કેઆશમીર જઇ પોંહોચીઓ.

જેવારે તે નામદારે કેઆશમીરના રાજાનો મેહેલ જોએઓ તેવારે તે પોતાની જેહમતને માટે ખુશદેલ થઇ પોતાના ઘોડાથી કુદી પીઆદો થઇ રાજાની મુલાકાતે દરબાર તરફ કદમ બા કદમ ચાલીઓ અને દરબાંન ઇરાની એલચીના આવીઆની ખબર તેના જોરેમંદ રાજાને કરે તેટલાંજ તે રાજાને પાદશાહી રાહ રસમ મુઆફેક કુરનસ બજાવી જેહાં પેહલવાન રૂસતમનું નામું તેની જનાબમાં મેલીઉં.

---

## કેઆરામીરના રાજાએ જેહાં પેહુલવાન રૂસતમનુ નામું વાંચી પોતાની બેટી કેતાઉનને શાહાનશાહ બહુમન વાસતે મોકલવાનો અંદેશો કીધો તે વીશે.

•——:00:——

જેવારે કેઆશમીરના રાજા સુરશાહે નામદાર પારેશ પરહેજગારનું નામું પોતાની હજુર બાઅદબ મેલાએલું જોએઉં તેવારે તે નામદારે શીતાબ પોતાના નવીસંદાને તે નામું વાંચવાનો હોકમ કીધો. અને જેવું તે નામું વંચાઇ રહીઉં કે રાજા અંદેશામાં પડેઓ. તેનું દીલ જેહાં પેહલવાનની સખતાઇથી તપવા લાગું. પણ તે તાજબખશના જોરના દબદબાથી ડર ખાઇ શીતાબ તે નામદારના નામાને પોતાનાં દીદારને લગાડેઉં અને બોસો દેઇ સર ઉપર ચહડાવેઉં. અને તે રાજા બાંગે બુલંદ રૂસતમની તારીફ કરવા લાગો. પણ પોતાનાં દેલ સાથે નામોરાદ થઇને કેહેવા લાગો કે અફસોશ મારાં સર ઉપર એકાએક એ બલા કાંહાંથી આવી પડી. હવે માહારૂં બખત નામેહેરબાંન થઇઉં તેથી મારી બેટીનુ સર ફાંદામાં આવશે. અને એ બેટી એ વાત કાંઇ કબુલ કરશે નહી. પેલી તરફથી જેહાં પેહેલવાંન રૂસતમે લખીઉંચ તેનો સખુન મારેથી રદ કરી શકાશે નહી. અગર એ વખતમાં તેહેમતન રૂસતમ પાહદશાહ બહમનને વાસતે મારી બેટીની માંગણી નહી કરતે અને જેટલો જર તથા ખજાંનો મારી પાસે છે તે માંગતે તો તેટલો ખજાંનો હું તેને પોંહોચાડતે. એવા અંદેશાથી તે પાદશાહ ઘાબરો પડી ગએઓ અને પોતાની બેટી નેકબખત કેતાઉનની નજદીક જઇ કહીઉં કે એ મારી મુરાદની પોંહોંચાડનાર દાનાવ બેટી! હવડાં

માથે ઉપર જાબુલસતાંનથી જેહાં પેહેલવાંન રૂસતમનુ નામું આવેઉં છે તે મારે મનથી ગોએઆ મારી ઉપર એક બલાનું વાદલ છે. તે નાંમામાં એમ કરી લખેઉ છે કે તારી બેટ્રીની શાદી શાહાનશાહ બહમન સાથે કરે તો બેહેતર છે અગર નાહી તો હું લશકર સાથે આવી પોંહોંચશ અને તારો મોલક તારાજ કરી નાંખશ. પણ હું તો હકતાલા પાશે એવી મોરાદ માંગું છેઉ કે જેહાં પેહેલવાન રૂસતંમનુ આવવું આ જગો ઉપર મા હોજો અને તેનો રખશ આ સર જમીન ઉપર જોલાંન મા લેજો. વાસતે એ નામદાર બેટી ! એ વાતમાં તું શું મસલહત આપે છે અને હું શું ચારો કરૂં કે આપણો છુટકો થાએ. અગર એ બાબતમાં સરકશીનો જવાબ લખું છેઉં તો કાંમ આગલ વધી પડેછે અગર તુંને આપવી કબુલ કરૂં છેઉં તો તારી જુદાઈમાં મારેથી એક દીનબી રેહેવાશે નાહી. એ બેટી ! મારી પાદશાહી તથા તાજ અને તખત, મારૂં તંન તથા જીવ તારેથી પાએદાર છે. વાસતે એ ચીજ કેમ થાએ. મને ઈરાનના શાહ બહમનથી અને તેની લડાઈથી કશો ડર નથી. તે પાંદશાહનુ લશકર, તો મારી નજદીક એક મુઠી ખાક બરાબર છે પણ એ વાતને દરમીઆંન જેહાં પેહેલવાંન રૂસતંમનુ કદમ આવવાથી મને મોટો અંદેશો પેદા થાએ છે. કદાપી જો એનાં હોકમથી સર ફેરવું છેઉં તો મારો મુલક પાએમાલ થાએછે. આગલબી એજ પીલતન રૂસતંમથી શું શું આફત ગુજરી છે તે દાહડાની માહેતમ તથા શોહોર આપણાં મુલકમાંથી બંધ થએઆ નથી. જો શમશેરનો મારનાર ફરાંમરજ પોતાનાં લશકર સાથે આવે તો આપણાં મોલકમાં એક આદમી સલાંમત રેહે નાહી.

જેવારે નેકબખત કેતાઉને એ રવેશે ગંમ ભરેલો અને નામોરાદીનાં સખુન બોલતો પોતાનાં બાપને જોએઓ તેવારે તે બાંનુએ કહીઉં કે, એ બાપ ! એ વાત કાંઈ છુપી રખાતી નથી. એ બુજોરગ પાદશાહ ! તું જાંણુતો નથી કે જેહાંનમાં બેમાલુમ અજાએબ વાત ઘણી છે અને બધા દહાડા એકશાંન જતા નથી તથા એને દરમીઆંનનાં આદમી સરવે હંમેશાં એકઠાં આસુદે રેહેતાં નથી. એ બુલંદ આસમાંન ફરતો છે. એનાં છુપા ભેદને પાંમવું ઘણું મુશકેલ કાંમ છે. કબી મેહેરબાંન થાએ તો આદમીજાતની મોરાદ હાંસેલ કરી અમન બખશે છે અને કબી ગોસસે થાએ છે તો સાંપની મીસાલે દંખ મારીને દશે છે. એ આસમાંનનાં એક હાથમાં શીતાબી અને બીજા હાથમાં ઢીલ છે તથા એક હાથમાં શરબતનુ પેઆલું અને બીજા હાથમાં જેહેરની જાંમ છે તથા એક હાથમાં

તંમબોરો અને બીજા હાથમાં ખંજર છે. તેથી એ આસમાંન આપણુ આદમી જાતને ખુશી કરીને પછવાડેથી જારી કરાવેછે. વાસતે ઓ બાપ ! તું ખાતેર જમેથી જાંણુ કે એની બલામાંથી કોઇ પણ છુટો નથી. તેથી જે દાનાવ લોકો છે તેઓ પોતાનાં દેલ એ ફરતા આસમાનના ફરવા ઉપર કદીબી બાંધતા નથી.

જેવારે તેહમતન રૂસતમ સાથે લડાઇમાં આપણુ બર આવીએ નહી તો શલુકાઇથી નરમી કરવી અને એતફાક રાખવો તે બેહતર છે. વાસતે ઓ બાપ! તું એટલો બધો ગમગીન થઇને અંદેશામાં શા વાસતે પડેઓછે ? જેહાંનના દરમીઆનમાં જે દરદ થાએ તેના એલાજ કીધાથી તે આશાંન થાએ પણુ એખલાં એક મોતનો દારૂ તથા એલાજ નથી. દાનાવ લોકો ફરમાવી ગએઆ છે કે જેવારે દુશમન લોકો ગલબો કરીને સખતીભરેલું કાંમ ફરમાવે તેની સાથે બદી કરતાં નેકી કરવી બેહેતર છે. એ પેદર! આજ લગી આપણે નજરે જોતાં આવીઆં છઇએ કે આગલા પાદશાહોએ જર તથા ખજાંનો જમાં કીધો તે કોઇએ હરગેજ વેચેઓ નથી. તેઓએ એવા સખતીનાં દહાડાને વાસતે જમાં કીધો હતો. બાકી તમાંમ મેલીને આ જેહાનથી તેઓ ખાલી હાથે ગએઆ છે. તું જાણુતો નથી કે માલમતા જે છે તે આદમીની આબરૂનો સદકો છે. તેથી ઓ બાપ ! તારી પાશે જે કાંઇ માલ છે તેને પોતાનાં જીવનો તથા તંનનો સદકો કરી જાંણુ અને હીનદુસતાંનનાં બાજે પાદશાહો બુધાપાને વખતે એમ કરીને કહી ગએઆ છે કે ખજાંનો જે છે તે આદમીના બુધાપાના વખતની ઢાલ છે પણુ આપણો કોઇ વાતે ચારો રહેલો નથી. તેવારે અકલ અને અંદેશાથી વીચારીને આગલ કામ લઇએ તો બેહતર. જેવારે તેહેમતન રૂસતમની સાંમણે તુંને લડવાની તાકાત નથી તો એ કાંમની કારસાજી કરવા માંડ. મને તો એવું સુજે છે.

મેં એવું શાંભલેઉં છે કે તાજબખશ રૂસતમના બેટા પેહલવાન ફરાંમરજે તારા મોલકને તથા લશકરને શી રવેશે બરહમ મારેઉં છે. તેની કાંહાંની તો એ મોલકનાં એવાંનોની દેવાલ ઉપર આદમીઓનાં લોહીએ કરી લખાઇ રહેલી છે. તે કરતાં બહમન છે તે કેઆંની પાદશાહની તોખમનો બુજોરગી ભરેલો પાદશાહ છે, તેની બુનીઆદ બાપની તથા માએની તરફથી પાદશાહ ફરેદુન સાથે જઇ પોંહોચી છે. અને જેવારે એ બુજોરગી ભરેલાં ખાંનદાંનનો પાદશાહ તારો દામાદ થશે તારે તું એમ કરી જાંણુ કે એક તુંને નવી પોશતપનાહ થશે અને તારી

બીમારગીની દવાઈ પેદા થશે અને તારો મોલક તથા તખત આબાદ રેહેશે અને બીજા પાદશાહો ઉપર તારો દબદબો વધશે.

જેવારે સુરશાહ રાજાએ પોતાની બેટીની જુબાંનથી એવા દાંનાઈનાં સખુન શાંભલેઆ તેવારે પોતાનાં મગજમાંથી જુશો કીનો બાહેર કાહાડી નાંખેઆ. પછી પોતાની બેટીનાં દીદા ઉપર બોશો દઈને કહીઉ કે એ શેરાન તાલેની બેટી તારી દાંનાઈથી હું ખુશીનો ઈઆર થએઓ છઉં, તેં જે કાંઈ નસીહતનાં સખુન મને કહેઆ છે તેવા સખુન દાંનાવ વજીરેબી કોઈ દાહાડે નથી કહેઆ. ઓ નામવર બેટી! મને મોટો દર હતો કે અગરજો એ વખતમાં એ સખુન તું નહી કબુલ કરશે તો મારા મોલકની ખરાબી હતી. અને મારૂ મોત ખુવારી સાથે નજદીક આવેલું હતું અને જેહાં પેહલવાન રૂસતમથી મારી પાદશાહીની ગરદ નીકલી જતે; પણ મને બીજો અંદેશો એ લાગે છે કે જેવારે તું જેવી દાનાવ બેટી મારી નજદીકથી દુર પડશે તેવારે હું તારી જુદાઈથી શી રવેશે મારા દહાડા ગુજારશ,

---

## ખુઆબ દીઠો કેઆશમીરના રાજા સુરશાહે તે પોતાની બેટીની નજદીક કહેઓ અને તે ખુઆબની તાસીર મોબેદોને પુછી.

——:00:——

કેઆશમીરનો રાજા પોતાની હોશમંદ બેટી સાથે ગોફતેગો કરીને જાહેર રીતે ખુશી પામેલો પણ બાતેનમાં અફસોસ કરતો અને પોતાનાં જીગરમાથી સરદ હાએ મારતો તથા ગમગીન થતો પોતાના મેહેલમાં જઈ કઈબી ખાનું ખાધા વગર તથા શરાબ નોશ કીધા વગર સુતો. તેજ રાતે તેણે ખુઆબ દીઠો કે એક નોજવાંન ઘોડો ઈરાંનની તરફથી એક માહીઆનને વાસતે કેઆશમીરની તરફ દોડતો સુરશાહનાં તખતની નજદીક આવી પોહોચીઓ. તેણે પાદશાહની દરગાહનાં સોફાનો કસોબી અંદેશો કીધા વગર ચાલાક પાંઉથી પાદશાહનાં તખત ઉપર એટલી તો લાત મારી કે તેનો કસો શુમાર રહેઓ નહી. એમ કરતાં સુરશાહનાં તખતનો એક પાંઉ તોડી નાંખેઓ. તેવામાં પાદશાહ ખુઆબથી જાગી ઉઠીઓ. અને તે ખાબથી તેનું દેલ ઘણું ધુજવા લાગું તથા ધભરાતમાં પડી ગએઉં. તે ધભરાત ભરેલાં દીલ સાથે

કુહેવા લાગો કે એ ખુઆબથીબી મને કઇં બદી પોહોંચવાની નીશાન જાહેર થાએ છે. પણ હકતાલાની જે બાહેશ હોશે તે બનશે.

એ રવેશ તરેહવાર અંદેશો કરતો સુરશાહ પોતાની બેટી કેતાઉનના મેહેલ તરફ ચાલેઓ અને તેની નજદીક જઇને તમાંમ ખુઆબની હકીકત બેઆન કરીને કહી. તેવારે તે બેટીએ જવાબ દીધો કે એ બાપ! તું એ ખુઆબથી હરગેજ ગંમગીન ના થા. એની તાસીર ખુશીની નીશાંન છે. એ મેહેરબાંન બાપ! તુંને તો કાંઇ થવાનું નથી પણ મને ઇરાંન સરજમીન ગએઆ પછી કાંઇએક સેતંમ પોંહોચશે. પછી બામદાદને વખતે પાદશાહે મોબેદ લોકોને બોલાવીને જેહાં પેહેલવાન રૂસતમનાં નામાંની તમામ હકીકત અવલથી તે આખર લગી કેહી અને તેઓને પુછીઉં કે તમો એ કામમાં શું તદબીર બતાવો છો? એવા ઘણાંએક સખુન પુછેઆ પણ કોઇ મોબેદે કસો જવાબ દીધો નહી. તે લોકોને બે વાતનો અંદેશો પેદા થએઓ કે આપણાથી એ પાદશાહને એમ નથી કેહેવાતું કે તું પોતાની બેટી શાહ બહમનને આપ અને એમબી નથી કેહેવાતું કે તું મા આપ; કાંએ કે તાજબખશ રૂસતમનો ડર ઘણો હોવાથી તેઓ ઘણાં અંદેશામાં પડીઆ.

એમ કરતાં રાજા સુરશાહને જે કાંઇ તેની બેટી શાહજાદી કેતાઉને નસીહત દીધી હતી તેથી મજલેસને વાકેફ કીધી. તેથી તે તમામ મજલેસ તથા મોબેદો ખુશહાલ થએઆ અને કેહેવા લાગા કે એ રાજા! જે કાંઇ નેક શાહજાદી કેતાઉને કહેઉ તે દરૂસત છે. એવા સખુન શાંભલીને રાજાએ બુજોરગ પારેશને કહેઉં કે એ વાત સરવે દરૂસત છે અને મારૂં દીલ તેહમતન રૂસતંમનાં નામથી આસુદે છે. એ સાંભલી પારેશ પહરેજગારબી ઘણો ખુશી થએઓ.

શાહજાદી કેતાઉનની પાદશાહ બહમન સાથે નેકાહ કરવાની ખબર હવે જેવારે મજલેસથી લોલુને પોંહોચી તેવારે લોલુનો જીવ ઇનતેજારીમાં પડેઓ. તેથી મજલેસમાંથી તે ઉઠીને પોતાનાં મકાન પર જઇ શાહજાદી કેતાઉનની જુદાઇનો ગંમ કરવા લાગો.

## ગોફતેગો કીધી લોલુએ શાહજાદી કેતાઉન સાથે અને જારી કીધી લોલુએ તેથી શાહજાદીનું દીલ દરદભરેલું થએઉં અને દેલાશો દીધો લોલુને શાહજાદી કેતાઉને.

—:oo:—

જેવારે લોલુએ રાજા સુરશાહની મરજી ઇરાનના નામદાર શાહાનશાહ બહમનની સાથે બેશી કરવાની દીઠી તેવારે તાંહાંથી ઉઠીને શાહાજાદી કેતાઉનની નજદીક ગએઓ. તે લોલુ હજુર જવાનીને પોહો- ચેલો નહી હતો તે છતાં શાહજાદીની મોહબતમાં વાંકી પીઠનો થએઓ હતો. તેમજ કેતાઉનબી તે લોલુ ઉપર ફીદા હતી. તે બેહુ જના એક બીજા ઉપર એવાં તો મેહરબાંન હતાં કે બેહુનાં તન જુદાં હતાં મગર જીવ એકજ હતો. અને બેહુએ એક બીજા સાથે કોલ કરાર કીધો હતો કે જે કોઇ બેવફાઇ કરે તે પોતાની મુરાદનુ મોહો હરગેજ દેખે નહી. એવી વફાદારીને વાસતે કેતાઉન જેમ પોતાના મરદ ઉપર જાન ફેશાની કરે તે મીસાલે તે લોલુ ઉપર કરતી હતી. એ રવેશે બચગીથીજ બેહુને આશનાઇ હતી. તેથી કેતાઉને તે લોલુનું મોહો હરતાલની મીસાલનું જરદ થએલું જોએઉં તેવારે તેણે જાણીઉં કે લોલુને મારી ખબર થઇ હશે, કાંએકે મારા બાપે તમામ વાત મજલસમાં જાહેર કીધી છે તેથી લોલુ આજુરદે દેલ થએલો છે. એવો અંદેશો કરી લોલુને પુછેઉં, કે એ નેક સેતારેના લોલુ! આજ રોજે એવું શું છે કે તું એરવેશે ઘાભરો પડીને મારી નજદીક આવી ઉભો છે. તેવારે લોલુએ જવાબ દીધો કે એ નેકબખત શાહજાદી હું તુંને એક સખુન પુછુંછું, અગરજો તું કાણ ધરીને શાંભલે તો બેહે- તર છે. મેં શાંભલેઉં કે જેહાનનાં પાદશાહ સુરશાહે એવું અકલમાં ધારીઉં છે કે તુંને ઇરાનના પાદશાહ સાથે નેકાહ કરાવે, પણ તું વગર આ તારા ખાલી મેહેલમાં કોણથી રેહેવાશે? તારો બાપ તો જેહાં પેહલવાંન રૂસતમથી દરીને તુંને શાહાનશાહ બહમન જેવા આપરા દુશમનને આપે છે. અને તારી પણ મરજી તે શુમીઅત ભરેલી ઇરાંન જમીન ઉપર જવાની થઇ છે. તું ચાહે છે કે ફરીથી એ મોલક જોએ નહી તો ખેર પણ આપણે બેહુ જના એક બીજાથી દુર પડીશુ તે- નો એલાજ શું છે? તું જે આ કાંમ કરે છે તેથી તું તથા તારો બાપ પસતાશો. હું તો જેમ એક તંનમાંથી જીવ નીકલી જાએ અને તંનની ખુઆરી થાએ તે મીસાલ તું વગર ખુઆરી સાથે એખલો

પડશ, કાંએકે હું તો જાંણતો હતો કે એ શાહજાદી મને નેહાહ કરશે પણ હવડાં મારી ઉમેદ તેં ભાંજી નાંખી. આજ દીને મારા ઉપર જેવો અંદેશાનો દહાડો ગુજરેઓ છે તેવો કોઇ દુશમનનોબી મા હોતો. એ રવેશે લોલુ કેહેતો હતો અને આંખમાંથી નવ ધાર આશું વરશાવતો હતો. તેવારે શાહજાદી કેતાઉને તેને કહેઉં કે એ લોલુ તું એટલો બધો ગમગીન મા થા. તું જાંણે છે કે ઘણાંએક પાદશાહોએ મારી સાથે નેકાહ કરવાનાં પેગાંમ મોકલેઆ પણ મેં કોઇની વાત કાંણે શાંભલી નહી અને હું મારા બાપનાં ફરમાનમાં રહી તથા મેં તારી ઉપર કોઇ બીજાને સરદારી આપી નહી. એકતો એ કે મેં અવલ ઠરાવ કીધો હતો કે જે કોઇ મારી સાથે લડીને મને જેર કરે તે મરદ સાથે હું નેકાહ કરૂં. એવા એરાદાથી કેટલાએક શાહજાદા મારી સાથે લડવા આવેઆ અને તે શાહજાદા જોવામાં તથા અકલમાં તથા ઉમરમાં તથા મરદાંનગીમાં મને પસંદ આવેઆ નહી. બીજું એ કે મારા બાપનાં જેવી સલતનત મેં કોઇ પાદશાહમાં દીઠી નહી. તેથી મેં સરવેને નાપસંદ કીધા પણ હમણાં તો જેહાં પેહલવાંન રૂસતંમ જેવાનું નામુ આવીઉ તેથી એ પેહેલવાંનનો સખુન કોણથી રદ કરા શકાએ ? તે પોલાદ બાજુના રૂસતમ સાથે બીગાડ કરવો સજાવાર નથી. અને તું જોશે કે આગલ જતાં આપણી મોરાદ માફક શું થાએછે.

એમ કહીને લોલુનો હાથ પકડી ગોદમાં દાબી કહીઉ કે તું વગર હુ ઇરાંન કેમ જવશ ? તુંને સાથે લેતી જવશ અને મારા મનની મોરાદ માફક કાંમ કરશ. એ વાત સાંભલવાથી જેવારે લોલુનો જીવ ખુશ થએઓ તેવારે બંધે જનાં એક એકનાં મકાંમ ઉપર ગએઆં.

---

## કેઆશમીરના રાજાએ અનજુમન બોલાવી જેહાં પેહેલવાનનું નાંમું વંચાવી શંભલાવી શાહજાદી કેતાઉનને શાહાનશાહ બહમનની શાદીમાં આપી તથા તેને પારેશ પરહેજગારને હવાલે કીધી.

—:00:—

પાદશાહે પોતાની બેટી કેતાઉનની શાદીનો સામાન તઇઆર કરાવીઓ અને બુજોરગોનું એક મોટુ અનજુમન આરાસતે કીધું. તે અંજુમનમાં પાદશાહે પારેશ પરહેજગારને બોલાવી પોતાનાં તખતની નજદીક

એક સુનેરી કુરશી ઉપર બેસાડેઓ. પછી સુરશાહે તમાંમ મજલેસની રૂબરૂ નવીસંનદાને ફરમાવેઉ કે જેહાં પેહેલવાંન રૂસતમનું જે નામું આવેલું છે તે આએ અનજુમનમાં બુલંદ આવાજે વાંચી સંભલાવે તે ઉપરથી તે દાનાવ નવીસંદાએ બુલંદ આવાજે તે નામું વાંચેઉં. તે નામાંની હકીકતથી સરવેનાં મોહો જરદ થઇ ગએઆં અને રાજા સુરશાહ ઉભો થઇને કેહેવા લાગો કે એ અનજુમનનાં દાનાઇ ભરેલાં લોકો! જો એ બાબતમાં જેહાં પેહેલવાન વચમાં નહી હોતે તો હું પાદશાહ બહમન સાથે લડાઇ કરતે, કેમકે મને તેનાં કરતાં લશકર તથા ખજાંનો કમ નથી કે હું અનદેશો કરતે; પણ કોઇ દાનાવ મરદે પોતાનાં ફરજંદને નસીહત કીધી છે તેમાં એમ કરીને કહીઉં છે કે અગરજો આપણે પાકીથી નહી ચાલીએ તો શીતાબીથી હલાકીમાં પડીએ. વાસતે જેહાંનના દરમીઆંનમાં પાકીથી ચાલવું સજાવાર છે. જોકે એ કાંમ આપણે મનથી જેહેર જેવું છે. પણ તોબી મારી બેટીને પાદશાહ બહમનને આપીઆ વગર આપણી ખલાસી થતી નથી. અએ દાનાવ અનજુમન! તમુને એ બાબતમાં શુ નેક માલુમ પડેચ તે મને કેહો, કાંએકે તમો લોકો મારી પાદશાહીના થાંબ છેઓ અને મને રાહના બતાવનાર છેઓ. એ તમાંમ સખુન રાજા સુરશાહની જુબાંનથી શાંભલીને મજલસના લોકોએ તેની દાનાઇ ઉપર ઘણી આફરીન કીધી અને દોઆ કરી કેહેવા લાગા કે તું નામવર રાજા અમારે માંથે સલાંમત રેહેજો. અમો જાંણીએ છેકે એવું કાબેલ ફરજંદ તુંને પોતાની નજર આગલથી બાહેર કાહાડવા ગમતું નથી પણ તુંબી જાંણે છે કે કાંમ ઘણુ સખત તથા જોરાવર આદમી સાથે આવી પડીઉં છે. તે સાથે જો રૂસતમ પોતાની તોખમમાં દેવ હોતે તો તે ઉપર હકતાલાના નામનું અફસુન પઢીને એને દુર કરતે, પણ એતો ફરેશતાની સીફતનો ગોએઆ એક તેજ સુંગાલનો શેર છે. તે દેલાવર પોતાના રખશ ઉપર લડાઇનું છીન બાંધશે તો તે એકાએક તે છીન ઉતારવાનો નથી." વાસતે જે કાંઇ તારા નેક દેલમાં આવેઉ છે તે કરવું દરસત છે. અમો જોઇએ છે કે જેહાંનનાં પેદા કરનાર સાહેબે તું જેવો દાનાવ રાજા બીજો પેદા કીધો નહી હોશે. તથી ઓ દાનાવ રાજા! એવું કર કે એ પારેશા પરહેજગાર તારી બેટીને બાઆબરૂ પોતાની સાથે ઇરાંન સર જમીન લેઇ જાએ. એમ થવાથી એ કાંમ ઘણું સુધરશે.

એ રવેશે સરવે કોઇ એક મત થઇ ઉઠેઆ અને એક મજલસા આરાસતે કરી તેમાં કેઆશમીરના બુજોરગ લોકો મરદ તથા ઓરત તરેહ-વાર જહવેરના જરીઆંન તથા પોશાક પેહેરી કેતાઉનની શાદીના સરનજાં-મમાં મશગુલ થએઆં. અને કેઆશમીરની રામશગરો ખુશાલીનાં શરોદ ગાવાં બેઠાં અને ચંગ તથા દફનાં આવાજ એટલાતો નીકલવા લા-ગા કે તેના ગુલબાંનો છેક ચોથા આસમાન ઉપર ગએઆ. તેવાર પછી રાજા સુરશાહે પારેશ પરહેજગારને કહીઉ કે એ નેક બખત! એ કાંમ અમો લોકોએ જેહાંનનાં પેહેલવાંન તાજબખશ રૂસતંમની ખુ-શીને વાસતે કબુલ કીધુંછે. તે કરતાં મને ભરૂશો નહી હતો કે એ વાત મારી માહચેહર બેટી કુતાઉન કબુલ કરશે; પણ એ બેટી-એ મને અનજુમનમાં જેવારે જરદ ચેહરાનો તથા ગમગીન દીઠો તેવારે મારી ખુશી રાખી છે. હવે તો એ મારા દીદાની મીસાલની બેટીને તારે હવાલે કીધીછે. હવે પછી મારા દરદનાં જખમ ઉપર મલમનો મેલનાર કોઇ નથી તેનો મને મોટો અંદેશો છે. વાસતે તુ ઇરાન જાએ તેરોજ મારી તરફથી જેહાં પેહલવાન રૂસતંમને કેહેજે કે એ મા-રી દેલબંદ બેટી શાહ બહમનને નથી આપી ગોએઆ તું નામદાર-નેજ નજર કીધીછે. એ વગરે બીજા ઘણાએક સખુન તાજબખશ રૂસતમને કેહેવાડેઆ. તે તમામ સખુન નામદાર પારેશ પરહેજગા-રે ઇઆદ રાખેઆ.

---

## કેઆશમીરની શાહજાદીને પારેશ પરહેજગારે પોતાને હસતક લીધા પછી લોલુની તે શાહજાદી સાથ મુલાકાત થવા બાબે થએલી રીગજીક અને લોલુને તે શાહા-જાદી સાથ ઈરાંન જવા બાબે.

—:00:—

જેવારે કેઆશમીરના રાજાએ તે શાદીની મજલેસ દરમેઆન શાહજાદી કેતાઉનને પાદશાહી રાહ રસમ મુજેબ પાદશાહ બહમનને વાસતે પારેસ પરેહેજગારને હવાલે કીધી તેવારે શેતાબ તે પીરમરદ અ-કલમંદે હોકમ કરી કેતાઉનનાં એવાંનમાં તેના ગોલામો તથા બાંડીઓ સીવાએ બીજાને જવાનો અટકાવ કીધો. અને એ હોકમ સાથ તેના દરવાજા ઉપર પોતાના સીપાઇઓને બેશાડેઆ. બીજે દાહાડે લોલુ

પોતાના રાખેતા મુજબ જોરથી આલેઓ આએઓ કે શાહાજાદી કેતાંઉનનાં મેહેલમાં જાએ પણ દરબાન લોકોએ તને કેતાંઉનની નજદીક જવા નહી દીધો તેથી લોલુએ પોતાના દીલના દરદે કરી પોતાના રૂખસારા જરદ કીધા. જેવારે તેણે પોતા ઉપર ખોઆરી તથા બેઇજતી દીઠી તેથી તેને દરદ લાગુ તેવારે તે લોલુએ હાએ અફ્શોસ કરી પોતાની જીનદગાંનીથી હાથ ધોએઆ. એવામાં કેઆશમીરનાં રાજાનાં ચાકર લોકોએ પેલા પારેશના નફરોને કહેઉ કે એ અંનજાંણા મરદો! એ લોલુને એવાનમાં જવા દેઓ. કદાપી જો એ ખબર શાહાજાદી કેતાંઉનને થશે તો તમામ કામ બહરંમ મેલવી નાખશે. તેની નજદીક એ લોલુ ભાઇની મીસાલ પેઆરો છે ને તમો એને દરવાજામાં દાખેલ થવા દેતા નથી પણ એથી તમાંમ કામ બરબાદ થશે. એ બેહુને નાંહાંનપણથી એક બીજા ઉપર મોહબત અને પેઆર છે તેવારે નફરોએ કહેઉ કે એમાં કાંઇ અમારો અખતીઆર નથી અમોને પારેશનો હોકમ છે. એવો ગુલબાન મેહેલમાંથી કેતાંઉને શાંભલેઓ તેજ વખતે તેણે પારેશનાં નફરને કેહેવાડીઉં કે એ કંમબખત હું જાણું છેઉં કે તું એ કામમાં શેતાંની કરે છે અને તું અકલનું ગોહર ધગવતો નથી. તું મારા ભાઇને મારીથી શા વાસતે દુર રાખેછે અને મારા દરવાજા ઉપર તું એની સાથે એવડી શેખી શાવાસતે કરેછે એ શખસ તો ગોઆ મારા સરનું તાજ છે તેથી હું એને પોતાનો ભાઇ કરી ગણું છેઉ અને તું એને મારી નજદીક આવવા દેતો નથી—હવે દરરોજ જેવારે એ આવે તેવારે એને દરવાજા ઉપર રાહ આપજે. જેવારે તે દરબાને એવો હોકંમ શાહજાદી કેતાંઉનનો શાંભલેઓ તેથી લોલુને શીતાબ જવાને રાહ આપી. જેવારે લોલુ શાહજાદી કેતાંઉનની નજદીક ગએઓ તેવારે તે લોલુએ કહેઉં કે એ નામદાર શાહજાદી જોએઆમાં તમામ તકસીર તારીજ છે. એવા સખુન શાંભલીને કેતાંઉન કેહેવા લાગી કે મારા પેઆરા જીવ હરેક વખતે તું ગુસસો ના કર અને હરેક કોઇ સાથે જોશમાં ના આવ. તું મારો મેહેરબાંન તથા મોહબત ભરેલો છે તેથી વખત બે વખત બાહેર મા નીકલ; કાંએકે સરવ કોઇની હું દુશમન થઇ છેઉં. અગરજો તુંને જે વખત પારેશ પરહેજગારના હોકમથી દરબાંને અટકાવેઓ તે વખત પારેશ મારી નજદીક હોતે તો મને તેની સાથે ખંજરથી લડવું પડતે. પણ કરવું હકતાલાનું કે તે વખત પારેશ હતો નહી. વાસતે તું હવે જોકે ખોદાઓના હોકમથી આપણા હાથમાં

દોલ્તની રશી આવી છે. એ તરેહથી શાહજાદી કેતાંઉને દીલનાં પે-આરથી લોલુને નસીહતથી દલાસો આપેઓ.

જેવારે એ ખબર પારેશને થઇ કે લોલુ કેતાંઉનનાં એવાંનમાં ગએઓ તેવારે પારેશે તે દરબાંનને બોલાવીને ઘણો ધંમકાવેઓ તેવારે તે દરબાંને કહીઉં કે મેં તો તેને અટકાવેઓ પણ તેથી ઘણો ગલબો થએઓ અને કેતાંઉને પોતે એવાંનમાંથી ગુસસો કરીને કેહેવાડીઉ તેવારે મેં તેને રાહ આપી. પછી પારેશે તેને ઘણી તાકીદ કીધી અને કહીઉં કે હવે પછી લોલુ કેતાઉનનાં એવાંનમાં જવા ચાહેતો તેને જવા દેતો ના અને શીતાબ મને ખબર કરજે કે તેજ વખતે તલવારે કરી તેના સરને દુર કરી નાખશ કેમકે મને સુરશાહ તથા કેતાઉન-નો કસો દર નથી. પાદશાહોની ઓરતોનાં એવાંનમાં તેનાં એખલા ખાવંદ સીવાએ બીજા કોઇથી જવાએ નહી. એ ખબર જેવારે કેતાઉનને થઇ તેવારે પોતાનાં બાપ શુરશાહને બોલાવીને ગુસસાથી કેહવા લાગી કે એ પારેશ એટલી બદ ચાલ ચલાવીને પોતાની આ-જલી નકીને ઢાંકે છે પણ એ પારેશ જો એવું કરશેતો ઇરાંન તરફ હું હરગેજ જવશ નહી. હજુર તો હું મારા બાપનાં એવાંનમાં બેઠે-લી છેઉં તાંહાં લોલુને આવેઆની રજા નથી આપતો તો હું ઇરાંનમાં જાઉં અને પાદશાહનાં મોહલમાં બેશું તાંહાં લોલુને કેમ આવવા દેશે તેથી મારેથી કાંઇ લોલુ વગર ઇરાંન જવાએ નહી.

એવા સખુન સુરશાહે પોતાની બેટીથી સાંભલેઆ તેથી ઘણો અંદેશામાં પડેઓ અને તરત પારેશને બોલાવીને સરવે વાતથી વા-કેફ કરી કહીઉં કે લોલુ વગર કેતાઉનનો જીવ દલગીર છે કેમકે એ બંધે જનાએ એક માએનું દુધ પીધેલું છે અને એ બંધે ભાઇ બેહેન કરતાંબી જીઆદે છે વાસતે તું લોલુને એવાંનમાં જવાનો હો-કંમ આપ કેમકે મારી નેક અકલની બેટી એનાથી જુદી પડવા ચા-હતી નથી. તેહેવારે પારેશે જવાબ દીધો કે એ પાદશાહ એવું નાલાએક તું બોલે છે તે દીનમાં રવા નથી વાસતે તું દુરઅંદેશો કરી જો કે પાક દીનમાં એમ ફરમાવેલું છે કે ઓરત લોકોને મેહેલની અગાશી ઉપર પરદા નાખીનેબી બેસવું સજાવાર નથી અને બેગાંના મરદનાં દીદાર જોવાથી પરહેજ રાખવી જોઇએ વાસતે હવેપછી લોલુ કેતાઉનનાં એવાંનમાં જશે તો મારી અને તેની દરમેઆનમાં તલ-વાર સીવાએ બીજું કાંઇ નથી. મને જેહાં પેહલવાંન રૂસતમે ફરમા-વીઉં છે કે પાદશાહ સુરશાહ જેવારે પોતાની બેટીને તારે હવાલે

કરે તેવારે તને તું એવી રીતે છુપી રાખજે કે તેનું મોહો આફ્તાબની દેખે નહી. એ રીતે તેહમતન રૂસતમે મને તાકીદ કીધી છે અને તું કેહેછે કે લોહુ તેની નજદીક જાએ તે વાત ખરી છે પણ એ લોહુ તારો પોતાનો બેટો હોએ તોબી તને પોતાની બેહેનની નજદીક જવું સજાવાર નથી. તું જાણુતો નથી કે ઓરત તથા મરદ ગોએઆ પાંણી અને આતશની મીસાલે છે અને એક શીશામાં પાંણી તથા આતશને એકઠાં રખાતાં નથી. તેઆરે મરદ તથા ઓરતને એકઠાં કેમ રખાએ અને ખસુશન નોજુવાન અને ખુબસુરત મરદ ઓરતોની નજદીક જાએ એ વાત જુલમ જેવી છે. જેવારે તેં પોતાની બેટીની કદખોદાઈ કરીને તેનાં મરદને હવાલે કીધી તેવાર પછી તેની ચુનોચરા નહી કરવી જોઈએ. એનો નીગેહબાન પાક ઈઅજદાં છે. જેવારે તારી બેટી તારા એવાંનમાંથી નીકલીને પોતાનાં મરદનાં ઘરમાં ગઈ તેવાર પછી તેની શરંમ તથા નામોશી તેનાં મરદને હોએછે. ઓરતનું ખમીર હકતાલાએ રોજે અવલથી બદનામી ભરેલું કીધેલું છે તેથી ઓરત જાત બેશક દોજખનાં ભેદની વાતને ખાતરમાં લાવતી નથી વાસતે બની આવે તાંહાં લગી ઓરતની સાથે બેગાંનાં મરદને ઉભો રેહેવા દેવો નહી અને ઓરતની સાબેતી ઉપર નચીંત રેહવું નહી અને તેની નજદીક જે કોઈ ફરતું હોએ તેનો એતબાર કરવો નહી. એ તમાંમ સખુન શાંભલીને રાજા સુરશાહે કેહેઉં કે એ સરવે ફીસાદ તારોજ છે એવી બેહુદી વાત તું મા કર. તુંને એવું બોલવું સજાવાર નથી એવી બદગુમાની મારી બેટીની નજદીક જોઈએ નહી. હું તો જાંણુતો હતો કે એવો દાનાત મરદ તું જેવો દરમેઆંન છે તેથી મારી બેટીનું સર આસમાન સાથે લગાડશે. તું મને કેહે કે એ લોહુ મેહલમાં જાએછે તેમાં એબ શું દીઠી. અગર એ લોહુ કોઈ બેગાંનો મરદ હોએ તો તે વાતનો અલબતે અંદેશો કરૂં. તું જાણુતો નથી કે એ બેટી તારે હવાલે કીધી તેવારે મારા સર ઉપર શી રવેસનો અંનદેશો પડેઓ. જેવારે એ બેટીની મેં કેટલીએક આજેજી કીધી તેવારે તેણે ઈરાંન જવું કબુલ કીધું છે. સરફરાજ પારશે જવાબ દીધો કે એ પાદશાહ જે કાંઈ તુંને પસંદ આવે તે કર મને એમાં કશું નુકશાંન નથી. એ કેતાઉન તારૂં ફરજંદ છે વાસતે તુંને પસંદ આવે તો ઈરાંન મોકલજે પણ એટલો અંનદેશો કરજે કે રાહમાં એની સાથે જેબી કોઈ હોએ તે દુર રેહે તેમ કરજે મારા પાદશાહના કરતાં જેહાં પેહેલવાંન રૂસતમની

તમીએત ઓર તરેહની છે તેથી નાંમું લખે તેમાં લોલુની હકીકત-થી તેને વાકેફ કરજે કાંએકે મારેથી તે જંગી રૂસતમનો તથા શાહ બહમનના તાંનાંનો સખુંન સાંભલી શકાશે નહી. તેવારે સુરશાહે કહીઉં કે તું કેહેશે તે માફેક કરશ કે તારા સર ઉપરથી થપકો ઉતરી જાએ. એટલું કહીને પોતાનાં વજીરને કહેઉં કે તું ઉઠ અને શીતાબ રાહનો સામાંન તઈઆર કર. તે હોકમ સાંભલીને શીતાબ તે ઉઠેઓ અને સરવે સામાન તઈઆર કરવાની તદબીરમાં મશગુલ થએઓ. અવલ શો શાહાંદરી લાલ કેશની તથા બાંડી જેબ અને જહલકાટ ભરેલી આફતાબને ચેહેરેની તથા શો ઘોડા જરરીન જીન તથા સુનેરી લગામ સાથનાં તે ઉપર શો ખુબસુરત ગોલાંમો બેસાડેઆ તે સરવેને કહીઉં કે તમો સરવે લોલુના ફરમાંબરદાર રેહેજો. પછી કેતાઉનને વાસતે એક મસત હાથી ઉપર અંમબારી બંધાવી અને કેટલીએક બાંડીનાં હાથમાં ધુપદાંનાં આપીને અગરની ખુશબો કીધી અને તે હાથીની આસપાસ ફરતી રાખીઓ. અને તે અંમબારીમાં માહતાબને ચેહેરેની શાહજાદી કેતાઉનને સવાર કીધી. તેની અંમબારીની પછવાડે બાર બાંડી ઘણી ખુબસુરત અમીરી તાબમની ખેદમતમાં આપી. એ રવેસે કેઆશમીરથી શાહજાદીને રવાંને કીધી તે વખતે તમાંમ શેહેરના આદમીઓ પોતાની શાહજાદી કેતાઉનનાં ગએઆથી આજુરદે થએઆં અને જેવારે લોલુએ કેતાઉનની સવારી રાહમાં ચાલતી દીઠી તેવારે એક સરદ હાએ મારીને પોતાનાં દીલને કબાબની મીસાલે બાલીઉં અને આંખમાંથી આંસુની જગો લોહીના કતરા વરસાવીઆ અને પોતાનાં જીવની ઉમેદ કાપી. તે લોલુબી ઘોડા ઉપર સવાર હતો પણ તેનાં દીલમાંથી આતશની મીસાલે શોલા નીકલતા હતા તેનો કારી બલાપો પાદશાહે જોઈને નવીસનદાને નાંમું લખવા ફરમાવીઉં.

---

**નાંમું લખીઉ કેઆશમીરના રાજા સુરશાહે જેહાં પેહેલવાંન રૂસતમ ઉપર લોલુને વાસતે.**

——:oo:——

કેઆશમીરના નામદાર પાદશાહ સુરશાહે પોતાનાં નવીસંદાને હોકમ કીધો કે એક નાંમું જેહાં પેહેલવાંન રૂસતંમ ઉપર લખે અને પેહેલું નામ હકતાલાનું લખે કે જેણે પવન તથા પાંણી પેદા કીધાંછે

અને વગર થાંભે આસમાનને અતરંગ રાખીઉં છે તેના કસમથી કહું છું કે એ જેહાં પેહેલવાંન રૂસતમ એ બેટી તુંને નજર કીધી છે બાકી શાહ બહમન જેવા પાદશાહ ઘણાંએકને હું જવાબ દેતે અને બીજું લોલુના બાબમાં ઘણી તારીફ લખી કે તેથી તાજબખશ રૂસતમનું દેલ લોલુ ઉપર ફીદા થાએ. એ રીતનું નામું લખી નામદાર પારેશને હવાલે કીધું તેજ વખતે તેણે તે નામું એક વીશવાસુ હેજબને આપીને સીસતાનની તરફ રવાંને કીધો. જેવારે તે હેજબે કેઆશમીરના રાજાનું નામું શ્રી સીસતાન પોહોંચી જઇ જેહાં પેહલવાન રૂસતમની જનાબમાં મેલીઉં અને પાદશાહી રસમ મુઆફેક કુરનસ બજાવી દુર ઉભો તેવારે તે નામું તેહમતને ભર દરબારમાં પોતાના નવીસંદાને બાંગે બોલંદ વાંચી શંભલાવા હોકમ કીધો. જેહાં પેહલવાન રૂસતમના હોકમથી જાબુલની પાદશાહતના વડા નવીસંદાએ તે નામાને વાંચીઉં તેમાં જાબુલની પાદશાહતને મોટી ઇજતને મરતબો દીધાથી તથા જેહાં પેહલવાન ખાતેરજ તે હીંદી રાજાએ પોતાની પેઆરી બેટીને શાહાનશાહ બહમનની શાદીમાં આપીઆથી જેહાં પેહલવાનનો ચેહેરો ખુશીથી ગુલેલાલાનાં ફુલ મીસાલે ખીલી રહેઓ. તે નામદારે તે નાંમામાં કેઆશમીરના માહરાજા સુરશાહે લોલુ બાબે મીનતથી માગી લીધેલી કેતાઉન સાથની છુટ અને તે શાહજાદી તથા લોલુ એકજ માદરના દુધથી પરવરેશ પએલાછે એવું જણાવીઆથી તે તેહમતન બેહદ ખુશીમાં આવીઓ. તે નાંમામાં આએનદે નામદાર પારેશ પરહેજગાર તે ચાંદને મુખની કેઆશમીરની મોહીનીને લેઇ કુચ કરતો શેતાબીથી આવે છે તે જાણીઆથી જેહાં પેહલવાને પોતાના સુનનંદા તમામ જાબુલી લશકર તથા સરદારોને હોકમ કીધો કે તમામ સીપાહોએ જરી લેબાસ પેહેરીને સાત મંનજેલ લગી શાહજાદી કેતાઉનને એસતેકબાલ જાએ જેહાંપેહેલવાનનો તે હોકમ સાંભલીને સરવે કોઇ શીતાબ ખુશી થઇને શાહજાદી કેતાઉનને લેવાંને વાસતે એસતેકબાલ ગએઆ.

જાબુલી તમામ નાહની મોટી અનજુમને તે શાહજાદીને સીસતાન શેહેરમાં આવકાર દેવાને મોટી ધામધુમની તઇઆરી રચી. તમામ એવાનોમાં રોશણી થઇ ને સરોદો તે નાજનીન શાહજાદીના શેહેરમાં દાખલ થવાની ખુશાલીમાં ગાજી રહેઆ. તમામ જાબુલની આલમ નોરોજ મીસાલની તે ખુશાલી કરવા લાગું. એ અવસરે ઉંચી કીસમના પોશાકો ને શીંગારોથી જેબદાર થઇ આ મોટી ધામધુમ

અને રામશની વચે તે કેઆશમીરની શાહજાદી સીસતાનમાં હાથીની અમારીમાં આસમાન ઉપર પુનમના દીનપર ચાંદ રોશનાઈમાં તલુ થઈ જેહાનને ખુરમ બાગની મીસાલે ખીલવીઆ મુઆફેક તે એક પુનમના ચંદરમાંહજ ઝલકી રહેલી દાખેલ થઈ અને જેહાં પેહલવાનના મેહેલની બુલંદ તાલે બાનુઓએ તે ઉપર મોતીઓનો નેસાર કરી તેને શેહેરમાં દાખલ થવાની મુબારેકબાદી દીધી. અને બેશુમાર જાબુલની કુલબદન શાહજાદીઓએ તે કેઆશમીરની શાહજાદીને બેકીંમતી નજરાના ભેટ કરી મોટાં હેતથી મુલાકાત લીધી. પછી તે મોટા મરતબાને લાએક થએલી સાહજાદી કેતાઉનને આ રવેશના ઈજત મરતબાથી તેને માંટે આગલથી તઈઆર રખાવેલા મેહેલમાં ઉતારો આપવાને લઈ ગએઆં. તાંહાં જેહાં પેહલવાન રૂસતમની માદર રાણીએ શાહજાદી કેતાઉનને મોટી બેકીમતી પેહરામની ને નજરાનાથી વધાવી લેઈ બેહદ મરતબો ને મોહબત દીધી. રાણી રોદાબે તે શાહજાદીનું મોહું બોલવું જોઇ ઘણી ખુશી થઈ અજબ રેહેતી હતી. તેવાર પછી સુરશાહે જેહાં પેહેલવાન રૂસતમને વાસ્તે જે કાંઈ ચીજ આપી હતી તે સરવે ચીજ નામદાર પારેશ પરહેજગારે તેને હવાલે કીધી અને જે કાંઈ લોલુના બાબમાં કેહેવું હતું તે નેક રવેશથી કહીઉં તેવારે જેહાં પેહેલવાને ફરમાએઉ કે લોલુ કાંહાં છે તેજ વખતે તે નોજવાનને લેઈ આવેઆ તેને પોતાની નજદીક બોલાવીને ઘણીએક આબરૂ આપી અને એક એલાહેદા બાગમાં ઉતારો આપેઓ તે બાગ નાહી હતો ગોએઆ પાકીજેહ બેહેશત હતું તે બાગમાં તમામ એવાંન બીલોરના અને તે એવાંનમાં ગોહરના જડાવ સાથેનાં તખત માંડેલાં હતાં. એ રવેસે આ રામશનીમાં સરવે કોઈને એક મહીના લગી પોતાનાં શેહેરમાં જેહાંપેહલવાને મેહમાન રાખેઆં. જાબુલના લોકો હરરોજ મીજલેસ સમારતાં અને રામરાગરનાં રાગ તથા ચંગ તથા વાંશરીના અવાજમાં બેઠાં હતાં અને એકદમ હાથમાંથી શરાબની જાંમ ખીસાડી નહી હતી. જેવારે એક મહીનો તમામ થએઓ તેવારે જેહાંપેહેલવાંન રૂસતમે પોતાનાં ગંજનો દરવાજો ખોલેઓ અને કેઆશમીરનાં પાદશાહનાં લશકરને સરોપાવ આપેઆ અને એક આફતાબની મીસાલની રોશન જડાવની કોલાહ તથા ચીનાઈ કબા તથા જરી બખતર તથા તખત તથા તાજ તથા અશરફી તથા અરબી ઘોડા જરી જીનની લગામ સાથે તથા રૂપાંને બદનની બાંડીઓ એ રવેશે ઘણીએક હદીઓ શાહજાદી કેતાઉનને હજુર નજરાણું આપેઓ અને

કહીઉં કે ઓ શાહજાદી પાક ઇઅજદાં તારી મોરાદ હાંસેલ કરજો. બીજું શાહજાદી કેતાઉનનાં બાબમાં લોહુને એક ભારી સરોપાવ આપેઓ. તે ખબર શાહજાદી કેતાઉનને થઇ તેથી તે શાહજાદી ઘણી ખુશી થઇ. જેહાં પેહલવાંને શોગાત કરેલો બેશુમાર હદીઓ સરવે કોઇ જોઇ અજાએબ થવા લાગાં અને જેહાં પેહેલવાંન રૂસતમની સખાવતની હીમત ઉપર આફરીન કરવા લાગાં. જેહાં પેહેલવાને તે શાહદીજાને આ ભારી સરોપાવ ને નજરાંના સાથ પોતા ઉપરનું નામું પણ નામદાર પારેશ પરહેજગારને હવાલે આપી બલખેબામી શાહાનશાહ બહમન ઉપર રવાના કીધી. આ વખતે જેહાં પેહેલવાંને નામદાર પારેશ પરહેજગારને તેની આ બજાવેલી કીંમતી નોકરીના બદલે બે અછા શખુનો સાથ જે કંઇ કેઆશમીરના માહરાજાએ તોફો હદીઓ પોતાને શોગાત મોકલીઓ હતો તે તમામ હદીઓ તે બુજોરગ પેહેલવાંને બખશી બુલંદ મરતબો દીધો, અને તે નામદાર બુજોરગને પાદશાહ બહમનની હજુરમાંજ રેહવાને હોકમ કીધો. તે જેહાં પેહેલવાંને કેહેઉં કે ઓ પારેશ જો કે તું જેવા બુજોરગને બાહોશ વજીર વગર મને ચાલતું નથી. એવો તું કામેલ અને દાનાવ છે પણ મારી તરફથી તું પાદશાહની ખીદમતમાં રેહેજે. અને વલી લોહુને વાસતે ઘણીએક તારીફ સાથે તે પાદશાહને કેહેવાડીઉં કે એ નોજવાનને ખુશી રાખજે. અગર જો એ નેકબખત લોહુને તું ખુશી રાખશે તો ચંદરમાહને ચેહેરેની શાહજાદી કેતાઉન તારા ફરમાનમાં રેહેશે. એ રવેસે કહીને જેહાં પેહેલવાંને સરવે રસાલા સાથે તે શાહજાદીને રવાંનાં કીધી.

જેવારે ઇરાંનમાં ખબર થાઇ કે શાહજાદી કેતાઉન આવી પોંહોંચી તેવારે તમામ શેહેરમાં આએનાં બાંધેઆ અને જેવારે કેતાઉન બલખ શેહેરથી ચાર કોશ દુર હતી તાંહાંથી અંમબારી ઉપર બેઠલોતો ગોહરનો નેસાર થવા લાગો કે તેનાં હાથીને પાંઉ મેલવાની જગા ખાલી રેહી નહી અને બેશુમાર નકારાં તથા કરનાએનાં આવાજે કરી જેહાંન ખુશી ભરેલી થઇ. એમ કરતાં જેવારે શેહેરમાં શાહજાદી કેતાઉન દાખેલ થઇ તેવારે શેહેરના એવાંનો ઉપરથી ગોહરનો એટલો નેસાર થવા લાગો કે તમામ પાદશાહી રસતા પુરાઇ ગએઆ. એ રવેશથી ઘણીએક નાદેર મદારત તથા તદબીરથી તે શાહજાદી પાદશાહની દરગાહનાં એવાંનમાં દાખેલ થાઇ. અને જડાવના તખતની ઉપર માહતાબની મીસાલે બેશીને તેણે પોતાનાં સર ઉપર જવાહેરનું તાજ મેલીઉં પણ તે શાહજાદી કેતાઉન પોતાની જાતે એવીલા

ખુબસુરત હતી કે તેને જર જહવેર તન ઉપર સમારેઆની કશી હાજત હતીજ નહી. એમ કરતાં જેવારે રાતનો વખત થએઓ તેવારે પાદશાહ બહમન તમાંમ ખુશી સાથે તે ઓરતની નજદીક ગએઓ અને તે પરીને મીસાલની ઓરતને જોઇ પાદશાહ ઘણો ખુશ થએઓ અને શીતાબ મોબેદાને બોલાવી પોતાનાં બુજોરગોની રાહ રસમ માફક નેકાહ કીધા.

તે ઉપર એનો શાએર એમ કરી કેહેછે કે જેનાં એવાંનમાં એવી ખુબશુરત ઓરત હોએ તેનાં એવાંનમાં ગોએઆ હમેશે નોરોજ હોએ. જેવારે બહમને તેને એવી આરાસતે દીઠી તેવારે તેનાં જોએઆથી પાદશાહનું દેલ નાસબર થઇ ગએઉં અને પોતાનાં દેલ સાથે કેહેવા લાગો કે એતો પરી દેખુ. એવી ઓરત હપતકેશવર જમીનમાં હોએ નહી. ખોદાએતાલા ગોહર ફરોશ સોદાગરને આબાદ રાખજો કે તે નેકબખતનાં કહેઆથી હું એવી નાજ ભરેલી ઓરત પાંમેઓ. બીજું તે પાદશાહ પોતાના મનમાં કેહવા લાગો કે જેહાંપેહેલવાંન રૂસતમ એ કામની કોશેશ કરતે નહી તો હું મારી મોરાદને હરગેજ પોંહોંચતે નહી. એતો તેહમતંન રૂસતમનું એહસાંન મારી ગરદન ઉપરથી ઉતરવાનું નથી. એ રવેશે પાદશાહે શુકરાનાં કીધા એમ કરતાં જેવારે પાદશાહ તથા કેતાઉન પોતાનાં શોક જોકમાં આવેઆં તેવારે પાદશાહને એવો હરખ પેદા થએઓ કે બે મહીના લગી પરદામાંથી એક દાહડો બી બાહેર નીકલેઓ નહી. એમ કરતાં એક દાહડે પાદશાહ કેતાઉન સાથે પુરો શોકમાં આવેઓ હતો તેવારે કેહેવા લાગો કે હું તારી ચાલ જોઇને ઘણો ખુશ દેલ થએઓ છેઉં. જાંને આજ રોજે તમામ હપતેકેશવર જમીનનો મોલક મારા તાબામાં છે પણ જે કાંઇ છે તે સરવે તારૂં છે. હું અજબ છેઉં કે આજ લગે તું મારી નજદીક પોતાની કસી મોરાદ માંગતી નથી અને મારાં દીલમાં ઘણો દગદગો લાગે છે કે તારા દીલમાં શું ખેઆલ હોશે. એ સખુન શાંભલીને આફતાબને ચેહેરેની કેતાઉને નાજ અને નખરાંથી પોતાનાં લાલ રોખસારા ઉપર સર મલાવી નાજુક આવાજે પાદશાહને જવાબ દીધો કે તું રોશન સેતારેનો જેહાંનનો પાદશાહ ફતેહમંદ બખત સાથે મારાં સર ઉપર સલાંમત રેહેજો કે મને તારા દીદાર જોએઆ સીવાએ બીજી કશી વાતની હાજત નથી તો હું તારી પાસે શું માંગુ? મગર એક ખાહેશ દીલમાં રાખું છેઉં અગરજો તું પાદશાહ મેહેરબાંન થઇને ફરમાવે તો માંગું.

તેવારે પાદશાહે કહીઉં કે એ મારી માહતાબ મોહરદાર જે કાંઇ ખાહેશ રાખતી હોએ તે માંગ અગર એ મારી પાદશાહીનું તખત તથા તાજ માંગશે તો તે વાતનો મને કંઇ અફસોસ નથી. બલકે મારો જાંન માંગે તો ખુશીથી આપું. તેવારે રાણી કેતાઉને કહીઉં કે એ તખત અને તાજને જેબના આપનાર પાદશાહ તું સલાંમત રેહેજો. મારી ખાહેશ એવી નથી પણ તું નામદાર પાદશાહને ખબર છે કે મારી સાથે લોલુ જે આવેઓ છે તે લોલુની માએનું દુધ મેં પીધું છે તેથી મારી એ ઉપર મોહબત ઘણી દોડે છે. અગર જો તું મેહરબાન થઇ તેને આબરૂ આપીને તારી મીજલસમાં બેશાડી સરફરાજ કરે તો મારી ઉપર મોટું એહસાન થસે અને હું એમ કરી જાણુશ કે ગોએઆ મને સરવે જેહાંનની પાદશાહી તું નામદાર ખાવીંદ બખશી. એ રવેશે હું ખુશી થશ કેમકે એ લોલુ ગોએઆ મારો એક ભાઇ છે તેવું જાણીને પાદશાહ ખાવીંદ તું મુનસફી આપજે. તેવારે પાદશાહ બહમને જવાબ દીધો કે એ મારી દીલનવાજ એ કામ મારી આગલ કંઇ હીસાબમાં નથી. તું જોકે કાલ રોજે તારી ખુશીને વાસતે મારા અમીરો ઉપર લોલુ હોકમ ચલાવે તેમ કરેશ અને મારી તમામ પાદશાહીનો એને તાલુકો આપશ. એવા સખુન શાંભલીને રાણી કેતાઉને પોતાના ખાવીંદ પાદશાહની નજદીક જમીનને બોસો દીધો.

---

## પાદશાહ બહમને ઈરાંનનું તખત લોલુને આપેઉં તે પછી બહમન ઉપર અજાએબ જુલમ ગુજરેઓ તે વગેરેનો એહવાલ.

—:00:—

જેવારે રાત ખુશીથી તમામ થઇ અને બાંમદાદનો વખત રોશન થએઓ તેવારે પાદશાહ બહમન પરદામાંથી બાહેર આવીને તખત ઉપર બેઠો અને હોકમ કીધો કે તમામ અમીરો આવે. એવો હોકમ શાંભલીને અવલ દસતુરાન દસતુર પેશુતન પાદશાહની નજદીક આવેઓ પછી બુલંદ મરતબાના ચેઆરસો અમીરો હતા તેઓ આવેઆ અને પોતપોતાની જગોએ બીરાજીઆ અને પાદશાહનાં તખતની આસપાસ ખાસ ગુલાંમો જરી કમરબંદ સાથનાં હાથ કબજ કરી ઊભા. તેવાર પછી હોકમ કીધો કે લોલુને બોલાવે.

જેવારે લોલુ આવી પોહોંચેઓ તેવારે પાદશાહે ફરમાવેઉં કે સરવે મીજલસ ઉઠીને લોલુને સેજદા કરે. જેવારે પાદશાહથી એવું શાંભલેઉં તેવારે સરવે લોકોએ લોલુને સેજદા કીધો અને પાદશાહે પોતાની સાંમને તેને જરી કુરસી ઉપર બેશાડેઓ. એવો મામલો જોઇ દસતુર પેશુતન તથા હકીમ જામાસપે તે હીંદીને સેજદો કીધો નહી તેથી પાદશાહ ઘણો ગુસસે થઇ કેહેવા લાગો કે તમો ઘણા મગરૂર છેઓ. તેવારે તે બેહુ બુજોરગો શીતાબ ઉઠીને પોતાના મકાન તરફ ચાલી ગએઆ. તેવાર પછી શાહાનશાહ બહમને એવો હોકમ કીધો કે મારો સરવે ખજાંનો અને દફતરો વગેરે તાજ અને તખત છે તે સરવે લોલુને હવાલે કરેઉં છે. તમે તમામ અમીર ઉમરાઓએ તમારો પાદશાહ એને ગણવો અને આજથી એના હોકમથી કોઇએ સર ફેરવવું નહી. એવો હોકમ કરીને શાહાનશાહ બહમન ઉઠી મેહેલમાં ગએઓ અને મજલેસ બરખાસત થઇ.

હવે દરરોજ લોલુ પાદશાહની મીસાલે મજલસ ભરતો અને જે કંઇ પોતે ચાહતો તે કરતો હતો. તે એક હફતામાં એક વખત ખજાંનો ઉંઘાડી સરવે મજલસને સરેપાવ આપતો. તેથી અમીર લોકોએ જોઇઉં કે લોલુની સખાવતનો તો પાર છેજ નહી અને પાદશાહ બહમનતો મેહલમાંથી બાહેર પડતો નથી. પેલી તરફ મેહલમાંથી લોલુની ખબર દરરોજ રાણી કેતાઉન મંગાવતી ને ઘણી ખુશી થતી. એ રવેસે માસ તરણ થએઆ પણ લોલુને તથા કેતાઉન બેહુને મીલાપ થાતો નહી હતો. તેથી કેતાઉને બહમનને કહેઉં કે તું દરરોજ મેહલમાં બેશી રહેછે તે સારૂં કરતો નથી કાંએજે પાદશાહ લોકોને લાએક છે કે શેકારને જાએ. તે વાત પોતાની રાંણીથી શાંભલીને પાદશાહ બહમને લોલુને હોકમ કરાવેઓ કે હું એક મહીના લગી શેકારને વાસતે જવાનો છેઉં તેસારૂ સરવે સામાન તઇઆર કરે. તેવારે લોલુએ શેકારી જંગલની તરફ દેહેરા મરાવેઆ અને જે કાંઇ જોઇએ તે સરવે સામાન મોકલેઓ તે સાથે તરણ હજાર સવાર મોકલેઆ. પાદશાહ બહમન તરણ હજાર સવારોનું શેકારી લશકર લેઇ શેહેરમાંથી બાહેર નીકરેઓ અને એક હજાર ગુલામ જરી કમરબંદનાં બાંધનારા જોવામાં માહતાબની મીસાલના હતા અને એકસો ને અગીઆર ઉંઠ ખોરાકીનાં જે પાદશાહી લાએકના તથા અતલશી દેહરા તથા જરી રાવટીઓ તથા મખમલનાં ફરશ તથા પચાસ શેકારી શકરા તથા સંહી તથા બાજ

તથા ચીત્તા તથા શેર તથા શેકારી કુટરા એ રવેશને સામાન સાથે લેઇ પાદશાહ બહમન શેકારગાહમાં પોહોંચેઓ. તાંહાં જાઇ શેકારી જનાવરો સરવેને છોરી મેલેઆં. તે જનાવરો શેકાર કરતાં અને તેની પછવાડે પોતેબી ઘોડો દોડાવતો. એ રીતે તે શેકાર લાવીને ભુજતા અને મજલેસ સમારતા અને શરાબ બાજી કરતા હતા.

જેવારે પાદશાહ શેકારને વાસતે શેહેર બાહેર પડેઓ કે રાણીકેતાઉને એક નામું લોલુ ઉપર લખેઉં. તે નામું લેઇને એક બાંડી લોલુના એવાંનમાં દાખેલ થઇ. તેવારે લોલુએ નામું વાંચીને પાછું કેહેવાડીઉં કે હું તમારા મેહેલમાં શી રવેશે આવું. તેવારે રાણી કેતાઉને તરણ બાંડીને મોકલી. તેમાંથી એક બાંડીએ પોતાનો સરવે અસબાબ ઊતારીને લોલુને પેહેરાવીઓ. તે ઓરતનો લેબાસ પેહેડી લેઇ પોતે પેલી બે બાંડીઓ સાથે કેતાઉનના એવાંનમાં દાખેલ થએઓ. જેવારે કેતાઉને લોલુને દીઠો તેવારે ખુશી થઇ તે ઉપર મોહબત કરવા લાગી અને કેહેવા લાગી કે હવે પાદશાહ બહમનનો વખત આવી પુગો છે. વાસતે તું એવો કંઇ ઇલાજ કર કે એ શેકારથી આવે તેવોજ એને મારી લીજીએ.

તે વાત શાંભલીને લોલુએ કહેઉં કે એ કામ સેહલ છે એવો મનસુબો કરીને પાછો પોતાના એવાંનમાં ગએઓ અને પાદશાહ બહમનને મારવાની તદબીરમાં ગુંટાએઓ. આ કામ બર લાવવા તેણે સેપેહસાલાર બેજનનો બેટો નરેશેરની હીંમતનો અરદેશર કરી હતો તેને લોલુએ પોતાનાં હાથમાં લીધો અને તેને ખજાંનાથી નેહાએત નેહાલ કરી નાંખેઓ. જે કંઇ બહમનનાં બાબમાં બુરૂ વમાશીઉ હતું તે સરવે તેને જાહેર કીધું. તેવારે તેણે કસમ ખાઇને કહીઉં કે એ બદ બસલતના બહમનને હું જીવથી મારૂ. આ પછી લોલુએ સરવે અમીરોને બોલાવીને મજલસ સમારી ને બજાનચીન પાસે સરોપાવ મંગાવીને અમીરોને અમીર લાએકના તથા સીપાઇઓને સીપાઇ લાએકના ભારી નજરાંણાના સરોપાવ અપાવેઆ. તેવારે સરવે લોકો લોલુના હકમાં ઘણી દોઆ કરવા લાગા અને કેહેવા લાગા કે તુંને ઇરાંનનું તખત સજાવાર હોજો. તેટલાંમાં અરદેશરે ઉઠીને કહેઉં કે એ પાદશાહ લોલુ! તું આબાદ જીવથી જીવજો અને તારી ઉંમર ઇરાંનનાં તખત ઉપર રોશન રેહેજો. તું પાદશાહને અમો તમામ અમીરો તારી મુરાદ મુઆફક તાબેદાર થજો. તું નામદાર જે વખતથી અમારા સર ઉપર પાદશાહ થએઓ છે તે વખતથી અમો તમામ અમીરો બેશુમાર નવાજેસ ને સરોપાવથી આબાદ છઇએ. ઓ નામદાર

પાદશાહ લોલુ તારૂં એહસાન અમારા ઉપર બેશુમાર છે. પાદશાહ બહમન હવે અમારો પાદશાહ નથી. તે બદબખત પોતાની મોજ ને મોહબતનો ગુલામછે. રઇઅતની તેને કસી કાલજી નથી અને અમીરોની મોટી નોકરીનો કસો હક તે પીછાણતો નથી. તેણે તું નામદારને સલતનત બખશી પાદશાહ કીધો છે તે અમો તમામ અમીરો ખરાં જીગરથી કબુલ થઇ તાબેદાર છઇએ. પાદશાહ બહમન સાથ હવે અમોને કસો તાલુકો નથી અને તું નામદાર પાદશાહે પણ તેનો કસો દર રાખવો નહી. પાદશાહ લોલુ એ રવેસ પોતાની બાજુ મજબુત કરતો અને મહીનામાં તરણ તરણ મરતબે મોટી મજલેસ ભરીને સરોપાવ ને નજરાંણા નવાજી ઇરાની અમીરોના દીલ જીતનારો થએઓ.

જેવારે શેકારનો હંગામ પુરો થએઓ તેવારે પાદશાહ બહમન શેકારગાહથી આવેઆની ખબર લોલુને થએઆથી લોલુ તથા સરવે અમીરો પાદશાહને એસતેકબાલ લેવા ગએઆ. જેવારે પાદશાહ એવાંનની તરફ આવી પોહોંચેઓ તેવારે રાતનો વખતબી થએઓ હતો. તેથી રાંણી કેતાઉનની નજદીક ગએઓ. તે રાતને વખતે રાણી કેતાઉને લોલુની તારીફ ઘણી કીધી તે શાંભલી શાહાનશાહ બહમન ઘણો ખુશી થએઓ અને બામદાદને વખતે મજલસ સમારી તખત ઉપર આવી બેઠો અને લોલુને પોતાની પાસે બોલાવી કેહેવા લાગો કે તારાં એહસાંનનો બદલો મેં કંઇ વાલેઓ નથી વાસતે તારી કંઇ મકસુદ હોએ તે માંગ. તેવારે લોલુએ હાથ બકશ કરી કહીઉં કે તું પાદશાહથી એક હાજત હું રાખું છેઉં. તેવારે પાદશાહે ફરમાવીઉં કે જે રાખતો હોએ તે સુખેથી કેહે તેવારે લોલુએ કહીઉં કે એ પાદશાહ તારી મોટી દોલત ને જાહોજલાલી સરવે વાપરૂં છેઉં પણ આજ રાતના મારાં મકાન ઉપર મેહમાંનીને વાસતે આવીને મને નવાજે તો બેહતર છે. તેવારે પાદશાહે કબુલ કીધું. તેથી લોલુએ જે કંઇ પાદશાહી લાએક ખાંનુ તથા સરવે સામાન જોઇએ તે તઇઆર કીધો અને પેહલવાંન અરદેશરને કહીઉં કે મેં તો આએ ચારો કીધો છે. તેવારે પેહેલવાંન અરદેશરે સલાહ આપી કે શેહેરનાં દરવાજા બંધ કરીને મજબુત ચોકી મુકાવ અને ચાલીસ પેહેલવાંન હથીઆરબંદ થઈ જાંમા પેહેરીને ખાંના ઉપર તઇઆર રખાવ કે જેવો પાદશાહ બહમન ખાંનું ખાઇ શરાબથી મસત થાએ તેવોજ તેને બાંધીને કેદ કરવામાં મુશકેલી પડે નહી. એવી મશવરત કીધી અને રાણી કેતાઉનનેબી તે વીશેની ચેતવની આપી.

એમ કરતાં જેવારે સીહા રાતનો વખત થએઓ તેવારે સોલુ આવીને પાદશાહ બહમનની નજદીક હાથ બકરા કરી કેહેવા લાગો કે એ નેક સેતારેના પાદશાહ ખાનું તઇઆર છે માટે જો પાદશાહનો હોકમ હોએ તો સરવે લોકો ઉઠે. તેહવારે પાદશાહે પોતે ઉઠીને સોલુના એવાંનની તરફ ચાલવા માંડીઉં તેની પછવાડે પારેશ પરહેજગાર તથા પેલા ચાલીસ અમીરો જે સોલુના કહેઆથી હથીઆરબંદ ખીદમતમાં હાજેર હતા તેઓબી ચાલીઆ. તેની સાથે પેહેલવાંન અરદેશરબી ચાલેઓ. પાદશાહ તાંહાં સોલુના મેહલમાં જઇને જોએ શું કે સોલુએ પોતાનું એવાંન એવું તો સંગારેલું હતું કે ગોએઆ બેહેશતમાંથી એક બેહશતે આલા તે જગોએ લાવીને મેલીઉં હતું. અને તે બેહેશત જેવી મજલેસમાં રામરાગરોનાં ખુશ આવાજ તથા ચંગ તથા સુરનાએ તથા જેકંઇ રાગની ચીજ હતી તે સરવે તે રોશન જગા ઊપર હાજેર હતી. તે જોઇ પાદશાહ ઘણો અજબ રહેઓ. પછી જેવારે પાદશાહે સુફરા ઉપર બીરાજી ખાનાં ઉપર હાથ નાંખેઓ તેવારે તમામ મજલસ ખાંનું ખાવા લાગી અને જરી કમરબંદના શાકી લોકો શરાબ રેડવા લાગા. જેવારે પાદશાહ શરાબ પીતો તેવારે એક ગોલામ પછવાડે ઉભો રહીને રોમાલ આપતો તેવારે તેથી પાદશાહ પોતાનો હોટ લુછીને તે રોમાલ ફેંકી દેતો-એહવો પાદશાહ લોકોનો રવઇઓ હતો. જેવારે તરણ મરતબે શરાબ પીધો તાંહાં સુધી પેલા ગોલામે રોમાલ આપેઆ કીધો અને ચોથી જામ શરાબની પીધી તેવારે રોમાલનો આપનાર હાજેર હતો નહી અને પાદશાહે પછવાડે રોમાલ લેવા સારૂ હાથ લાંબો કીધો. તે જોઇ પારેશ જે પછવાડે ઉભો હતો તેણે શેતાબ હોકમ આપેઓ અને જોએચ કે તે ગુલાંમ કાંહાં ગએઓ. એવો અંદેશો કરી પારેશ પેલા ગુલાંમને હાંક મારવા ગએઓ તો તે ગુલાંમને એક માહાતાબને મીસાલની પરી આગલ ઉભો રહી વાત કરતો દીઠો. પણ પારેશે તેને પોકારેઓ તેવારે તે ગુલાંમ ઘાભરો પડી પારેશ પહરેજગારની ઓજરખાહી કરવા લાગો અને કેહેવા લાગો કે મારી તકસીર તું માફ કર. તેવારે પારેશે પુછીઉં કે એ ઓરત કોણ છે અને એણે તુંને શું કહેઉં. તેવારે તે ગુલામ કેહેવા લાગો કે હું તુંને સાચું કેહું પણ તું એ વાતનો ભેદ કોઇને જાહેર કરે નહીં. તેવારે પારેશે કહીઉં કે જે હોએ તે રાસતીથી બોલ. તેવારે તે ગુલાંમે કહીઉં કે એ ઓરત કેઆરામીરના પાદશાહની બેટી કેતાઉન છે

જે પાદશાહ બહમનની ઓરત થાએછે ને એ રાણી મારી સાથે મોહબત ઘણી રાખે છે. વાસતે એણે મને બોલાવીને કહેઉં કે એ જગોએથી હવે તું ખીશતો રેહજે કાંએકે એ પાદશાહ બહમનને મસત થએઆ પછી મારવાનાં છે એમ મને કહેઉં છે. તેવારે પારેશે કહીઉં કે એ નેકબખત ગુલામ એક મારૂં કામ કરે તો તુંને હું સરવે તકસીર માફ કરૂં. તેવારે ગુલાંમે કબુલ કીધું. પારેશે કહીઉં કે જા જલદી ને તારી નેકખાહ પાસેથી દવાત કલમ લાવ. તેવારે ગુલાંમે દવાત કલમ લાવી હાજેર કીધી. વલી પારેશે ફરમાવીઉં કે તું કલાનાં એસતેબલખાનાંમાં જા અને તાંહાંથી ઘોડા બે તેજ ચાલના જીન બંધાવી લાવીને કલાનાં દરવાજા આગલ રાખ. તેવારે તે નેક બખત્ત ગુલાંમ તાકીદથી દોડેઓ અને બે ઘોડા લાવીને તે દરવાજા ઉપર ઉભો અને આંનીગમ પારેશ એક રોમાલ લેઇ તે ઉપર લખીઉં કે એ પાદશાહ તું શરાબ પીએ તો તપાસીને પીજે કાંએજે સરવેનાં તનમાં હથીઆર બાંધેલાં છે અને તુંને મારવાનો મનસુબો કીધો છે તેથી તું ઉઠીને કલાંનાં દરવાજા આગલ જા કે મેં તાંહાં બે ઘોડા તઇઆર રખાવેઆ છે. એ રીતે રોમાલ ઉપર લખીને પોતા પાસે રાખીઓ અને પાદશાહની પાછલ જઇ તે ગુલાંમની જગો ઉપર ઉભો. જેવારે પાદશાહે શરાબ પીધો અને લબ લુછવાને વાસતે રૂમાલ ઉખેડીઓ તો જોએચ શું કે તેની ઉપર કઇ લખેલું છે. તે તેણે આહેસતે રહી વાંચીઉં કે તે વાંચતાંને વાર પાદશાહનો દારૂ ઉતરી ગએઓ. પણ તદબીરથી તેજ વખત ચાલીને બાહેર પડેઓ. તેવારે સરવે મજલસ ગીબલો કરવા લાગી કે પાદશાહ ઉઠી કેમ ગએઓ ? કદાચ ગુલાંમની જગો ઉપર પારેશે આવીને રોમાલ આપીઓ તેથી એને જબુન લાગું વાસતે ગુસો કરી એકાએક મજલસમાંથી શરાબ પીતો અધુરો ઉઠેઓ. એવી ગુફતેગોહ સરવે કોઇ કરવા લાગા.

---

## પારેશ પરહેજગાર તથા પાદશાહ બાહમન બેહુ જના સુવાર થઇને નાહાસતા હતા તાંહાં શેહરના દરવાજા ઉપર ગુરગીન તથા શેઈન સાથે લડાઈ થઈ અને મારીઓ ગએઓ શેઈન નામદાર પારેસના હાથ ઉપર.

:00:

મજલસમાં એરવેસે ગરબર થતી જોઇને દાનાવ પારેશ તે મજલસનાં લોકોને આવાજ મારીને કેહવા લાગો કે એ નામદારી ભરેલાં

અનજુમન તમો જાણતા નથી કે પાદશાહ લોકો જેવારે ખાંનું ખાઇને શરાબ પીવા બેશે તેવારે નાજુક તબીઅતના સબબથી તરણ મરતબે હાજતને વાસતે મજલસમાંથી ઉઠેછે તે હજુરતો એ નામવર પાદશાહ પેહલી મરતબે ઉઠેઓ છે. એ નાજુક તબીઅતનો પાદશાહ હાજત વાસતે બાહેર ગએઓછે તેમાં એવડો ગીલલો શા વાસતે કરો છેઓ. તમોને સજાવાર નથી કે એવડી ગુફતેગો કરીને પાદશાહને શરમમાં નાંખો. એટલું કહીને પારેશ શેતાબ ઉઠીને એક દસતાવેો હાથમાં પકડી પાદશાહની પછવાડે ગએઓ. તાહાં પાદશાહે કહીઉં કે એ અકલ ભરેલા નામદાર પારેશ હવે જે કંઇ ચારો તું જાંણતો હોએ તે કર મારો તો કશો અખતેઆર રહેઓ નથી. તેવારે પારેશે કહીઉંકે એ પાદશાહ તેં લોહુને પાદશાહીનો અખતેઆર આપીઓ તેઆરથી એ વાતનો હું ઘણો દર રાખતો હતો તેજ મારી નજરે મેં જોએઉં. એટલી વાત કહીને પેલા દરવાજા આગલ જઇ જોએ શું કે પેલો નેકબખત ગેલાંમ બે ઘોડા લેઇને ઉભેલો છે. તે ઘોડા ઉપર તે બંધે જના સવાર થએઆ અને ઘોડા દોડાવતા શેહેરના દરવાજા આગલ જઇ પોંહોચેઆ. તાંહાં તેઓએ મકર ભરેલા રોહીન અને ગુરગીનને બે હજાર લશકર સાથે ઉભેલા દીઠા. તે ઇંશી પેહલવાંનો પારેશની સાંમણે થાઇ પુછવા લાગા કે ઓ સવારો તમો કાંહાં જાવો છેઓ અમારા પાદશાહ લોહુનો હોકમ છે કે બહમન તથા પારેશ આવે તો તેમને બાંધીને મારી નજદીક લાવે. તેવારે પારેશે ગુસસો કરીને કેહીઉંકે એ નીમક હરાંમો તમો એવી વાત ફરીથી બોલશો તો તમારા તનમાં જીવ રેહેશે નહી. તેવારે રોહીને એક નેજો ઉઠાવેઓ અને તે પારેશના આંગ ઉપર ધશેઓ તેવામાં પારેશે પોતાની તલવાર જેબ સાથે ખેંચીને એક હાથ એવો મારેઓ કે રોહીનના તનના બે તુકડા કીધા અને ગુરગીનની પછવાડે દોડેઓ. તેવારે ગુરગીન જાંન સલાંમત લેઇને નાહઠો. પછી નામદાર પારેશે જઇને દરવાજાના કુફલ ઉપર એક જરબ એવોતો જોરથી મારેઓ કે તે કુફલ તથા શાંકલને કાપી દરવાજો ખોલીને બંધે જના સીહા રાતને વખત દરવાજાથી ઇઆહુમ ઘોડા દપતાવતા બાહેર પડેઆ. પણ કરવું હકતાલાનું હતું તેથી પારેશ એક જુદા રસતા ઉપર નીકલી ગએઓ અને બહમન પારેશથી જુદે રસતે છુટો પડી ગએઓ. એ રીતે એક બીજાથી જુદા થઇ ગએઆ. જેવારે રોશન બાંમદાદનો વખત થએઓ તેવારે શાહાનશાહ બહમન પોતાનાં દેલથી દેહેસત ખાવા લાગો કે

એ બારે હકતાઆા તારી કુદરતને કોઈ જાંણતું નથી. એમ પુકારતો બહમન રસતો કાપવા લાગો. જેવારે બપોરનો વખત થએઓ તેવારે અલબરોજ પાહાડની એક કઢણ ઉપર એક જાહાડ બુલંદ હતું ને તેનો છાએઓ ઘણો ખુશ હવા ભરેલો હતો તે આડ નીચે જઈ પાદશાહ બહમને રાહની થાકના સબબથી ઘોડા ઉપરથી ઉતરી પડી ખોઆબ કીધો.

---

## ખબર થઈ લોલુને જે પીર પારેશ તથા શાહાનશાહ બહુમન એ બંધે જના નાહાઠા અને કોતના દરવાજા ઉપર પેહલવાંન રોહીન મારેઓ ગએઓ તે વગરેનો એહવાલ.

—:00:—

જેવારે એ ખબર પાદશાહ લોલુએ શાંભલી તેવારે ઘભરાઈને પોતાની મજલેસમાં પેહેલવાંન અરદેશરને કેહેવા લાગો કે એ નામદાર આપના હાથમાંથી શેકાર છટકી ગએઓ છે માટે હવેપછી મારૂં શું થશે તે મને માલમ નથી. એવા સખુન લોલુની જુબાંનથી શાંભલીને તમામ મજલસ ઘભરાઈ બરહંમ મલી ગઈ. અને લોલુબી ઘાભરો પડી ગએઓ પણ શરમને વાસતે જોસમાં આવી તેજ વખતે હોકમ કરી પેહેલવાંન અરદેશરને દશ હજાર સવાર સાથે પાદશાહ બહમનની પછવાડે તેજ પવનની મીસાલે દોડાવેઓ. તે સીહા રાતને વખતે તે અરદેશર અફસોસ કરી પોતનાં હાથ ઉપર હાથ મારતો કમાનમાંથી છુટેલા-તીરની મીસાલે દોડતો પાદશાહ બહમનને ઢુંઢવા ગએઓ.

પેલી તરફ પાદશાહ બહમન તથા પારેશ એકએકથી જુદા પડીને જુદે જુદે રસતે નાહસતા હતા પણ તેઓના તનમાં ગોએઆ જીવ હતોજ નહી. એમ કરતાં જેવારે બપોરનો વખત થએઓ તેવારે પેહેલવાંન અરદેશરે દુરથી પાદશાહ બહમનને દીઠો. એ તરફ પેહેલવાંન અરદેશરનું આવી પોહોંચવું અને પેલી તરફ પાદશાહ બહમને ખુઆબ દીઠો કે એક ભારી રેલ સીહા પાંણીની પાહાડની તરફથી જોશ કરતી આવી તેની આસપાસ ફરી વલી. તે જોઈ દેહેશત ખાઈ તેણે શોર કીધો પણ પોતે તે સેહરમાં ગુમ થઈ ગએઓ. તેવામાં એક મુરગ હવા ઉપર ઉંચે

ઉડતું આવીને પોતાની પાંખના વાએ કરી તે રેલનાં પાણી પરાગંદે કરી શેતાબ તેને પોતાની પાંખ ઉપર લેઈને બીઆબાંનની તરફ ચાલીઉં. એવો દેહેશત ભરેલો ખુઆબ જોઈ પાદશાહ જાગી ઉઠેઓ અને ગમગીન થઈને અંદેશો કરવા લાગો. એવામાં પેહેલવાંન અરદેશરને લશકર સાથે આવતો જોઈ પાદશાહે શેતાબ ઘોડાનો તંગ ખેંચેઓ અને સવાર થઈને ખાતરજમાથી જાંણીઉં કે હવે મોત નજદીક આવેઉં. એવો અંદેશો કરી ચાહેઉં કે એ વખત લડીનેજ મરવું બેહેતર છે.

---

## જવાબ સવાલ થએઆ શાહાનશાહ બહમનને અરદેશર સાથે અને લડાઈ કીધી વગર હથીઆરે બહમને તેવામાં પારેશ આવી પોંહોચેઓ અને શેકસત ખાઈ અરદેશર લશકર સાથે નાહાસી ગએઓ તે વગેરેની દાસતાન.

——:oo:——

જેવારે શાહ બહમને પેહેલવાંન અરદેશરને દીઠો તેવારે તેણે ઘણો નાચાર થઈ કેહેઉં કે એ નામદાર મેં આજ લગી તારી સાથે શું બુરાઈ કીધી છે? બલકે મેં તુંને મારાં અનજુમનમાં સેપેહસાલારી આપી અને તારા કહેઆથી મેં એક દાહાડે સર ફેરવીઉં નથી. તેનાં બદલામાં તું મને પકડીને કેદ કરવા ચાહે છે. કદાપી જો તારા બાપ દાદાની તરફ નેગાહ કરી જોએ તો તું કોણનું ફરજંદ છે કે તારો બાપ દેલાવર બેજન તથા નેઆગાંન ગેવ તથા ગોદરેજની તરફથી બુજોરગીનો રાખનારો કેહેવાએ છે. અને હમણાં તું એ ગોલાંમની તરફથી પોતાનાં પાદશાહ સાથે લડાઈ કરવા આવેઓ છે. એ રવેશે ઘણાંએક સખુન કહેઆ. એ તમામ વાત શાંભલીને પેહેલવાંન અરદેશરે કહીઉં કે એ સીહા બખતનાં બહમન એ તારા તમામ ચાપલોશી ભરેલા સખુન બંધ કર અને બેહુદાપણાંએ કરી અમો લોકોથી તું પોતાની ખલાસીની ઉમેદ ના રાખ. હવે તુંને બેહેતર એ છે કે એવી બેજા હરકતગો કરવી પડતી મેલીને મારી નજદીક આવ. કેમકે મેં મારા નેકનામ પાદશાહ લોહરાસ્પ સાથે, સોગંદ

દરમેઆન લાવી, એવો કોલકરાર કીધો છે કે હું બહમનને પકડી તારો કેદી બનાવીને લઇ આવશ. વાસતે હવે તુંને હું જતો મેલ-નાર નથી. કારણ કે જેબી કોઇ દાનાવ આદમી હોએ તે પોતાના સોગંદ તથા કોલથી હરગેજ ફરે નહી. અગર જો તે કોલથી ફરેતો તેના જેવો બુરો તથા લેઆનતી બીજો કોઇ નહી કેહવાએ. તે કરતાં મને મારા નામવર પેદરે નેક નસીહત તરીકે ફરમાવીઉં છે કે કાબુલ શેહર હરેક બાબતમાં સોગંદ દરમેઆન લાવી વાત કરવાથી ખરાબ થઇ ગએઉં છે તેમ હું પણ આ સોગંદને લીધે મારૂ કામ બજા-વવાથી પાછો ફરી શકતો નથી. વાસતે અએ બહમન! જો તું મારી નસીહત શાંભલીને મારી સાથે આવી પાદશાહ લોલુના પાઉને બોસો દીએ તો તે બુજોરગી ભરેલો પાદશાહ તુને પોતાની ચશમથી જોઇ તારી ઉપર મેહરબાન થઇ તારો ગુનાહ માફ કરશે.

એવા નાલાએક ઘણાએક સખુનો જે અરદેશરે પાદશાહ બહમનને કહેઆ તે શાંભલી પાદશાહે ગુસામાં આવી કહેઉ કે અએ નાપાક અકલના અને દેવોની ખસલતનાં મરદ તું જા-ણતો નથી કે ગુલામ લોકો પાદશાહને ગુનાહ બખશે તે ક-રતા પોતાને હાથે મરવું એજ બેહેતર છે. જેવારે પેહલવાન અર-દેશરે પાદશાહ બહમનને મોહડેથી એવા સખુન શાંભલેઆ તેવારે તેણે પોતાની આખમાંથી શરમ દુર કરી એક તીર એવોતો ખેચીને મારેઓ કે તેથી પાદશાહની ડાબી બાજુ સીવાઇ, તથા બીજો એક તીર એવોતો કશીને મારેએ કે જેથી બહમનની જમની બાજું વી-ધાઇ ગઇ. એ રવેશે પે દરપે તે પેહલવાને તે પાદશાહના તન ઉપર તરણશો પાંશેઠ તીર મારેઆ પણ તે નામદાર બહમને તેઓમાંના કેટલાએક તીર રદ કરી નાખેઆ હતા. તોપણ શાહબહનનનો, તે તીરોનાં જખમથી, દુનીઆઇ હોશ તેના તનમાંથી ઉડી ગએઓ હતો. એ બનાવ જોઇ અરદેશરે વીચારીઉ કે હવે એના મુશકાં તંગ કસી લોલુની નજદીક લઇ જાઉં. એવામાં કરવું ખોદાનું એવું થએઉં કે એક તરફથી અલબુરજ પાહડની મીસાલનો મોહડાં ઉપર નીકાબ ના-ખેલો એક સવાર તોફાંની પવનની મીસાલ ઘોડો દપતાવતો તે બંધેની નજદીક આવી લાગો. તેને પેહલવાન અરદેશરે નહી પીછાનીઓ કે એ નામદાર પારેશ છે. તેણે આવતાંનેવાર એક મસતાના શીરની મી-સાલે એક પોકાર એવોતો મારેઓ કે તેથી લોલુનું તમામ લશકર

ઘભરાઇ ગએઉં. અને તેણે આવતાંને વાર એક ગુરજ ઉઠાવીને પેહલવાન અરદેશરની ઉપર મારેઓ જેથી તેના ઘોડાના ચારે પાઉ તથા પેટ જમીનસાથે એક થઇ ગએઆં, અને તેના જરબથી અરદેશરના મગજમાંથી બેશુમાર લોહી જવા લાગું. તે જોઇ નામદાર પારેસે તેને પડતો મેલી એક ચીત્તાની મીસાલે તેનાં લશકરની કલબગાહમાં જઇ પડેઓ. અને જેમ એક ગોસપંદનાં ટોલાંમાં એક શીર મસતી કરે તે મીસાલે એક લેહજામાં લોલુનાં લશકરને બરહમ મારેઉ. તે જોઇ તમામ લશકર પીઠ ફેરવી નાહસવા લાગું. જેવારે પેહલવાન અરદેશર પાછો હોશમાં આવીઓ તેવારે ફરીથી પેલા નેકાબદારની સાંબે આવી ઉભો અને ઘણુંએક બદસખુનો બોલવા લાગો તે જોઈ તે નેકાબદારે બીજીવાર ગુરજ એવોતો જોરથી મારેઓકે તેનાં જરબ સાથે તે પેહલવાન ચકર ખાઇ જમીન ઉપર પડેઓ. અને તે ગુરજની દેહશતથી તેનો ઘોડો જંગલ તરફ નાહશી ગએઓ. પણ અરદેશર પાછો હોશીઆર થઇ પાઉપેઆદો તે નેકાબદારની સાંમને પાછો ઉભો તે જોઇ તે નેકાબદારે તરકશમાંથી કેટલાએક તીરો તેની ઉપર ફેકીઆ અને તે પછી પાછો તેના લશકરે ઉપર જઇ પડેઓ તેથી ફરીને તેના લશકરનાં એક હજાર સેપાહોની ગેરદ કાહડી નાંખી. તેથી તે લશકર તથા સેપેહસાલાર અરદેશર નાહસવા લાગા. તેઓનો હુંબાલો પારેશે પકડેઓ. અને એક શીકાર કરતાં ચીત્તાની મીસાલે તે લશકરની ખુહારી કરી તેને દુરવેર નહસાડી મુકીઉં. જેવારે અરદેશર પોતાના લશકર સાથે છેક દુર નાહઠો તેવારે, તેમનો હુંબાલો છોડી પારેસ બહમનની નજદીક આવીઓ તો જોએચ શું કે શાહ બહમન બે અખતીઆર તથા જખમી થએલો જમીન ઉપર પડેલો હતો. અને તેણે તે શાહને ઘણો દેલાશો દેઇ તેના જખમ ઉપર પાટા બાંધીઆ અને રાતનો વખત નજદીક આવવાથી તેઓએ તે રાત તે જાહડની નીચેજ ગુજારી. બીજે દીવસે જેવારે બામદાદનો વખત થએઓ તેવારે તેઓ બંધે ઘોડાઓ ઉપર સવાર થઇ જંગલની રાહ કાપવા લાગા. તેઓ શેતાબીથી મંજલ કાપતા હતા અને જે કંઇ જંગલમાં ફલ મલતાં તે ખાતા હતા.

---

## જઇ પોહચીઆ અરદેશર લોહરાસ્પની નજદીક અને શાહ બેહમનની લડાઈની સઘલી હકીકત તેને કહી શંભલાવી તથા મુલકે મુલકના પાદશાહો ઉપર બેહમનને પકડવાને વાસતે લોહરાસ્પે નામાં લખી મોકલેઆં.

——:00:——

જેવારે બેજનનો બેટો અરદેશર નાંમદાર પારેસને હાથ શીકસતખાઈ પાદશાહ લોહરાસ્પની દરબારમાં આવી પોહચીઓ તેવારે ગોલામ લોહરાસ્પના પુછ્વાથી ઘણીએક ચાપલોસી કરી કેહવા લાગો કે બેહમનને મે એવો તો જખમી કીધો છે કે આજે ઇઆ કાલે તે જરૂર આ ફાની દુનીઆમાંથી હમેશગીની દુનીઆ તરફ કુચ કરી જઇઆ વગર રેહશે નહી. અને તું રોશન જીવનો પાદશાહ આએ ઇરાનનાં તાજ તથા તખતને જેબ આપશે. અને તારી ઉમર એ ઇરાનનાં તખત ઉપર જીઆદા થશે. તે બુરા બેહમનને તો મે મારા તીરોએ કરી સીવી મેલીઓ હતો પણ એટલામાં જંગલની તરફથી એકાએક એક નેકાબદાર સવાર આવી લાગો. કોણ જાણે કે તે કોણ મરદ હતો. તેની સીફત મારી જબાંનથી થઇ શકતી નથી. તે એવો તો જોરાવર હતો કે તે દેલાવરની નજદીક જાલનો રૂસતબી ગોએઆ તેના હીસાબમાં નહી હોએ. એ સીવાએ જેબી કાંઇ તે નેકાબદાર પારેસ તથા શાહ બેહમન સાથે લડાઇ થઇ હતી તેનું સઘલું બએઆન અરદેશરે લોહરાસ્પની નજદીક કહી શંભલાવીઉં. અને કહેઉકે તે નેકાબદાર પેહલવાન લડાઇ કરી કીઆં જંગલમાં નીકલી ગએઓ તે હું જાણુતો નથી. પણ અએ નેક પાદશાહ લોહરાસ્પ! તું કંઇ ફીકર ના કરતો અને કોઇબી વાતનો અંદેશો તારા દેલમાં ના રાખતો. હવે તે કમઅકલનો બેહમન હઇઆત રહેઓ નહી હશે.

એ હકીકત શાંભલી લોહરાસ્પનો જીવ ઘણો દલગીર થએઓ અને બેહમનની સલામતીથી તેનાં દેલમાં દેહશત તથા અંદેશો પેદા થએઓ. તેથી તેણે પોતાના નવીસંદાને હોકમ ફરમાવેઓ કે દરેક મુલક તથા શેહરના હકુમત ચલાવનારાઓ ઉપર નામાં લખે અને તેમાં તેઓને લખી જણાવે કે બેહમન મારાં બંદીખાનામાંથી નાહસી ગએઓ છે તેથી તે જેબી શેહરમાં આવેઓ હોએ તાંહાંથી તેની શોધ કરી જેબી

પાદશાહ તેને બાંધીને બંદીવાન તરીકે મારી નજદીક મોકલી આપશે તેની પાશેથી લેવાતી સલામી હું તેને માફ કરશ. અને એ સીવાએ બીજી મોટી બખશેશથી હું તેને નવાજશ. પણ જો કોઈબી પાદશાહ મારા હૌકમથી ઉલટો જઈ બહમનને પોતાના શેહરમાં અમાનત આપી છુપાવી રાખશે અને તેની મને ખબર પડશે તો તેનું શેહર હું તારાજ કરી નાખશ.—એ રવેસે લોહરાસ્પના હોકમ મુજેબ, નવીસંદાએ નામાઓ લખી તેના ઉપર શાહી મોહર મારી, સઘલે શેહરે શેહર ચાલાક કાસેદોની મારફતે રવાને કીધાં.

હવે પેલી તરફ પાદશાહ બહમન તથા પારેસ પરહેજગાર એ બંધ જના શબોરોજ જંગલની રાહ કાપતા તથા મુસાફરીની મુશ્કેલીઓ ચાખતા નજદીક એક વરશની આખરીએ મીસર શેહરમાં જઈ પોહચેઆ. અને તે શેહરના બજારના રસતા ઉપર આવેલું એક મકાન ભાડે લઈ તેમાં પોતાનો વાસો કીધો.

---

## પારેસ મીસરનાં બજારમાં ગએઓ અને તાંહાં મીસરના પાદશાહની બેટીની તારીફ શાંભલી તથા તેનો હુનર ચોગાનના મેદાનમાં જોઈ તે સરવે વાતથી બહમનને વાકેફ કીધો તે વગેરેની હકીકત.

——:oo:——

હવે તે બંધે મીસર શેહરમાં જઈ છુપાઈ રહેઆ પણ તેઓ પાશે કઈબી જર કે ખાનાની ચીજ અથવા આરામ કરવાનો બીસતરો કસુ હતું નહીં. એ વીશે આ નામાંનો લખનાર શાએર એમ લખેછે કે અગર તુંને આએ ફાની દુનીઆમાં ઘણી દોલત તથા અખુટ ખજાનો હોએ તો તે ઉપર ખુશી ના થતો. ઇઆ અગર તારાં ઘરમાં ઘણી સખતી તથા મુફલેસી હોએ તો તેથીબી ના સુખર થઈ પોકાર ના મારતો. કાંએકે એ જમાનાનાં દરમેઆનમાં એ રવેસે ચહડતી તથા પડતી ચાલતી આવેલી છે. રોશન ખાંમદાદની રોશનીની પુઠે સીહા રાતની સીહાઈ લાગેલીજ છે. તેમજ દોલત તથા મુફલેસી કોઈનો ઉપર કાએમ રેહતી નથી. જે દાનાવ લોકો છે તેઓ દોલત ઉપર ખુશી થતા નથી તેમજ મુફલેસીનો ભય પણ ખાતા નથી. કારણ ગમ જે છે તે આદમીના મગજમાંથી હોશને કોતાહ કરેછે બલકે

આદમીનાં જીવની ખુહારી કરી નાખેછે.—હવે પારેસે વીચારીઉં કે પાદશાહ બહમને તરણ દીવસ થએઆ કઇ ખોરાક લીધો નથી તેથી તે ભુખો થએઓ હોશે અને પાશેતો એક કોરીબી ખરચવાની નથી. એવો વીચાર કરી પોતાની કમાન લઇ બાજારમાં ગએઓ કે તે કમાન વેચી પાદશાહને વાસતે કઇ ખાનું ખરીદ કરી લાવે.

આ અંદેશો કરી તે બજારમાં જતો હતો એટલામાં એકાએક તે બજારમાં મોટી દોરધામ થવા લાગી અને ચોતરફથી મોટો શોર ઉઠી રહેઓ, ગોએઆ તે રસતાખેજનો પોકાર ઉઠી રહેઓ હતો. એ વખતે તમામ વેપારીઓ પોતાની દુકાનો બંધ કરતા હતા તથા તમામ લોકો નાહસભાગમાં પડેલા હતા. એ નાહશભાગની ગરબરથી તથા લોકોની ભીરથી કેટલાએકોની દુકાનો પાએમાલ થઇ ગઇ હતી. એ ઉપરથી પારેસે એક દુકાનદાર મરદને પુછીઉં કે અએ નામદાર લોકો ! તમો શા વાસતે એવડા ઘાભરા પડી દોડો છો. તેવારે પેલા દુકાનદાર મરદે પારેસને જવાબ દીધો કે અએ મરદ ! તું કોઇ પરદેશી દેખાએ છે, કાંએકે આએ શેહરની રાહ રસમથી તું નાવાકેફ છે. આ શેહ-રના પાદશાહનું નામ નસરે હારેશ કરી છે અને તે પાદશાહની ખી-દમતમાં તરણ લાખ સવાર તલવારના મારનાર હાજેર છે. તે પાદશા-હની એક બેટી ગોએઆ બેહશતની પરીની મીસાલની છે. તે બેટી જેવારે પોતાનાં એવાનમાં બેશે છે તેવારે તે ગોએઆ આફતાબની મીસાલે નજર આવે છે. અને લડાઇની વખતે જેવારે તે હાથમાં તલ-વાર પકડે છે તેવારે નરેશીરની મીસાલે જંગ મચાવે છે. અને જેવારે તે મીજલસમાં બેશીને હસે છે તેવારે ગોએઆ તેનાં મોહડાંમાંથી બે-કીમતી મોતીનો વરશાદ વરશે છે. અને જેવારે તે મેદાનમાં નીકલે છે તેવારે તમામ લશકરને લેહજામાં બરહમ મારે છે. અને જબરદસત પેહલવાનો વટીક તેની મુકાબેલ ઉભા રહી શકતા નથી. તે બેટીની રસમ એ છે કે દરસાલ ચોગાનનાં મેદાનમાં એક વખત દડી રમવા ઉ-તરે છે. તે વખતે તમામ શેહરનાં લોકો તેનો હુનર જોવા સારૂ મેદા-નમાં એકઠાં મલેછે. તાંહાં તે બેટી તમાંમ લશકર સાથે લડાઇનો હુનર અજમાવે છે. પણ તે શાહજાદીની મરદાનગી તથા હુનરની બરાબર કોઇ મરદ આવી શકતો નથી. તે શાહજાદીનું નામ **હોમાએ** કરી છે. તે શાહજાદી તરણ દાહડા લગી બેપરદે બહાર મેદાનમાં આ-વે છે. જો એ શાહજાદીના હુનરનો તમાશો જોવાની તારી ખાહેશ હોએ તો આ મેદાનમાં ઉભો રહીને તું જો.

પારેસે જેવારે પેલા મરદથી એવી તારીફ ભરેલી હકીકત શાંભલી તેવારે તમાશાનાં મેદાનમાં એક તરફ જઇને ઉભો. અને તે શાહજાદી હોમાએનો હુનર જોઇ ઘણો અજબ રહેઓ. તે ચોગાનમાં દડી એવી તો સીફતથી મારતી હતી કે તેની બરાબર કોઇ બીજો પેહલવાન પોહચતો નહી હતો. અને જેવારે મેદાનમાં તે કોઇ પેહલવાન સાથે લડાઇના કીના ઉપર આવતી તેવારે પેલા તરણ લાખ સવારના ઘેરામાં જઇ પોહચતી તો બાજેનો હાથ તથા બાજેનો પગ અને કોઇનું માંથુ આહેસતેથી અજમાવતી હતી. પણ કોઇ પેહલવાનની તાકાત નહી હતી કે તે શાહજાદીની મુકાબેલ થાએ. એમ કરતાં કોઇ મુકાબેલ આવતો તો તેને પોતાના નેજા ઉપર ઉઠાવી કેટલોએક વાર ઉંચે હવા ઉપર રાખી પછી આહેસતેથી પાછો તેના ઘોડાનાં જીન ઉપર મેલતી. પછી બીજા પેહલવાનની તરફ પોતાનો ઘોડો દપટાવતી હતી:—એરવેશે સાંહાંજનો વખત થએઓ તેટલામાં તરણ લાખ સવારોને મેદાનમાં માહત કીધા.

એ રવેશે કેટલાએક હુનરો કરી રાતનો વખત થવાથી મેદાનમાંથી તમામ લશકર પાછું ફરીઉં અને શાહજાદી પોતેબી ખુશી થઇ પાછી ફરી. તે તમાશો જોઇ પારેસબી પોતાના ઉતારાની જગો ઉપર પાદશાહ બહમનની નજદીક ગએઓ.

જેવારે પારેસ પહરેજગાર પોતાના ઉતારાની જગોએ આવી લાગો તેવારે પાદશાહ બહમને તેને પુછીઉં કે ઓ મેહરબાની ભરેલા પેહલવાન! તેં આજદીને મને ગુમરાહ કરી નાખેઓ છે. મારી બંધે ચશમો તારા રાહની ઇંતેજારીમાં આજેજ થઇ છે. વાસતે આજે મને મેલીને તું કાંહાં ગએઓ હતો? મગર તુંબી મારી સાથે હેરાન થાએછે તેથી મારેથી તું બેજાર થએઓ છે? પણ ઓ નેક પેહલવાન! તું ખાતરીથી જાણજે કે એજ ફરતો આસમાન મારી સીહા ચાદરને કાલ રોજે સફેદ કરશે. એવા સખુન પાદશાહની જબાંથી શાંભલીને પારેસે તેને જવાબ દીધો કે અએ બુજોરગ પાદશાહ તું એવા સખુનો બોલી મને શરમીંદા ના કર. અવવલ તો આપણ એકઠા બેશી ખાનું ખાઇએ કાંએકે તું નામદાર પણ તરણ દીવસનો ભુખો છે. એવું કહી તે બેઉં જનાએ ખાનુ ખાધું. તે પછી પારેસે તમામ હકીકત જે તેણે શાંભલી હતી તથા જોઇ હતી તેથી બહમનને વાકેફ કીધો. તે શાંભલીઆથી પાદશાહ બહમન ઘણો અજબ રહેઓ. પછી પારેસને કેહવા લાગો કે હુંબી કાલરોજે તારી સાથે આવી તે શાહજાદીનો

હુનર જોવશ. તેવારે બુઢા પારેસે તેને કહેઉં કે એ પાદશાહ! આ તારી વાત મને ના પાસંદ છે. કાંએકે તુંને જોઇને કોઇ ઓળખી કાહડશે તો વલી આપણી ઉપર કઇ નવી બલા આવી પડશે. એ શાંભલી પાદશાહે કહેઉં કે એ નેક બખત પારેસ! હવે મારી હાલત ફકીરોની માફેક થઇછે તેથી મને કોણ ઓળખવાનું છે. એમ કરતાં હવેતો હું જીવથી ધરાએઓ છુ. માટે કાલરોજે તારી સાથે આઉં અને તે મેદાનમાં તમાશો જોઇ મારો જીવ ખુશ કરૂં. તેવારે પારેસે કહેઉં કે એ પાદશાહ કાલરોજે તારો સેતારો રોશન થજો! એ રીતે દોઆ કરીને રાતનાં ખાબ કીધો. અને જેવારે ખુરશેદ આ દુનીઆમાંથી સીહા અંધકારને હાંકી કાહડી જમીન ઉપર સુખેરી ફરશ બીછાવીઓ દુઆને રોશન આફતાબ તલું થએઓ તેવારે તે બંધે જનાઓ બાનું બાઇ તઇઆર થએઆ.

---

## શાહ બહમન મીસરના પાદશાહની બેટીના હુનરનો તમાશો જોવાને ગએઓ અને તે પાદશાહ સાથે હોમાએ વીશે વાત થઈ તે વીશે.

—:00:—

આસમાને જેવારે જમીન ઉપર લાજ્વરદી બીછાનું બીછાવીઉં દુઆને આફતાબ રોશન થએઓ, તેવારે મીસરનો પાદશાહ તમામ લશકર સાથે મેદાનમાં આવી પોતાનાં તખત ઉપર બેહો. અને તે મેદાન તમામ ઝુંડા તથા નેજા તથા ઝરજરથી શીંગાર ભરેલું થએઉં. તેવામાં પારેસ પાદશાહ બહમનની સાથે તે મેદાનમાં આવી એક જગા ઉપર ઉભો. હવે તે મેદાનમાં તે પાદશાહની બેટી શાહજાદી હોમાએ ભારી દબદબા સાથે આવી પાદશાહનાં તખતના પાંઉને બોસો દઇ ઘણીએક દોઆ કીધી. તે પછી હોકમ કરી પોતાનો ઘોડો મંગાવી તે ઉપર સવાર થઇ. જેવારે બહમને તે બેટીની તરફ નેગાહ કીધી તેવારે તેની સવારી ઘણી ચાલાકી ભરેલી દીઠી. તેથી સરફરાજ પારેસને પુછીઉં કે એ સવાર પેલી શાહજાદી હોશે. મેં એવો સવાર તથા ઘોડો ઇરાન સરજમીનમાં નથી દીઠો. તેવારે પારેસે કહીઉં કે એ પાદશાહ હજુર એનો આવાજ તો તેં શાંભલેઓ નથી. એવામાં તે નામદાર ઓરતે એક પોકાર મારીને તે ચોગાનમાં એક જરી દડી ફેંકી તે

દડી વાદલ લગી ઉંચી ગઇ. અને જેવારે પાછી નીચે આવી તેવારે તે ઉપર પોતાના હાથનું ચોગાન મારેઉં તેથી બીજી મરતબે હવા ઉપર ઉંચે ગઇ. એ રવેશે સાત મરતબે તે દડીને હવા ઉપર ફેંકી અને મીસરના તમામ સવારોને શરમમાં નાખીઆ. એ પછી મરદાંનગીથી ઘોડાને એલાન આપી બુલંદ આસમાનને ગેરદનો લેબાસ પેહરાવીઓ. તેથી તમામ લશકરનાં દલ જોશમાં આવીઆં. અને સઘલાઓએ તે બેટીની તરફ઼ ઘોડા ઓકાવેઆ પણ જેઓ સવાર તે શાહજાદીની સાથે લડાઇનો હુનર અજમાવતો તે રૂશવા થઇ પાછો ફરતો. કાંએકે તે શાહજાદી પોતાના નેજાએ કરી હરકોઇ પેહલવાનને તેના ઘોડાની પીઠ ઉપરથી ઉઠાવી લેતી અને તે જગોએથી બીજા સવાર તરફ઼ ઘોડો ઓકાવતી. એમ કરતાં તે લશકરમાંથી શો પેહલવાનો જે ઘણા નામચીન હતા તેઓને નેજાનાં હુનરથી આજેજ કરી નાખેઆ. પાદશાહ બહમને જેવારે એવો મામલો જોએઓ તેવારે પારેસને કેહવા લાગો કે એ શો સવારોમાં એક શખસબી મરદાને મરદ નથી કે એ ઓરતને આજેજ કરે અને ઘોડાની પીઠ ઉપરથી ઉઠાવી લઇ જમીન ઉપર નાંખે. એરવેશે બહમન જે કંઇ બોલતો હતો તે તેની પાસે ઉભેલો એક મીસરના પાદશાહનો સવાર શાંભલતો હતો. તેણે એ સખુનો શાંભલેઆ તેજ વખતે પોતાના પાદશાહની નજદીક જઇને કહેઆ. તે શાંભલી પાદશાહે તેને ફરમાવીઉં કે તું શીતાબ જઇને તે નોજવાન મરદને મારી નજદીક બોલાવી લાવ. એ હોકમ શાંભલતાં વાર પેલો સવાર તેજ વાની મીસાલે દોડતો જઇ તાજ તખત બોલ઼ી બેઠેલા શાહ બહમનને કેહવા લાગો કે અએ નામવર મરદ! તુંને મારો પાદશાહ નસરે હારેશ બોલાવે છે. તે સવારનું એટલું કેહવું કે બુદા પારેસે આહેસતે રહી પેહલવી જબાનમાં શાહ બહમનને કહેઉં કે અએ બેવારેમ પએલા પાદશાહ! મેં તુંને આગમજથીજ નહી કહેઉં હતું કે તું મેદાનમાં જવા ચાહે છે. પણ તે જગાએ તુંને જો કોઇ પીછાંનશે તો નવો ફીસાદ પેદા થશે અને તેમાંથી તુંને છુટવું મુશકેલ પડશે. પણ હવે તો જે બને તે ખરી. તું પાક ઇઅજદાંનું નામ તારી જબાંન ઉપર ઇઆદ કરી તે પાદશાહની નજદીક જા અને જો કે મીસરનો પાદશાહ તુંને શું કેહચ. એવા સખુન શાંભલી પાદશાહ બહમન પોતાના પેદા કરનાર પાક દાદારનું નાંમ લઇને દલેરીથી આગલ ચાલેઓ. તેની સાથે નામદાર પારેસબી હતો.

જેવારે બહમન નસરે હારેશના તખતની નજદીક જઈ પોંહચેઓ તેવારે સર નમાવી તે પાદશાહને અદા ભરેલી રીતે સેજદો કીધો. તેવારે તે પાદશાહે કહેઉં કે અએ ગરદન ફરાખ મરદ! તું દેખાવમાં કોઈ પાદશાહજાદો નજર આવે છે. અને તું મારી બેટી હોમાએ વીશે એવા નાલાએક સખુન શા માટે બોલે છે? મારી નજદીક લખો સવાર મરદાને મરદની મીસાલનાં છે. તે તમામ સવારો મધેથી આજ લગી કોઈએ મારી બેટીને આજેજ કીધી નથી. અને તું એમ કરી કહે છે કે મીસરમાં કોઈ દેલાવર સવાર નથી કે મારી બેટીને આજેજ કરે? એવા નાલાએક સખુન તું શા વાસતે બોલેઓ? તે વારે શાહ બહમને તે પાદશાહને જવાબ દીધો કે અગર જો તું ગુસસો નહી કરે તો હું તુંને રાસત કેહું કે એ મારી વાત તુંને નાપસંદ આવી હશે; પણ તે ઓરત દરએક સવારને જમીન ઉપર મારતી તે જોઈને મારૂં લોહી જોશમાં આવતું કે મને જો પાદશાહ રજા આપે તો હું એ લડાએક ઓરતને આજેજ કરૂં અને તેને ઘોડાનાં જરી જીન ઉપરથી નીચે લાઉં. કદાપી એ ઓરત મસત શીરના પીતતાની અયવા લોહડાનાં તનની હોએ પણ આખેર તે ઓરતજ કેહવાએ. મેદાનમાં મરદ લોકોની નજદીક ઓરતની દલેરી બેજા છે. ઓરત જાત ઘણા હુનર રાખે તો પણ તે લડાઈની વખતે એક મરદ સવારની નજદીક એક શીકારની મીસાલે કેહવાએ છે. તેવારે પાદશાહ નસરે હારેશે શાહ બહમનને કહેઉં કે અએ નામદાર તું પરદેશી મરદ નજર આવે છે વાસતે તું એવું નાલાએક ના બોલ. મારા પેહલવાનો એક લાખ મરદાને મરદ છે, અગર તે પેહલવાંનોમાંનો એક સવાર મેદાન પડે તો લખો સવારોને તારાજ કરી નાંખેછે. તે તમામ લશકર ઉપર મારી દેલાવર બેટી ગાલેબ આવે છે. અગર એ લડાએક બેટી ચાહે તો એ તમામ મારાં લશકરની ગેરદ એકદમ કાહડી નાંખે. તેવારે નામદાર બહમને તે શાહને જવાબ આપેઓ કે અએ પાદશાહ! તું મને તારાં લશકરોનાં પેહલવાંનોની મીસાલ હરગીજ કમજોર ના જાણતો. હું પાકદાદારના હોકમથી નરે શીરનાં તન ઉપરથી ચાંમડી ઉખાડી નાખું છું. જો તું હોકમ કરી એક લડાઈનું બખતર તથા નેજો તથા તલવાર અને એક ઘોડો મારે વાસતે મંગાવી મારે હવાલે કરે અને પછી મારો હુનર જોઈને એવા સખુનો બોલે તો તે બેહતર છે. એ વાત શાંભલી મીસરનાં પાદશાહનો ચેહરો સુરખી રંગની મુઆફેકનો જરદ થઈ ગએઓ. પછી તે પાદશાહે

બહમનને કહેઉં કે અએ દેલાવર મરદ આજ તો રાતનો વખત નજ-દીક આવવાથી હુનર અજમાવવાનો વખત રહેઓ નથી. કાલ રોજે જેવારે આફતાબ રોશન થાએં તેવારે આપણુ મારી બેટી સાથે તારા હુનરની અજમાએશ કરશું પણ ઇઆદ રાખજે કે તું એ હુસ-રાઇથી રૂસવા થશી. એ રવેસે ઠરાવં કરી તે બંધે પાદશાહો છુટા પડી પોત પોતાને મકાને ગએઆ. પણ મીસરના પાદશાહનું દીલ તમામ રાત ફીકર તથા અંદેશામાં હતું.

બીજી તરફ બુજોરગ પારેશ પરહેજગારનું દેલ શાહ બહમનને લીધે અંદેશામાં પડેલું હતું. તેણુ પોતામા શાહ બહમન ઉપરં ગુસસો કરી કહેઉં કે ઓ નામદાર! હજુર તો તારા તન ઉપરના જખમો રૂજાએઆ નથી અને હંજુર તો તારા તનમાં કુવત નથી આવેઉં તેટલામાં તું પાછી બીજી ભારી લડાઇની ખાહેશ રાખે છે. મગર તું પોતાની જીંદગીથી ધરાએઓ છે? એ પાદશાહ! તું પોતે પોતાની નજરે જોએ છે કે એ મીસરના પાદશાહની જોરાવર બેટીએ એખલીએ જાતે પોતાના લશકરના બેશુમાર સેપાહોની શી રવેશે આબરૂ લીધી છે અને જબરદસત પેહલવાનોને શી રવેશે નેજાએ કરી આજેજ કીધા છે. પણ હવે તો જેવારે તું આવતી કાલે તે શાહજાદી સાથે લડવાને કબુલ થઇ ચુકો છે તેથી કસો ચારો રહેઓ નથી. તારી મદદે પાક દાદગર દાદાર હોજો! તે તુંને પોતાના ગેબી ખજાંનાથી કુવવત બખશજો! એ રવેશ બુજોરગ પારેશે દોઆ ચાહી.—બામ-દાદનો વખત જેવારે થએઓ તેવારે, પેલી તરફ મીસરનો પાદશાહ પોતાના રાબેતા મુજેબ તખત ઉપર આવી બેઠો અને પોતાની બેટી શાહજાદી હોમાએને પેલા અનજાણા પરદેશી ઇઆને બહમનની વાતથી વાકેફ કીધી. તેવારે તે દેલાવર બેટીએ પોતાના બાપને દેલાશો આ-પેઓ કે અએ પેદર! તું બીલકુલ ફીકર ના કર. તે પરદેશી કોઇ બેહુદો મરદ હશે તેથી એવા બેહુંદા સખુના બોલવાની હીંમત કરી ગએઓ હશે.



## તરીજે દાહડે મીસરના પાદશાહની બેટી મેદાનમાં આવી અને બાપ સાથે ગુફ્તેગો કરી બહમનને બોલાવીઓ તેવારે બહમન તે પાદશાહની નજદીક ગએઓ અને ગુફ્તેગો કીધી લડાઈના બાબમાં તે વગેરેનો અહવાલ.

——:00:——

શેરને પીસ્તી હોમાએ પોતાના બુજોરગ બાપને કેહવા લાગી કે એ નામવર પેદર! હવે તું શેતાબી કરી પેલા નાલાએક સખુનો બોલનાર મરદને ઇશારત કરાવ કે તે મારા મેદાનમાં આવે અને તેણે તારી નજદીક મારી લડાઈ કબુલ કીધી છે તે બજા લાવે. તે શાંભલતાંજ મીસરના પાદશાહે એક ખીદમતગારને ફરમાવીઉં કે એ મેદાનમાં તમામ ખલકત ઉભી છે તેમાં પેલા મરદની તલાશ કરી તેને મારી નજદીક બોલાવી લાવ. પણ તેની સાથે તું ઘણી નરમી તથા લાએકીથી વાત કરજે. તારા કોઇબી સખુનથી તેને બુરૂં નહી લાગે તેની સંભાલ રાખજે. એ હોકમ કરી પાદશાહ ઇનતેજાર બેઠો હતો. એટલામાં પેલો સવાર બહમનને મીસરના પાદશાહનાં તખતની નજદીક બોલાવી લાવેઓ. શાહા બહમન જેવારે તે પાદશાહની નજદીક આવી પોહચીઓ તેવારે પોતાના સોધાં સરવની મીસાલના કદને વાકુ વાલી તે પાદશાહને સેજદો કીધો. તે જોઇ નસરે હારેશ પાદશાહે તેને કહેઉં કે અએ સરફરાજ મરદ! હું તુંને એક વાર ફરીથી પુછું છું કે તું મારી બેટી સાથે લડવાની ખાહેશ રાખે છે? તેવારે શાહ બહમને જવાબ આપીઓ કે પાક હકતાલાની મદદથી એક લેહજામાં એ માહાતાબને ચેહેરેની ઓરતને હું પકડી લેવશ. હું પોતા ઉપર મગરૂરીનો દાવો નથી કરતો મગર હું મારાં બખતની અજમાએશ કરૂં છું કે હવે પછી મારૂં નસીબ શી રવેશે મને યારી કરે છે. પાદશાહે પુછેઉં કે તારો ઘોડો કાંહાં છે? તું પેહલવાન થઇ વગર ઘોડે જાબજા કેમ ફરે છે? શાહ બહમને જવાબ દીધો કે હું બુઆબમાં હતો અને મારો ઘોડો જંગલમાં ચરતો હતો તેને કોઇએ જોઇ કોઇ પકડી ગએઉં છે. તે સાથે મારો સઘલો સામાનબી ચોરાએઓ છે. એ સખુનો શાંભલી પાદશાહે હોકમ કીધો કે એ દલાવર મરદને વાસતે એક ઘોડો તથા બખતર તથા તલવાર તથા નેજો તથા એક દડી તથા ચોગાન લાવી હાજેર કરે. તે શાંભલીને પાદશાહના

ખીદમતગારે સરવે સામાન હાજેર કીધો. તેવારે બહમને બખતર પે-હરી તે ઉપર તમામ હથીઆરો બીડેઆં. પછી ઘોડાનો તંગ ખેંચી તે ઉપર સવાર થઇ મેદાનમાં જઇ ઘોડાને ઝોલાન આપવા લાગો.

---

## ચોગાન દડી રમેઓ શાહ બહમન મીસરનાં પાદશાહની બેટી સાથે અને તે બેટીને નેજાએ કરી ઉઠાવી લઇ જમીન ઉપર મારી તે વગેરેની દાશતાંન.

—:00:—

હવે જેવારે પાદશાહ બહમન ઘોડાને ઝોલાન આપી ફારેગ થએઓ તેવાર પછી ઘોડાની લગામ ફેરવી મીસરના પાદશાહની નજ-દીક ગએઓ અને દુરથી ઘોડાનાં જીન ઉપર સર નમાવી પાદશાહને સેજદો કીધો અને પછી આવાજ મારી બાંગે બુલંદ બોલવા લાગો કે એ નેકબખત પાદશાહ તું જાણે છે કે બે મરદ લડાઇના મેદાનમાં કુસતી રમે છે તે બંધેમાંથી આખેરે એક શખસ જમીન ઉપર પડે છે. વાસતે તારી બેટીને મારા હુનરે કરી હું જેર કરૂં તો તે વાતનો તું ગુસસો નહી કરે તો હું એ કામમાં હાથ નાખું. તેવારે પાદશાહે જવાબ દીધો કે ઓ નામદાર મરદ! તું પોતાની ખાતેર જમા રાખ કે હું તારી મરદાંનગીથી હરગેજ મારાં દીલમાં બુરૂ લાવશ નહી. વા-સતે તું જે કંઇ હુનર રાખતો હોએ તે ઉપર કોશેશ કરે તેમાં મારી રજા છે. તું મારી બેટી સાથે કુસતી રમે ઇઆ ચોગાન દડી રમે અથવા તારે જોઇએ તેવો લડાઇનો હુનર અજમાવે તેમાં હું ખુશી સાથે રાજી છું. પેલી તરફ શાહજાદી હોમાએને એવું ગુમાન ગએઉં કે એ સવાર મારા દબદબાથી ડરે છે. જેવારે બહમન તે શાહજાદીની નજદીક જાઇ પોંહચેઓ તેવારે હોમાએ તેને પુછેઉં કે અએ નોજ-વાન મરદ તું એ રવેશે, ઘોડો દપતાવતો મારા બાપની નજદીક શા વાસતે ગએઓ હતો? તેવારે શાહ બહમને જવાબ દીધો કે હું તારા બાપની નજદીક એટલા વાસતે ગએઓ હતો કે તુંને આએ મેદાનમાં તારા ઘોડા ઉપરથી ઉઠાવી જો હું જમીન ઉપર નાંખું તો તેને સારૂ તારો બાપ મારી ઉપર ખફા નહી થાએ વાસતે તેની સાથે એ વાતનો કરાર કરવા ગએઓ હતો. આ વાત શાંભલી શાહજાદી હોમાએ કહેઉં કે અએ બેહુંદા મરદ! હજુર તો તું નદીની નજદીક

નથી જઈ પોહોંચેઓ. એટલામાં પાઉમાંથી જુતી શા માટે કાહડે છે? તે મને લડાઈને વખતે પુર જોસમાં આવેલી હજુર દીઠી નથી તેટલાંજ એવા બેહુંદાપણાંથી લાફ મારતો કેમ આવે છે? એવી રવેશે ગુસસો કરી હોમાએ પોતાનો ઘોડો દપતાવેઓ અને એક ચોગાંન દડી હવા ઉપર ફેકી. તેજ વખતે શાહ બહમને પોતાના ઘોડાને એવી તો એડ મારી કે હોમાંએને આગલ વધવા દીધી નહી અને પેલી આવતી દડી પકડીને બહમને આસમાન ઉપર ફેકી. તેની ઉપર હોમાએ ઘોડો દપતવીઓ પણ બહમનના જોરની નજદીક હોમાએ કંસા ડીસાખમાં હતીજ નહી. એ રવેશે પએદરપએ તરણ મરતબે હોમાએના હાથમાં દડી આવવા દીધી નહી. તેથી હોમાએ ઘણી ઘાબરી થઈને પોતાની આંગલી દાંતમાં પકડવા લાગી. પછી પોતાના અબરૂ ઉપર ચીન ચહડાવી એક નેજો પોલાદનાં લોહાંનો ઉઠાવેઓ કે તે નેજો પાહડનાં પથરમાંબી ગુજર કરતો હતો. જેવારે બહમને નેજો ઉઠાવેલો દીઠો તેવારે પોતબી નેજો શીતાબ ઉઠાવીઓ. અને અવવલતો તે બેહુ જનાઓએ એક એકનો હુનર દેખાડવાને વાસતે મેદાનમાં તે નેજા ફેરવીઆ. એવામાં શાહજાદી હોમાએ પોતાનો ઘોડો દપતાવતી આવી એક નેજો શાહ બહમનનાં સીનામાં મારેઓ કે તે નેજાએ કરી બહમનને તેના ઘોડા ઉપરથી ઉઠાવી લીએ. પણ સરફરાજ બહમન એવાતો હુનરથી ઘોડા ઉપર પેચ ખાઈ ગએઓ કે તે હોમાએનો જરબ રદ કરી નાંખેઓ. તેવાર પછી પાદશાહ બહમને શેરની મીસાલે હોમલો કરી જોરથી બાજુ બોલી વંતાલીઆંના વાની મીસાલે ઘોડો દપતાવતો આવી એક નેજો એવોતો શાહજાદી હોમાએના સીના ઉપર મારેઓ કે તેથી તે નાજ ભરેલી શાહજાદી પોતાના ઘોડાની પીઠ ઉપરથી જમીન ઉપર પડી અને તેનો ઘોડો મેદાનમાં ખાલી પીઠે આગલ નીકલી ગએઓ. આ બનાવ બનવાથી નામદાર હોમાએ ઘણી શરમીંદી થઈ પીઆદપાઉ ઉભી. તે મામલો જોઈ ગુલામ લોકો દોડતા આવીઆ અને શીતાબ તે શાહજાદીનાં સર ઉપર ચાદર નાખી. એવો મામલો જોઈ મીસરની તમામ ખલકત તથા તેના પાદશાહનો ચેહરો હરતાલની મીસાલે જરદ થઈ ગએઓ. તેવાર પછી તે પાદશાહે પોતાની મજલેસનાં લોકોને કહેઉં કે એ કોઈ પરદેશી મરદનાં લડાઈના હુનરે કરી મારી નોક જતી રહી છે કે એ બેઆનો મરદ કે જેની નસલ તથા તોખમ કોણથી હશે તે કોઈને માલમ નથી. તેણે મારી હજુર એવા હુનર દેખાડેઆ છે કે તે હુનરથી મને

નુકસાન નજર આવે છે. અગર જો એ પરદેશી એવા હુનર સાથે નેક બુનીઆદ રાખતો હશે તો એનું તથા મારૂં સર આસમાન સાથે લાગશે.

દાનાવ લોકો ફરમાવી ગએઆ છે કે નેક બુનીઆદના મરદ લોકો હુનરમંદ હોએતો તેની બુજોરગીને કદી શરમ પોહચે નહી. અને વલી બુનીઆદ આદમી હોએ પણ તેમાં કસો હુનર નહી હોએ તો તે શખસ ઘણો રૂશવા થતો ફરે. અએ માગ નામદાર મરદો! બેકીમત ગોહર કરતાં હુનર વધતો છે. હુનરે કરી જેહાનમાં નામદારી મેલવાએ છે. આદમી જાતના તાબામાં પાદશાહી ગંજ તથા ખજાનો હોએ તે જતાં વાર નહી લાગે પણ હુનર હોએ તે ફકીરીને વખત કામ લાગે. એવી ગુફતેગો કરતાં સાંહજનો વખત થએઓ તેથી પાદશાહ તથા તેનું તમામ લશકર તથા તમાશો જોનારી તમામ ખલકત એ સરવે પોત પોતાને ઠેકાણે ગએઆ. અને નેકબખત હોમાએ પોતાનાં મેહલમાં જઇ ગમ ભરેલા દેલ સાથે બેઠી કે કોણ જાણે એ બેગાનો મરદ કોણ તથા કોણની બુનીઆદનો હશે. અગરજો એ જેવો હુનર ધરાવે છે તે સાથે તે તેવીજ બુનીઆદ ધરાવતો હશે તો મને ઘણું સારૂં લાગશે નહીતો માગ બાપદાદાને મોટી નામોસી હાસેલ થશે. એવો અંદેશો કરતી બેઠી હતી અને ખાનું તથા શરાબ પીતીતી નહી. અને કોઇ સાથે બોલતી પણ નહી હતી. એ રવેશે તે શાહજાદીએ તમામ રાત ગમગીની તથા અંદેશામાં ગુજારી.

---

## મીસરના પાદશાહ ઉપર લોહરાસપનું નામું આવેઉ તેની ખબર પારેસમે થઈ તેથી તે તથા બહમન મીસરમાંથી બાહેર નીકલી ગએઆ તે ખબર મીસરના પાદશાહને થઈ તે વગેરેનો એહવાલ.

—:00:—

બીજે દીવસે જેવારે બામદાદનો વખત થએઓ તેવારે એક કાસેદ ઇરાન શેહેર તરફથી પાદશાહ લોહરાસપનું નામું લઇ મીસર શેહેરમાં આવેઓ અને તે નામું પાદશાહ નસરે હારેશને પોહચાડેઉં. તેજ વખતે તે પાદશાહે એક નવીસંદાને તે નામું વાચવાનો હોકમ ફરમાવેઓ. તેથી તે નવીસંદાએ તે નામું તે પાદશાહની હજુરમાં

બાંગે બુલંદ વાંચી શંભલાવીઉં. તે નામાંમાં એમ લખીઉં હતું કે—
તખત તથા તાજનો સાહેબ હું જે ઇરાન જમીનનો મોટો
પાદશાહ સોલું છું તે તું જે મીસરનો હાકેમ નસરે હારેથ
કેહેવાએ છે તેને લખી જનાઉંછું કે મને એવી ખબર થઇછે
કે મારો ગુનેહગાર બદ ખસલતનો બહમન તારાં મીસર શેહેરમાં આ-
વેલો છે માટે આએ નામુ વાંચતાં વાર તેનો શોધ કરી પકડી કાહડી
માહરી નજદીક જલદી મોકલી દજે. કાંએકે તે બદગુમાનનો મારા
કેદખાનામાંથી નાહઠો છે. જો કદાપી તું તેને નહી મોકલશે તો અને
તે તારાં શેહરમાં છે એવું મને માલમ પડશે તો તું તારા એવાનમાં
આસાનીથી બેશી નહી શકશે. અને તારૂ મીસર શેહર હું મારાં
ભારી લશકર સાથ આવી તારાજ કરી નાંખશ સબબ કે તમામ પા-
દશાહોની ઉપર મારૂ ફરમાન ચાલેછે. એ રવેશે જેવારે તે નવીસં-
દાએ નામું વાચીઉં તેવારે તે શાંભલીને મીસરનો પાદશાહ ઘાબરો
પડી ગએઓ અને તેનો ચેહરો કેરબાની મીસાલે જરદ થઇ ગએઓ.
તેજ વખતે તે પાદશાહે હોકમ કરી પોતાના શેહરમાં મનાદી ફેરવી
તમામ પોતાની રઇઅતને બાંગે બુલંદ જાહેર કરાવીઉં કે પાદશાહ
બહમનને જો કોઇબી પીછાનતુ હોએ અને તેને મીસર શેહરમાં જોએ
તો તે બાબેની ખબર મને જલદી કરે. અગર જો કોઇ બહમનને
ઓરખવા છતાં મને ખબર નહી કરશે અથવા કોઇ તેને છુપાવી શ-
ખશે તો તે શખસ પોતાના વતનથી બે વતન તથા બચાં છોકરાં-
ઓથી બેનસીબ થશે. સા વાસતે કે ઇરાનથી પાદશાહ સોલુનું ફર-
માન શાહ બહમનને પકડી મોકવાનું આવેલું છે.—એ મનાદી શેહ-
રમાં જાહેર થવાથી તમામ લોકોમાં ઘભરાત ઉઠી રહેઓ.

જેવી તે ખબર હારેથને થઇ તેવોજ તે આવીને શાહ બહમનને કેહવા
લાગો કે અએ પાદશાહ વીજલી કરતાંબી શીતાબ ઉઠ. અગર જો એ વ-
ખતે હકતાલા આપણુને ઉડી જવાને પર આપે તો ઉંચે હવા ઉપર
ઉડીને નાહશીએ. આજ રોજે ઇરાનથી પેલા મુજી ગુલામ સોલુનું
નામું લઇ એક હેજબ મીસરના પાદશાહની દરબારમાં આવીઓછે.
તે નામામાં લખેલું છે કે તારા મીસર શેહરમાં મારો કેડી બહમન
આવેલોછે તેને શીતાબ પકડીને મારે હવાલે કર. એ રવેશે તે નાપે-
કારથી ઘણી તાકીદ આવી છે. વાસતે આપણુને એ શેહરમાંથી શી-
તાબ નાહસવું જોઇએ. અગર નહી તો આપણુ ખુનનાં દરીઆવમાં
ગરક થઇશું. અને વલી એ શેહરનો પાદશાહ પોતાની બેટીને

વાસતેથી આપણુ ઉપર ગુસસે થએલોછે.—એવો મનશુબો કરી ખુજો-રગ પારેશ તથા શાહ બહમન બામદાદને વખતે મીસર શેહર છોડી નાહશતા જતા હતા. એટલામાં એ શેહરનાં દરવાજાની બાહેર એક સોદાગર મરદ બહમનને જોએઓ અને પીછાનીઓ કે જાંહાં છે તાંહાં બહમન એજ છે. સબબ કે તે સોદાગરે બહમનને ઈરાનમાં સારી રવેશે દીઠો હતો. અને તે જાણતો હતો કે બહમનનાં બેહુ હાથ તેના પગના ગુઠણ કરતા લાંબા હતા. તેથી તેને પીછાની શીતાબ તે સોદાગર મીસર શેહરનાં પાદશાહની દરગાહમાં દોડી ગએઓ. અને તાંહાં જઈ કેહવા લાગો કે અએ સરફરાજ પાદશાહ! હું તારે માટે એક મુબારેકબાદી લાવીઓછું કે તારા શેહરમાં પાદશાહ બહમન આવેલોછે. તેને કોઈએ પીછાનીઓ નહી પણ મે તેને હમનાં શેહેરના દરવાજા બાહેર જોએઓ છે કે તે એક પીર મરદની સાથે વીજલીની મુઆફેકની શીતાબ ચાલથી નીકલી જાએછે. અને હું બાતેરીથી જણાઉંછું કે મેં તેને પીછાંનીઓ છે તે તેની નીશાન ઉપરથી પીછાનીઓ છે.

---

## મીસરના પાદશાહે પોતાની બેટી હોમાએને બહમનના એહવાલથી વાકેફ કીધી અને તે બહમનને પકડવા તેની પછવાડે દોડી તે વગેરેનો એહવાલ.

—:00:—

એવી ખબર શાંભલીઆથી મીસરનો પાદશાહ નસરેહારેસનો ચેહરો ખુશીથી ખુરરમ બાગની મીસાલે ખ.લીઓ અને તેજ વખતે તે પોતાની બેટીના એવાનમાં ગએઓ અને તે બેટીને દેલાશો આપી કેહવા લાગો કે અએ સરફરાજ બેટી હવે તું તારાં દેલમાંથી ગમ તથા અંદેશો દુર કર કારણ કે ગઈ કાલે જે બેગાના મરદથી તારી હાર થઈ છે તેતો નામદારી ભરેલો રોઈનતન અસપંદીઆરનો બેટો ઈરાન સરજમીનનો શાહનશાહ સરફરાજ બહમન જાહેર થએઓ છે, અને તેની બરાબરીનો જેહાનનાં દરમેઆનમાં આજે કોઈ બીજો છેજ નહી. તે નામદાર પાદશાહ પોતાના નીમક હરામ ગુલામ લોલુના હાથમાંથી જાન બચાવી નાહશતો ભાગતો આપણાં શેહમાં આવેલો છે. તેની પછવાડે તે નીમક હરામ લોલુએ શેહરે શેહરના પાદશાહો ઉપર તે નેકનામ શાહને પકડવાને માટે નામાંઓ લખેલાં છે. તેજ રવેશે

એક નામુ મારી ઉપર પણ તેણે લખેલું છે. તે નામું શાંભલવાથી તમામ મારી દરબાર અજબ રહીછે. એ રવેશે તે નામાંની તમામ હકીકત પોતાની બેટી દેલાવર હોમાએને ખોલલી કરી કહી.

એ હકીકત પોતાના બાપથી જેવારે શાહજાદી હોમાએ શાંભલી તેવારે તેણે પોતાનાં દીલમાંથી તમામ અંદેશો તથા ગમ દુર કરીને શીતાબ એક તેજ ઘોડો મંગાવી તેનો જેર તંગ ખેચીઓ અને પોતાના તન ઉપર બખતર પેહેરી તે ઉપર હથીઆર બાંધીઆં અને તે ઘોડા ઉપર સવાર થઈ શીતાબીથી શેહરના કોટના દરવાજાની બાહેર નીકલી શાહ બહમનનો તથા બુઢા પારેશનો દુંમબાલો પકડેઓ. તેની પછવાડે મીસરનો પાદશાહ પણ પોતાની સાથે એક લાખ ચુંનંદા સવારો લઈને શેહરથી બાહેર નીકલીઓ. એમ કરતાં જેવારે આફતાબ માંથાં ઉપર આવીઓ ઇઆને બપોરનો વખત થએઓ તેવારે શાહજાદી હોમાએ બહમનને દુરથી દીઠો. તેજ વખતે એક આવાજ નરે શેરની મીસાલે તે ઉપર મારીઓ અને કહેઉં કે અએ ઇરાની મરદો તમો બંધે જણાઓ મારા હાથથી છટકીને હવે કાંહાં જવાના છેઓ? એવો પોકાર શાંભલીને બુઢો પારેશ તથા શાહ બહમન ઉભા રહી વીચારવા લાગા અને કેહવા લાગા કે હવે પછી આએ ફરતો આસમાન આપણા સર ઉપર કેહવી રીતે ફરે છે અને શું મુસીબત ગુજારશે તે જોવાનું રહેઉં છે. પણ ફરીથી એક વાર એ શાહજાદીને આજેજ કીધી જોઈએ. સબબ કે એ મીસરનો પાદશાહ આપણને પકડી કેદ કરી બદનસલના લોહુની નજદીક મોકલે તે કરતાં એજ શેહરમાં નામ ઉઠાવીને મરવું તેજ બેહતર છે. એ રવેશેનો વીચાર નકી કરીને શાહાનશાહ બહમન પોતાનો ઘોડો દપતાવતો હોમાએના આંગ ઉપર ધશારો કરતો આવી પોહોંચીઓ. તેને જોઈને હોમાએ કેહવા લાગી કે અએ નોજવાન તું કાંહાં જાએછે? હજુર તું એ ફરતા જમાનાની ચાલથી વાકેફ થએઓ નથી. તેથીજ તેં બે હુંદાપણાંથી એક ગુલામને પોતાનું તાજ તથા તખત સવાધીન કરી પોતે તે પાદશાહી તખતથી એક ચોરની મીસાલે જાબજા નાહશતો ફરેછે. એ રવેશે તારૂ બખત બરગશતે થએઉં છે. અને એટલું છતાં હજુર તું મારી સાંબે લડવાને આવી ઉભો છે. તું એક વખતે ગઈ કાલે મારી ઉપર ગાલેબ આવીઓ છે તે ઉપર કદાચ તું મગરૂર રેહતો હશે. પણ તે વખતે મારો ઘોડો સુસત હતો તેથી

મેં ખતા ખાધી. અગર નહી તો તારી એટલી શું તાકાત હતી કે મારી મુકાબેલ ઉભો રહી શકે. પણ આજ રોજે હવે તું ફરીથી મારો હુનર જોશે. તેવારે શાહ બહમને તે દેલાવર શાહજાદીને જવાબ દીધો કે તું નામવર પાદશાહજાદીને લાએક છે કે પોતાની રાહ રસમથી તું ફરે નહી. અને તું નેક રવેસે જાણે છે કે હું શાહ બહમન એખ-ત્યા છું. અને તારી સાથે એહરેમનની મીસાલનું બેશુમાર લશકર છે. તેથી હું તુંને એખલો કેમ બર આવી શકુ. જે વાત હમનાં તું કરે છે તે દીન તથા દાદ તથા અકલથી દુર છે. અગરજો તારી મારી સાથે લડવાની ખાહેશ હોએ તો અવવલ તારી પછવાડે આવતાં બેશુમાર લશકરને હોકમ કર કે આપણી વચે આ-ગલી શરતે લડાઇનાં દરમેઆન આવે નહી. એ રવેશે લશકરની હજુરમાં આપણ બંધે જનાં લડીએ. અગરજો આ ફરતો આસમાન જે હાલ મારી ઉપર સેતમ ભરેલી રીતે ખીટીઓ છે તે મને મદદ નહી આપે તેથી અથવા મારી કમબખતીના સબબથી હું તારા હાથ ઉપર ગીરફતાર થાઉં તો તું મુખતીઆર છે જે ચાહે તે કરજે. ઇઆ જો તું મારા હાથ ઉપર મારી જાએ તો તારા બાપથી તથા તારાં લ-શકરથી મને કસી હરકત નહી થાએ. શાહજાદી હોમાએ જેવારે શાહ બહમનને મોહડેથી એ વાત શાંભલી તેવારે હસીને કહેઉં કે અએ કમબખતીનાં મારેલા પાદશાહ! અમો લોકોની રાહ રસમ એવી નથી કે બે હમનબરદો લડે તેની વચમાં તરીજો આવી પડે. પણ હવે તું જોકે તારૂ બખત એક નેજાએ કરી ઉંધું વાલું છું. એ રવેશોની ગોફતેગો થએઆ પછી તે બેહુ જનાં ઘોડાઓને ગ્રેસાન દઇ લડા-ઇના હુનરો એક બીજાને દેખાડવાં લાગાં. તે તેઓના હુનર તમામ લશકરના લોકો જોતા હતા. એમ કરતાં તે બેહું જનાએ એકએક સાથે નેજાનાં સર સીધાં કીધાં અને એક બીજા ઉપર પોતાના ઘોડા દપતાવીઆ. અને એક બીજા સાથે ખુબ જોશથી નેજાની લડાઇ લડવા લાગાં. એથી તે બંધેના ઘોડા આજેજ આવી ગએઆ. એ-વામાં પાદશાહ બહમને એક પોકાર મારી તુંનદીથી દરીઆવનાં મગર-મછની મીસાલે જોશમાં આવી એક નેજો શાહજાદી હોમાએનાં કમર-બંદ ઉપર મારેઓ તેથી તે શાહજાદીનાં બખતરનાં બંદ તમામ તુટી ગએઆ. અને જરી જીન ઉપરથી જમીન ઉપર પડી. તેવારે પાદ-શાહ બહમને હોમાએના સીના ઉપર પોતાના નેજાનું નોક ધરીઉં અને કહેઉં કે અએ કમ અકકલ શાહજાદી! તેં બીજી મરતબે મારો

જીવ લેવાનો કસદ કીધો હતો પણ આખેર તું જમીન ઉપર શી રવેશે પડી છે તે તું પોતાની નજરે જુવે છે. હવે તું કહે તો એ નેજો તારા સીના ઉપરથી પાછો ઉઠાવી લેઉં. અગર નહીંતો એજ નેજાએ તુંને ખાક સાથે સીવી લેઉં. એ શાંભલી શાહજાદી હોમાએ કહેઉં કે અએ નામદાર ઇરાન જમીનનાં પાદશાહ! હવે હકતાલાએ તારી મુરાદ હાંસેલ કીધી છે. તેથી તું મેહરબાન થઇ મને માફ કર અને તુરત મારા સીના ઉપરથી તારા નેજાનું નોક ઉઠાવ કે હું તુંને જવાબ દેઉં અને તારા નેક સેતારાનું બએઆન કરૂં. તે માહાતાબ ચેહરેની હોમાએનું એટલું કેહવું કે નામદાર પાદશાહ બહમને શીતાબ પોતાનો નેજો તેના સીના ઉપરથી ઉઠાવી લીધો. તેથી હોમાએ શીતાબ ઉઠીને જમીન ઉપર ઉભી અને કેહવા લાગી કે અએ નામદાર પાદશાહ! મને એક વાતના સોગંદ હતા. તે સોગંદ ઉપર હું ઉસતવાર હતી કે જે કોઇ મરદ ઉપર હું ગાલેબ આઉં તે શખસને હરગેજ પોતાનો ખાવંદ નહી કરૂં અને જે કોઇ મરદ મને ઘોડાની જીન ઉપરથી જમીન ઉપર નાંખે તેજ મરદને મારો ખાવંદ કરૂં. એવો કરાર કીધો હતો. વાસતે હમનાં તેં મને સરવે લોકોની હજુરમાં બે મરતબે ઘોડાની જીન ઉપરથી ઉઠાવી જમીન ઉપર નાંખી વાસતે હવે મને કસી વાતનું બાહનું રહેઉં નથી. અને હવે તો તારીજ સાથે મારી કદખોદાઇનો વખત નજદીક આવી પોહોંચીઓ છે. શાહજાદી હોમાએની એ વાત શાભલી બહમન ઘણો ખુશી થએઓ. અને પાક ઇઅજદાને ઇઆદ કરી તથા તે પરવરદેગારના શુકરાના બજા લાવી તેણે હોમાએનો હાથ પકડેઓ. એવો મામલો મીસરના પાદશાહે દુરથી દીઠો. તેજ વખતે તે પોતાનો ઘોડો દપતાવતો તેઓની નજદીક આવીઓ. તે જોઇને હોમાએ પોતાના બાપને કેહવા લાગી કે હવે તારાં બખતની મેહરબાનીથી આએ ઇરાનનો પાદશાહ નામદાર બહમન તારો દામાદ થએઓ છે. હવે તું જો કે હકતાલાએ એનો હાથ પકડેઓ છે તેથી હવે તે લોલું ગુલામનાં મોતે એના હાથ ઉપર તાકીદ કીધીછે. દુનીઆની રસમ એજ રીતની છે. એ ફરતા આસમાને શું કીધું અને હવે પછી શું કરશે તે કોઇને ખબર નથી. એવા સખુનો હોમાએથી શાંભલીને મીસરનો પાદશાહ શાહાનશાહ બહમનને ગોદમાં દાબી તેની પેશાની ઉપર બોસો દેઇ કેહવા લાગો કે તારી સાથે મેં જે કઇ બેઅદબી કીધી તે મને માફ કરજે. એ રીતે કહીને પાદશાહ બહમનના બખત ઉપર

દોઆ કરવા લાગા અને કેહવા લાગો કે હવે શીતાબીથી આપણુ મીસરમાં જઇ તારી કદખોદાઇનો સામન તઇઆર કરીએ. એ રહેશે કહીને મીસરના પાદશાહે બહમન પાશેથી રજા લીધી અને મીસરમાં જઇ હોકમ કીધો કે શાહાનશાહ બહમનને બીજુ લશકર તથા અમીર લોકો તથા સોદાગર લોકો વગેરે સઘલી મીસરની ખલક એસતેકબાલ જઇ તેને મોટાં માન સાથે શેહરમાં લઇ આવે. એ હોકમ શાંભલી મીસરના સરવે લોકો તે શાહાનશાહને એસતેકબાલ લેવા ગએઆ. જેવારે તે તમામ લોકોએ શાહ બહમનને દુરથી જોએઓ તેજ વખતે તમામ લોકો સેજદો કરી કેહવા લાગા કે અએ નેકનામ ઇરાન જમીનના શાહાનશાહ તુંને નેક અકકલ સાથે નેકબખતી હોજો! અને તું જોહાં જાએ તાંહાં તારી ફતેહમંદી હોજો! પેલી તરફ મીસર શેહરમાં પાદશાહ નસરેહારેશે શાદીનો સરવે સામાન તઇઆર કીધો. અને જગોએ જગોએ અને ઠારે ઠાર રોશની કરાવી તથા તમામ મુલકને આઇનાઓથી આરાસતે કરાવેઓ. એટલામાં તમામ ઇસતેકબાલ ગએલી અનજુમન સાથે શાહજાદી હોમાએ તથા શાહાનશાહ બહમન શેહરના દરવાજા આગલ આવી પોહોંચીઆં. તે વખતે નકારાં તથા કરનાએ વગેરે વજંતરોના આવાજ થવા લાગા. એવી ખુશી સાથે સરવે લોકો પાદશાહની દરગાહમાં દાખેલ થએઆ. તેજ વખતે પાદશાહ નસરેહારેશે હોકમ કરી દાનાવ મોબેદ લોકોને બોલાવીઆ. અને દીનના રેવાજ મુઆફેક ગોહરો તથા મોતીઓનો નેસાર કરાવી દીનની રાહ રસમ મુજેબ નેકાહનો કોલ દરસત કીધો. અને જેમ ઇરાનની પાદશાહોની રસમ હતી તેજ મુઆફેક નેકાહ બાંધીઆ. એ પછી તે કદ ખોદાઇની ખુશીમાં મીસર શેહરમાં સરવે કોઇએ એક હફતા લગી રોશની કીધી. તે પછી મીસરના પાદશાહે પોતાના ગંજના દરવાજા ખોલીઆ અને સરવે કોઇને સરોપાવ આપીઆ. અને પછી આઠમે રોજે મુબારેકતાલેની તથા માહતાબ ચેહરની હોમાએને પાદશાહ બહમનને હવાલે કીધી. એ તમામ દીવસ આખા શેહરના સરવે લોકોએ પોત પોતાના મકાનમાં જીઆફતમાં ગુજારેઓ. એવી ખુશ ખુશાલી આગલ મીસર શેહરમાં કોઇ બીજી વખત થઇ નહી હતી. જાબજા રામશગરોના સરોદ નીકલતા હતા. અને તે જગોએ ફુલની કળીના બીછાના બીછાવેઆં હતાં, તથા જરબફતના નકશ તે જગોએ ચીતારેઆ હતા. તે જગો એવી દીલખુશ હતી કે ગોએઆ તે ચીન સરજમીનનું બજાર હતું. અથવા ગોએઆ એક બુલંદ બેહશતનું ચમન હતું.

શાહજાદી હોમાએ પોતે જેમ જવાંમરદીમાં નરે શીર હતી તેમજ ખુબસુરતીમાં ગોએઆ તે એક બેહશતી હુર હતી. તેના મુકાબેલામાં કેઆશમીરના રાજા સુરશાહની બેટી કેતાઉન કુમ બીસાદમાં નહી હતી. તેથી તે શાહજાદી હોમાએના દીદા જોવાથી બહમનનું દેલ ખુશી ભરેલું થએઉં હતું. તે ખુશીમાં તે મીસરની શાહજાદીના રૂખસારા ગુલાબની ખુશબોના પોતાની શાકરને મીસામલની લબે કરી સુસતો હતો અને પેદરપે તેની સાથે શરાબની જામો નોશ કરતો હતો.- એ રવેશે તે માહએહેર મેહબુબની સાથે હરદંમ જોકમાં મશગુલ રહેએ। હતો.

---

## ઈશનમાં લોલુને પાદશાહ બહમન વીરોની ખબર થઇ તે વગેરેની દાશતાંન.

——:00:——

જેવારે પાદશાહ બહમનને શરાબની કેફ ઉતરતી તેવારે તેનું દેલ પેલા મુજી બેવફા લોલુ ગુલામ ઉપર કીનો લેવાને ચાહતું હતું. તેથી એક દીવસે મીસરના પાદશાહની સાથે બેશી મશવરત કરી જાબજાથી લશકર બોલાવીઉં. તેથી થોડા દાહડામાં ઘણું લશકર જમા થએઉં. તે લશકરનો શુમાર કાહડતાં તે તરણ લાખનું થએઉં. તેબાર પછી પાદશાહ નસરે હારેશે પોતાના ગંજનો દરવાજો ખોલી તમામ લશકરને તનખા તથા અસબાબથી નવાજી ઈરાન તરફ ચાલતું કીધું. પછી મુબારેક જશનનો એક દીવસ જોઇ પાદશાહ બહમન ખાસ સવારો સાથે શેહરની બાહેર નીકલીઓ. તેની આગલ લશકરની હરોલમાં શામનો પાદશાહ પોતાની ખાસ સવારીના તરીશ હજાર સવારો સાથે ચાલતો હતો. તેનાં સર ઉપર જરી ઝુંદો ઉડતો હતો. તેની પછવાડે મીસરનો પાદશાહ બાર હજાર સવારો સાથે ચાલતો હતો. તેનું તમામ લશકર નેજા તથા તલવારનું રાખનારૂં હતું. અને તેના સર ઉપર ખુરશેદ પેકર ઝુંદો ઉડતો હતો. તેની પછવાડે ખુદો પારેશ પેહલવાન કીનાનો લેનાર તરીશ હજાર સવારો સાથે ચાલતો હતો. એ રવેશે તે નામદારો એક બીજાની પુઠે દબદબા સાથે આગલ વધતા હતા. તે ફોજની પછવાડે પાદશાહ બહમન તથા નેક સેતારેની હોમાએ એક લાખ ગુનનદા સવારો સાથે ચાલતાં હતાં. અને તેઓનાં સર ઉપર જરી છતર ફરતાં હતાં. એવાં ભારી લશકરની

ગેરદે કરી આસમાન સીહા થઈ ગએઓ હતો. એ રવેશે દમ- દબા ભરેલા દમામ સાથે કેટલેએક દાહડે પાદશાહ બહમન ઇશિન- નાં જંગલમાં જઈ પુગો. અને તે જગોએ દેહડા મારી મકાન કરી પડેઓ. તે વાતની ખબર બદનસલ લોહુને થઈ તેથી તેનું દેલ દરદ ભરેલું થએઉં. પણ દમ પકડીને ખામોશ થઈ બેઠો અને શીતાબ પેહલવાન અરદેશરને બોલાવીને તેની નજદીક તમામ હકીકત જાહેર કીધી. તેવારે તે બેવફા અરદેશરે લોહુને જવાબ દીધો કે અએ પાદશાહ! તું એ વાતને કસો અંદેશો ના કર. હું લડાઈના કર- નાર ચાલીશ પેહલવાનો સાથે મેદાનમાં નીકલશ તો તે બહમનના લાખો સવારને તારાજ કરી નાંખશ. અએ પાદશાહ હવે હું એ બહમનનો જાન લીધા વગર આસાએશ નહી પકડશ. પણ તું એક કામ કર કે અવવલતો જાબજાથી લશકર મંગાવ. અને ખજાનાનો દરવાજો ખોલી સરવે કોઈને ગંજ બખશી ભરપુર કર કે આપણી મકસદ રવા થાએ. અએ પાદશાહ! આપણાં લશકરનો જે કોઈ સવાર તારી ઉપર જાન ફેશાની નહી કરશે, અને બહમનની તરફદારી કરશે તે નીમકહરામને નેકીનો બદલો હરગેજ થઈ પોહચતો મા. એ રવેશે લોહુ તથા અરદેશરે મનસુબો કરી કેતાઉનની નજદીક ગ- એઆ અને તાંહાં એક જગા ઉપર બેશી તે સાથે ફરીને પકકી મશવરત કીધી. પછી જાબજાના પાદશાહો ઉપર નામાંઓ લખી કેટ- લુએક લશકર મદદને સારૂં મંગાવેઉં. પછી લોહુએ હોકમ કીધો કે એકશો અને સાહાઠ હાથથી લોહડાંની પાખર સાથના પીલખાનામાંથી બાહેર કાહાડી આગલ ચાલતા કરે. એવો લોહુનો હોકમ શાંભલીને એકશો સાહઠ લોહદાંની પાખર સાથના હાથથી આગલ ચાલતા કીધા. તેઓમાંથી ચાર હાથથી રાહમાં ચાલતાં એકાએક મરણ પાંમીઆ.

---

## નામું લખીઉં પાદશાહ બહમને લોહુ ઉપર તે વગેરેની દાસતાન.

:00:

જેવારે બીજે દીવસે આફતાબ રોશન થએઓ તેવારે પા- દશાહ બહમન પોતાના દેહડામાં તખત ઉપર આવી બીરાજીઓ. તાંહાં તમામ પાદશાહો તથા અમીરો હાજેર હતા. તેઓની રૂબરૂ પાદશાહ બહમને હુકમ કીધો કે એક નામું બુરી તાબમના લોહુ ઉપર

લખે અને તે નામાની શરૂઆતમાં અવવલ એમ જણાવે કે એ નામું રોશનતન અસપંદીઆરનો બેટો જે ઓલાદ દર ઓલાદ પાદશાહોનો પાદશાહ કેહવાએ છે તે પાદશાહ બહમન તું જેવા નાપાક નીમકહરામ ગુલામ ઉપર નામુ લખી ફરમાવે છે કે અએ નાપાક ગુલામ તેં એવી નીમકહરામી કીધી છે કે તે પાક અને બરતર હકતાલાએ થોડાજ વખતમાં તું ચશમચોરની બદીનો બદલો લાએક રીતે વાલીઓ છે. અએ સીહાદેલ ઉંધે બખતના! તારૂં દેલ હમેશાં ગમ તથા દરદ ભરેલું રેહજો! અને તું નેકીનું મોહડું કદી ના જોતો! સબબકે તારી સાથે જે કોઇ નેકી કરે તેના બદલામાં તું શુકરાના નથી કરતો અને નેકીની જગોએ બદી કરતાં તે પાક દાદગર દાદારનો દર કમો નથી રાખતો. તું મુરદાર ખાનાર સોહા કાગડાની મીસાલનો છે. અએ બદ બુનીઆદના બેવફા તારી સાથે મે સાદે દલીથી નેકી કીધી તેના બદલામાં તેં પોતાની બુરી નસલથી બદી કરી દેખાડી છે તો તેનો બદલો હવે તું તારી નજરે કરી જોશે. અએ નાપાક બુરી મનશનીના અને ખરાબ ખસલતના! તુંને એવું ગુમાન છે કે વગર મેહનતે ઇરાન જમીનના તાજ તથા તખતનો માલેક થઇ બેઠો છું! પણ તું જાણતો નથી કે તું જેવા હજારો ગુલાંમ ઇરાની પાદશાહોની જુતી ઉઠાવે છે. એ વગેરેનું દેહશત ભરેલું નામું લખી બદનસલ લોહ્રુ ઉપર મોકલેઉં. તે નામું વાંચીને બદખો લોહ્રુ બેદનાં ઝાડની મીસાલે ધ્રુજવા લાગો. તેને દેહશતથી ધ્રુજતો જોઇને અરદેશરે દેલાસો આપી કહેઉં કે તું બહમનનાં એક નામાંથી એટલો બીહીને પોતાની પાદશાહી તથા જીવથી એવડો નાઉમેદ શા વાસતે થઇ બેઠો છે. તેણે જેવું તારી ઉપર સરકશીથી નામું લખીઉં છે તો તુંબી દબદબાથી તેનો જવાબ તેવોજ લખ કે તેના વીચારમાં તે ઉંધા બખતના બહમનનો જાન બેજાન થઇ જાએ.

---

## જવાબ વાલેઓ લોહ્રુએ પાદશાહ બહમનનાં નામાંનો અને બેહુ તરફના લશકરોએ લડાઈની સફ સમારી તે વગેરેનો એહવાલ.

—:00:—

જેવારે બામદાદનો વખત થએઓ તેવારે લોહ્રુએ પોતાના નવીસંદાને હોકમ કીધો કે તે બહમનનાં નામાંનો જવાબ લખે. તેમાં

પરથમ એમ કરી લખે કે એ બેહુંદા મરદ! તારાં નામાંમાં એવા ના લાએક સખુન નહી લખાવીઆ જોઈએ. અગર તું મને સુલામ કરી લખે છે તો તેમાં તેં ફાએદો શું દીઠો. અવવલ તું પોતાની અકલ તરફ નેગાહ કરી જો કે તારામાં અકલનું ગોહર કેટલું છે. જે કોઈ દાનાવ અને અકલમંદ મરદ હોએ તે પોતાને સરવે કરતાં કમતર જાણે તોજ તેને બુજોરગી તથા પાદશાહી હાસેલ થાએ. નહી તો તારી મીસાલે બે અકલીથી પાદશાહી ખોહી સીહા સેબાશ પેહડી મુલકે મુલક રખડતો ફરે. બીજું તું મારી સાથે લડવાને આવેઓ છે પણ તું એમ કરી જાણ કે એબી તું પોતાની બેઅકલીથી પોતાને પાઉંએ ચાલી ફાંદામાં આવેઓ છે. વાસ્તે હવડાં જરા આસાએશ લે અને રાહની હાકને તારાં તનમાંથી દુર કર. અને તારૂં લશકરબી જરા આસાએશથી રાહત મેલવે. પછી હું તારી સાથે લડવા આઉં અને તુંને મારા નેજાએ કરી તમામ લશકરની હજુરમાં ખુઆર કરી બીજી મરતબે ઇરાન સર જમીનમાંથી દુર કરૂં. અને કદી જો તું મારા હાથમાં આવશે તો તારાં તનને સુલીની પાદશાહી આપી તમામ મુવેલાંઓની ઉપર સરફરાજ કરશ.

એ રવેશે લોહરાસ્પે બહમનના નામાનો જવાબ વાલીઓ. તે નામું જેવારે પાદશાહ બહમને વાંચીઉં તેવારે તેણે ગુસસામાં આવી આંખો ઉપર ચીન ચહડાવીઆં. અને તે શાહાનશાહે તે તમામ દાહડો લડાઈનો તમામ અસબાબ તઈઆર કરાવવામાં કાહડેઓ. જેવારે બીજે દીવસે બામદાદનો વખત થએઓ તેવારે પાદશાહ બહમનનાં હોકમથી મીસરના લશકરે કીનાના નકારાનો આવાજ કરવો શરૂ કીધો. તેથી બંધે તરફથી લડાઈની તઈઆરી થઈ અને બેહું તરફનાં લશકરો કુલજુમના દરીઆવની મુઆફેક જોશમાં આવી હલમલી રહી, આ જમીન ઉપરની ધુર પોતાના ઘોડાઓની નાલે ઉઠલપાઠલ કરવાએ કરી આસમાન ઉપર ગેરદનો પરદો થઈ રહેઓ અને તેથી તમામ મેદાન સીહા રાતની મુઆફેક સીહા રંગનું થઈ ગએઉં. લડાએક સેપાહો તે જંગના મેદાનમાં સફ ખેંચીને ઉભા. અને તમામ પેહલવાનોએ હાથમાં નેજા તથા ગુરજો ઉઠાવીઆ. તે લશકરની જમની બાજુ એ મીસરનો પાદશાહ ઉભો હતો અને દાબી બાજુ ઉપર શામનો પાદશાહ ઉભો હતો. અને શાહાનશાહ બહમન પોતે બુજોરગ પારેશની સાથે લડાઈની કલબગાહમાં ઉભો હતો. અને મીસરની શાહજાદી હોમાએની સવારીની અંબારી પોતાની પાશે રખાવી હતી.

પેલી તરફ બદ સીતારેનો લોલુ ઇરાની અમીરો તથા લશકર સાથે મેદાનમાં આવી લશકરની સફ ખેંચી ઉભો હતો. તેની જમની બાજુએ સેપેહસાલાર અરદેશર પાંચ હજાર સવાર સાથે ઉભો હતો. અને તેની ડાબી બાજુએ સીપેહસાલાર ગુરદાબે પાંચ હજાર સવારની સફ ખેંચી ઉભો હતો. અને કેતાઉનની સવારી લશકરની કલબગાહમાં રાખી હતી. અને તેની આસપાસ લોહડાંની પાખર નાખેલા મસત પીલોથી કોટ બાંધી લીધો હતો. એ રવેશે બેહું લશકરની તઇઆરી જોઇ પાદશાહ બહમને મીસરના તથા શામના પાદશાહોને ફરમાવીઉં કે હવે જે કંઇ જંગના મેદાનનો હુનર હોએ તે છુપાવી રાખવો જોઇએ નહી. એ રવેશે બોલી જંગ શરૂ કરવાનો હોકમ કીધો.

## લડાઇ કીધી શામના પાદશાહ હારેશે લોલુના સરદારો સાથે અને ઇરાની દશ સરદારો તેના હાથ ઉપર મારીઆ ગએઆ તે વગેરેની દાશતાન.

:oo:

પાદશાહ બહમનનો તે હોકમ જેવારે શામના પાદશાહે શાંભલીઓ તેવારે લશકરથી બાહેર નીકલીઓ અને પાહડની મીસાલના ઘોડા ઉપર સવાર થએલો જંગના મેદાનમાં આવી ઉભો. તેના ઘોડાનાં પાંઉથી જમીનબી આજેજ આવી હતી અને તેની નાલેકરી પાહડના પથથર શુરમાની મીસાલે મસલાઇ જતા હતા. તે નામદાર પાદશાહના સર ઉપર પોલાદની કોલાહ તમામ સુણામાં મહડી લીધેલી અને લાલ તથા હીરોજાના જડાવ જડેલી હતી. તું કહે કે ગોએઆ તે પાદશાહના સર ઉપર રોશન આફતાબ પોતાના સુણેરી કીરણો સાથે ઝલકતો હતો. તે એવા પુરતા દમામ તથા દબદબા સાથે તે મેદાનમાં આવી ઉભો હતો. તેને એવા રોબ તથા દમામ સાથે જોઇ પાદશાહ બહમન ઘણો ખુશ થએઓ અને પોતબી દુશમનની લડાઇનો ઇરાદો કરી ઘોડાને આગલ ચલાવીઓ.

હવે પેલી તરફથી લોલુના લશકરની કલબગાહમાંથી એક ઇરાની પેહલવાન માહીઆર નામનો તે મેદાનમાં નીકલી આવીઓ અને જેમ જંગલમાં એક નરે શેર મસતી કરે તે મીસાલે પોતાના ઘોડાને જોલાન આપવા લાગો. તે જોઇ પાદશાહ નામદાર હારેશે તે ઉપર પોકાર મારી કહેઉં કે અએ નીમકહરામ લોકો! તમો બેવફાઓને તે પાક

પ્રઆજાંથી એ મેદાનમાં હરગેજ ફતેહ તથા ફીરોજી મલનાર નથી. સબબ કે તમો લોકો પોતીકા કદીમ અને ખાંનદાની પાદશાહી પેહડીથી ઉતરતા આવેલા પાદશાહથી સર ફેરવી નીમકહરામ તથા બેવફા થએઆ છેઓ. લેઆનત પડજો તમારી જીંદગાની ઉપર ! ઘણાં આગલા વખતથી આલમમાં મશહુર તથા આશકારા થએલુ છે કે ઇરાનીઓ જેવા રાસત દીલના અને વફાદાર તથા નીમક હલાલ કોઇબી બીજા છેજ નહી—એવી જે ચાલતી આવેલી કેહવત તેને તમો લોકોએ ઝાંખ લગાડી તમારા કદીમ નેઆગાનોના નામને બટ્ટો લગાડેઓછે, અને તેઓના નામને શરમમાં નાખેઆં છે. અફસુસ કરીને પેલા બેમુરવત અને બેશરમ અરદેશરે તમો તમામોને ફરેબ દઇ ભલા ઇરાનીઓના નામને બદનકરી પોહચાડીછે. વાસતે હું કહું છું કે તે બદદલ રજાલો અરદેશર મારાં મેદાનમાં આવે કે તેના તનથી તેનું સર હું દુર કરી નાંખું કે એ સઘલો ફીસાદ બરતરફ થઇ જાએ. માહીઆરે જેવારે પોતાના સીપેહસાલાર ઉપર એવા લેઆતનાં સખુનો બોલતા શાંભલીઆ તેવારે તે મેદાનમાં તેને ઘણી શરમીંદગી તથા નામોસી લાગી. તથી તે પોતાના દીલ સાથે કેહવા લાગો કે પાદશાહ હારેશ જે કઇ કેહછે તે રાસત તથા વાજબી છે. સબબ કે એ ઇરાની સીપેહસાલાર અરદેશર તેવુંજ નામોસી ભરેલું કામ કરે છે. એ રવેશે તે પેહલવાન માહીઆર પોતાના દેલ સાથે સહમજીઓ પણ પોતાના સીપેહસાલારના દરથી તેને નાચારીને મારે લડાઇ કરવી પડી. તથી તેણે પાદશાહ હારેશના એવા સખુનો શાંભલી તેજ વખત એક છુટભાલડી જે તેના પોતાના હાથમાં હતી તે ઉઠાવી પાદશાહ હારેશ ઉપર મારી. પણ તેજ વખતે તે પાદશાહે પોતાની ચાલાકીથી પોતાનું તન ચોરાવી લીધું અને રેકાબ ઉપર એક તરફ વાંકો થઇ ગએઓ તથી તે છુટભાલડી રદ ગઇ તેવીજ તે પથથરમાં જઈ લાગી. અને તે પથથર વીધી અંદર ગરક ગઇ. જેવારે પાદશાહ હારેશે તે છુટભાલડીનો જખમ રદ કીધો તેવારે તેણે પોતાની તેજ તલવાર ઉઠાવી અને મસતાંના શેરની મીસાલે એક પોકાર મારી કહેઉં કે અએ માહીઆર ! હવે તું એક જરબ મારા હાથનો સંભાલજે અગર જો તું એ જરબથી સલામત રહે તો તું પોતાની ખાતરીથી જાંણજે કે દુનીઆનાં દરમેઆનમાં તારૂ મોત છેજ નહી. તે સખુન શાંભલી શીતાબ માહીઆરે પોતાનાં સર ઉપર ઢાલ પકડી અને જેમ રોશન આફતાબ વાદલામાં છુપો થઇ જાએ તે મીસાલે તે ઢાલ

નીચે છુપાઈ ગએઓ. પણ તેના બખતનો આફતાબ સીહા થઈ ગએલો હતો તેની ખબર તેને પોતાને હતીજ નહી. જેવારે પાદશાહ હારેશે તેના સર ઉપર ઢાલ પકડેલી દીઠી તેવારે તે શીતાબ ઘોડો દપતાવતો તેની ઉપર આવી પોહચીઓ. અને તલવારનો એક જરબ એવો તો જોરથી મારેઓ કે તેની ઢાલ સાથે સર ઉપરની ટોલાહ કાપી નાંખી તેના તનનાં સરથી તે કમર લગી બે ટુકડા કરી નાખીઆ. જેવારે માહીઆર એ રવેશે મારીઓ ગએઓ તેવારે પાદશાહ બહમનનાં લશકરમાંથી ખુશી ભરેલા પોકાર ઉઠીઆ. એ પછી પાદશાહ હારેશે બીજી મરતબે પોતાના ઘોડાને જોલાન આપી લગામ ખેંચી મેદાનમાં ઉભો રહી લોહ્રાસ્પનાં લશકર તરફ આવાજ મારી ફરીથી પોતાનો હમનબરદ માંગેઓ. તે શાંભલી તેજ વખતે એક ઈરાની સવાર મેદાન તરફ આવેઓ. તેને આવતો જોઈ નામદાર હારેશે તેનાં ઉપર એક તીર એવોતો જોરથી મારેઓ કે તેને તેના ઘોડાની પીઠ સાથે સીવી મેલીઓ. એ પછી એક પછી એક દશ ઈરાની પેહલવાનો આવીઆ. અને દશે સવારો પાદશાહ હારેશના હાથ ઉપર પએ દર પએ મારીઆ ગએઆ.

એ રવેશે શામના પાદશાહ હારેશની મરદાંનગી જોઈ શાહાનશાહ બહમન ખુશી થએઓ અને પોતાના આગલા ગમને વીસારી મેલીઓ. શાહ બહમનને ખુશી થતો જોઈ મીસરના પાદશાહ નસરે હારેશે કહેઉં કે અએ કએઆની તાખમના પાદશાહ! આજ રોજે શામના પાદશાહ હારેશે મેદાનમાં ખુબ રવેશે પોતાની મરદાંનગી દેખાડી છે. હવે તું હોકમ કર કે એ પાદશાહ જંગનાં મેદાનમાંથી પાછો ફરે કાંએકે શતનો વખત હવે નજદીક પોહચીઓ છે.

---

## શતનો હીંગામ નજદીક આવવાથી બંધે લશકરો જંગના મેદાનમાંથી પાછાં ફરી પોતપોતાને મકાને ગએઆં તે વગેરેનો એહવાલ.

——:00:——

કએઆની શાહાનશાહ બહમને કહેઉં કે અએ સરફરાજ મીસરના પાદશાહ! તારા હોકમથી હરગેજ કોઈ સર ફેરવે નહી. તારી આહેશ લડાઈથી પાછું ફરવાની છે તો હવડાં મનાદીનું નકારૂ કરાઉં.

એટલું કહીને શાહ બહમને નકારચી લોકોને ફરમાવીઉં કે આસાએશના નકારાનો આવાજ કરે. એવો હોકમ શાંભલી નકારચીઓએ આસાએશના નકારાનો આવાજ શરૂ કીધો. તે શાંભલી તે બંધે લશકર મેદાનમાંથી પાછાં ફરીઆં અને પોતપોતાના મકાન તરફ ચાલેઆં. એ વખતે સરવે કોઈ શામના પાદશાહ હારેશની તારીફ કરવા લાગા. અને પાદશાહ બહમને હારેશને આબરૂ આપવાને વાસતે એક સરોપાવ તેની નજદીક મોકલીઓ. તે સરોપાવ નહી હતો પણ ગોએઆ એક પાદશાહી ગંજ હતો.

પેલી તરફ લોલુનું દીલ ઘણું શીકસતે થઈ ગએઉં હતું અને તે ભારી ગંમ તથા અંદેશામાં એવો તો ગીરફતાર હતો કે તે રાતે તણે કોઈ સાથે વાત કરવામાં એક દમબી મારીઓ નહી.

જેવારે સીહા રાતનો પરદો ચાક થએઓ અને બામદાદની સફેદી જાહેર થઈ તેવારે બેહુ લશકરમાંથી કીનાના પોકાર ઉઠવા લાગા અને કરનાએ તથા હીંદી ઘાંટના આવાજ નીકલવા લાગા. અને બંધે લશકર શીતાબીથી એક બીજાંની ઝુકાએલ આવી ઉભાં. તેથી તું કહે કે ગોએઆ તે મેદાનમાં આમન સામન બંધે બોરહુએ લોહડાંના પાહાડ ઉભા થએઆ હતા. એવામાં તે બેહુ લશકરોએ આમનસામન હરીઆરો બોલીઆં. અને એક ભારી સુલતાની લડાઈ શરૂ થઈ. બેશુમાર તીર તથા તલવાર તથા નેજા તથા ગુરજનો મારો ચાલુ થવાથી તે જગો ઉપર એક લોહીનો દરીઆવ જારી થએઓ. અને તેથી લોલુનું લશકર ઘણું બતંગ આવી ગએઉં. તે એવી એક સુલતાની લડાઈ થઈ કે તેથી આસમાનબી ધ્રુજવા લાગો. એવો આમલો જોઈ પાદશાહ બહમને મનાહીના નકારાંનો આવાજ કરાવીઓ. તથી બેહુ લશકરો છુટાં પડી પોત પોતાની સફમાં જઈ ઉભાં. પછી પાદશાહ બહમને પોતાનું બખતર મંગાવીઉં. અને લડાઈનો સરવે અસબાબ પોતાના તન ઉપર ભીડીઓ. તેમાં એક જરી તાપ તથા બખતર હતું કે જે ઉપર ગોહર તથા ઈઆકુતનો જડાવ જડેલો હતો. અને સાત સાહેઆ અતલશના પેહરીઆ અને તેની ઉપર એક લોહડાનો કબજો જે ઘણો ખાસ હતો તે પેહરેઓ. અને હમેલમાં એક તલવાર ખોશી કે જેની મુઠ ઉપર તમામ ગોહરો જડેલાં હતાં તથા જીનના હરના ઉપર પોલાદનો એક ભારી ગુરજ મુકેઓ. તે ગુરજનો વજન એક શોને સાહઠ મનનો હતો. અને એક કએઆની પતકો કમર ઉપર બાંધીઓ અને હાતમાં પેચદાર નેજો પકડીઓ. એ

રવેશે કએઆની તાખમનો પાદશાહ બહમન તઇઆર થઇ જરી જી-નના ઘોડા ઉપર સવાર થઇ આદરગોશસપની મીસાલે તેજીથી મેદાનમાં આવી ઉભો. તેની પંછવાડે કેટલાએક જરી કોલાહના રાખનારા ગુલામો અરબી ઘોડા ઉપર સવાર થઇ તેની ખેદમતમાં હાજેર હતા. તેઓને પાદશાહ બહમને ફરમાવીઉં કે તમો એ જગોએથી દુર ઉભા રહો. તેથી તે ગુલામો દુર જઇ ઉભા રહેઆ.

---

## લડાઈ કીધી પાદશાહ બહુમને બેહુ લશકરની હજુર લોલુ સાથે અને ગીરફતાર થએઓ લોલુ નામદાર પાદશાહ બહુમનના હાથ ઉપર તે વગેરેની દાસતાન.

——:oo:——

પછી સરફરાજ પાદશાહ બહમને ઇરાની લશકર ઉપર આવાજ મારી કહેઉં કે હું નામવર રોઇનતન અસફંદીઆરનો બેટો બાપે દાદે તમારો પાદશાહ છેઉં. વાસતે મને તમારી સાથે કોઇબી રીતનો કીનો નથી અને તેથી તમારી સાથે લડાઇ કરવી નથી. મારૂં દીલ પેલા નીમક હરામ લોલુ સીવાએ કોઇ બીજા સાથે કીનો રાખતું નથી તો હું મારાં લશકર સાથે શાવાસતે લડું? દાનાવ લોકો ફરમાવી ગએઆ છે કે જે પાદશાહ પોતાની જાતે પેહલવાન હોએ અને પોતે દુર રહી લશકરને હેરાન તથા હલાક કરે તે પાદશાહને હરગેજ ફતેહ હોએ નહી. વાસતે હું ચાહું છેઉં કે એ બેહુ લશકર આરામથી ઉભાં રહે અને હું તથા લોલું હાથમાં ગુરજ લઇ જંગના મેદાનમાં લડાઇ કરીએ. અને જોઇએ કે એ ફરતો આસમાન કોણની મદદે પોહોંચે છે. જેવારે ઇરાની લશકરે પાદશાહ બહમનથી એવા ઇનસાફ ભરેલા સખુનો શાંભલીઆ તેવારે સરવે કોઇ ખુશી થઇ પોતપોતામાં ગુફતેગો કરવા લાગા અને કેહવા લાગા કે એ ખુજોરગ ખુનીઆદનો નેક પાદશાહ જે કંઇ કેહછે તે દરૂસત અને વાજબી છે. એ પાદશાહ લોલુ સાથે લડે અને એ બંધેમાંથી જે કોઇ ફતેહ પામે તે ઇરાનના તખત ઉપર બેશે. અને આપણુ તેનેજ પાદશાહ તરીકે ગણી સેજદા કરીએ. જેવારે લોલુએ પોતાના લશકરને માંહોમાંહે એવી ગુફતેગો કરતાં શાંભલીઉં તેવારે પોતે લાઇલાજ થઇ પાદશાહ બહમન સાથે લડાઇ કીધા વગર બીજો કંઇ ચારો દીઠો નહી. તેથી

તેણે પોતાના જાનની ઉમેદ કાપી પાદશાહ બહમન સાથની જંગમાં જવાની તઈઆરી કીધી.

અવ્વલમાં તેણે એક અબંરેશમી સાહેઓ પોતાનાં તન ઉપર પેહેરીઓ. તે ઉપર પાકજાત અશો સીઆવખશનું ખાસ બખતર હતું તે પેહેરીઉં. તથા નેકનામ એરચનો કમરબંદ પોતાની કમર ઉપર બાંધીઓ. તથા સામેસવારની ગોહરના જડાવની કોલાહ જે જેહાંન પેહલવાંન રૂસતમે પાદશાહ બહમનને જાબલુસતાનથી ઈરાન તરફ વદેઆ કરતી વખતે સરોપાવમાં આપી હતી તે પોતાના સર ઉપર મુકી તથા પાદશાહ કએગુસતાસપનો હમેલ ગરદનમાં નાખીઓ. અને કમર ઉપર સરફરાજ કએ લોહરાસપની તલવાર બાંધી તથા પેહલવાંન બેહરામની કમાન બાજુ ઉપર લટકાવી કે જે કમાનથી બેહરામે જેહાનમાં પોતાનું નામ ઉઠાવીઉં હતું. તથા પાકદામાનનાં શાહાનશાહ કએખુસરોનો ગોહરના જડાવ જડેલો ગુરજ પોતાના જીનનાં હરના ઉપર મેલીઓ. એ રવેશના દબદબા સાથે ઘોડા ઉપર સવાર થઈ શો ગુલામો સાથે જંગના મેદાનમાં આવી ઉભો. પછી તે ગુલામોને મેદાનમાં એક તરફ ઉભા રેહવા ફરમાવીઉં. અને પોતે એખલો પાદશાહ બહમનની નજદીક જઈ ઉભો. તેને જોઈને તે કએઆની પાદશાહની આંખોમાં પાણી ભરાઈ આવીઉં. સબબ કે જે કંઈ પોતાના નામવર બુજોરગોના પાદશાહી ગંજની મીસાલના બેકીમત હઠીઆરો તથા બખતરો પાદશાહી ગંજમાં ઇઆદગારીને વાસતે રાખેલાં હતાં તે તમામ હઠીઆર તે વખતે બેબુનીઆદ લોલુનાં તન ઉપર તેણે જોએઆં. તે જોવાથી પાદશાહ બહમન અફસોસ કરી પેચ ખાવા લાગો અને તેની નજર આગલ સરવે ચીજ એક પરદામાં ઢંકાએલીની મીસાલે દેખાવા લાગી. જેવારે લોલુ તે પાદશાહની મુકાબેલે જઈ પોહોંચીઓ તેવારે તે પાદશાહ બહમનને જોઈ શરમીંદા થએઓ અને તેજ વખતે પોતાનું સર નમાવી પાદશાહને સેજદો કીધો અને કહેઉં કે અએ જેહાનના પાદશાહ હું કમીના બંદાથી તું પાદશાહ રંજીદે થઈ લડવાને આવેલો છે. પણ તું દાનીવ છે તેથી દુરઅંદેશો કરી જો કે કોણ પાદશાહે પોતાના ગુલામ સાથે લડાઈ કીધી છે. લોલુથી એવા સખુનો શાંભલી પાદશાહ બહમને તેને જવાબ દીધો કે અએ નીમક હરામ મકરબાજ! તારાં બદફેલ તમામ આલમને રોશન તથા મશહુર થએલાં છે તેથી તારી સાથે લડવામાં મને કાઈબી જબુન નહી બોલશે. હવે તો મેં એક મરતબે તારી

સાથે લડાઇ અખતીઆર કીધી છે માટે તારી મકરબાજી છોડી દઇને તું જે કાંઇ લડાઇનો હુનર ધરાવતો હોએ તે આએ મેદાનમાં જાહેર કરી દેખાડ. અને શીતાબીથી લડાઇનો હાથ ઉઠાવ. એ શાંભલી લોલુએ કહેઉં કે તારી ઉપર હું લડાઇનો હાથ ખોલું એવું કામ મારેથી જેહાનમાં હરગેજ બનવાનું નથી. તું તાજદાર પાદશાહ અને હું તારો એક ફરમાબરદાર બંદો છેઉં માટે હું તારી ઉપર લડાઇનો હાથ કેમ ઉઠાવી શકું. એવી મકકર ભરેલી વાત લોલુથી શાંભલી પાદશાહ બહમને ગુસ્સે થઇ ગુરજ ઉઠાવીઓ. અને પોકાર મારી કહેઉં કે અએ નાપાક ચાપલુસીખોર! તારી ચાપલુસીની વાત હવે મુકી દે. તું મારા હાથથી હવે તું અમન પામવાનો નથી. જેવારે લોલુએ પાદશાહ બહમનને ગુરજ ઉઠાવેલો દીઠો તેવારે શીતાબ પોતાના સર ઉપર ઢાલ પકડી. તે ઉપર તે પાદશાહે એક ગુરજ એવો તો મારેઓ કે તેનો આવાજ બેહુ લશકરે શાંભલીઓ. અને તે ગુરજના જરબથી લોલુની આંખ ખુન ભરેલી થઇ ગઇ. પણ તેણુ એવી ઉસતવારીથી ઢાલ પકડેલી હતી કે તે ગુરજથી તેના તનને કસો આશેબ પોંહાચીઓ નહી. પછી લોલુએ પોતાનો ગુરજ ઉઠાવી એક જરબ પાદશાહ બહમન ઉપર મારેઓ. તેનાં જરબને પોતાના હુનરથી પાદશાહે એવો રદ કરી નાખેઓ કે તેથી તે નામવરના તનને કંઇબી ઇલજામ પોંહોંચીઓ નહી. એ પછી તે બંધેએ પોતાના ગુરજો ઉઠાવીઆ અને એક બીજા ઉપર દશ દશ જરબ મારેઆ. તેથી કરી બેહુના તન શુસત થઇ ગએઆં. તેના સબબે કરી બંધે એક બીજાથી દુર પડી સાઅત એક સુધી દમ મારીઓ. આએ વખતે લડાઇનાં મેદાનમાં લોલુની હીમત જોઇ બંધે તરફનું તમામ લશકર અજબ રહેઉં. અને સરવે કોઇ એક બીજા સાથે વાત કરવા લાગા કે આએ કેઆશમીરના સવારથી પાદશાહ બહમનની લડાઇ તામોશ કેમ કરી શકાએચ. એટલામાં પેલી તરફ તે બેહુ નામદારોએ એક બીજા ઉપર બીજી મરતબે ધશારો કરી મંગલ તથા શનીશર સેતારાઓની મીસાલ એક એક સાથે ભેલાઇ ગએઆ અને એક એકના કમરબંદ ઉપર ચુંગાલ મારી કમરબંદ ઉસતવારીથી પકડેઆ અને એક એકની તરફ જોર કરવા લાગા. તે બેશુમાર જોર કરવાએ કરી તેઓના તન પસીનામાં ગરક થએઆં તથા મોહડાં ઉપર કફ આવેઓ અને દેલ ખુન ભરેલાં થએઆં. અને તેઓનાં ધોડાઓબી શુસત થઇ ગએઆ. એવામાં પાદશાહ બહમને એક જોર

એવો કીધો કે તેથી લોલુના ઘોડાના આગલા પાંઉ વલી ગએઆ અને ઘોડો ગુઠણુમડીએ બેશી ગએઓ. તેજ વખતે પાદશાહ બહમને શીતાબ કરી તેને ઘોડા ઉપરથી ઉઠાવી પોતાના લશકરની તરફ લઈ ચાલીઓ. અને લોલુનો ઘોડો સવાર વગર મેદાનમાં ખાલી પીઠે ઉભો રહેઓ.

---

## પકડાએઆ ગએઓ લોલુ પાદશાહ બહમનના હાથ ઉપર તેવાર પછી કેતાઉનને જાનથી મરાવી નાખી તે વગેરેનો અહવાલ.

——:oo:——

જેવારે લોલુ બહમનના હાથ ઉપર ગીરફતાર થએઓ તેવારે તેનાં તમામ લશકરે એકદમ હોમલો કરી બહમન ઉપર જવાને ચાહેઉં કે શીતાબ જઈ પોહોંચીને લોલુને છોડવે. એવો મામલો જોઈ સરફરાજ પાદશાહ બહમને આવાજ મારી તે લશકરને કહેઉં કે પાદશાહોની લડાઈમાં તમારૂ કામ શું છે? વાસતે તમો પોતાની જગો ઉપર ઉભા રહી તમાશો જોએઆ કરો. લડાઈનાં મેદાનમાં બે પેહલવાનો શરતની લડાઈ લડે તેની મદદને વાસતે લશકરે હોમલો લઈ આવવો સજાવાર નથી. એટલું બોલી લોલુને લઈ ચાલીઓ. અને તેને પોતાના પેહલવાનોને હવાલે કીધા પછી પોતે ફરીથી ઘોડો દપતાવતો ઈરાની લશકરની નજદીક ગએઓ. જેવારે લશકરમાંથી ખુરશેદશાહે પાદશાહ બહમનને આવતો દીઠો તેવારે પોતે શીતાબ પાદશાહની હજુર ગએઓ. તેવારે બહમને ખુરશેદશાહને કહેઉં કે અએ સરફરાજ શાહજાદા! તું શીતાબ પાછો ફરી ઈરાની લશકરને એમ ફરી કેહ કે લોલુને પકડેઆથી તમો સરવે કોઈ પોતાના જીવને આજુરદે ના કરો. મને તમો સાથ લડાઈ તથા કીનો છેજ નહી. તમો તમામ સેપાહલોકો તો મારા નેકખાહ છેઓ અને તમોથી મને પુશતપનાહ છે. મારાં પાદશાહી તખત ઉપર હવે હું બેઠા પછી તમારાં દીલ ખુશ કરશ. એ રવેશનો પાદશાહનો પેગામ લેઈ ખુરશેદશાહ પાછો ઈરાની લશકરમાં ગએઓ અને લશકરને દીલાશો આપી પાદશાહ બહમને કહેલી તમામ હકીકત કહી શંભલાવી. તે શાંભલીઆથી તમામ લશકર આરામથી ઉભું.

હવે જેવારે બેવફા કેતાઉનને લોલુને કેદ પકડાએલો દીઠો અને તમામ ઇરાની લશકરને બહમન સાથ મલી ગએલું દીઠું તેવારે ના-ઉમેદ થઈ પોતાના જાનથી હાથ ધોએઆ. અને મનમાં તેણે ચા-હેઉં કે હવે કોઈ ફુરસદનો, વખત મેલવી હરેક રસતે બાહેર નીકલી જાઉં—એવો ચારો કરી નાહસવાનો રસતો શોધતી હતી. પણ દા-નાઈ ભરેલા ખુરશેદશાહે કેટલાએક સવારોને તે ઉપર ચોકી મેલીઆ હતા અને કહેઉં હતું કે એ ઓરતને હુશીઆરીથી નેગાહ રાખજો. એના બાબમાં પાદશાહ બહમન જે કંઈ ફરમાવશે તે થશે. એટલું કહીને ખુરશેદશાહે પાછો પાદશાહ બહમનની નજદીક ધુંવાંની મીસાલે જઈ ખબર આપી કે તારા હોકમ મુજેબ મેં તમામ લશકરને દીલાશો આપીઓ છે અને તેઓ તમામ તારા હોકમને તાબે છે, તે સાથે મેં કેટલાએક સવારોને કેતાઉન ઉપર ચોકી મુકીઆ છે. વાસતે તે ઓ-રત વીશે તારો હોકમ શું છે? તું નામવર જે મુજેબ ફરમાવે તે મુ-જેબ કરૂં. તેવારે પાદશાહ બહમને ખુરશેદશાહને ફરમાવીઉં કે તે ઓરતને બાંધીને મારી નજદીક લઈ આવો. તેજ વખતે ખુરશેદશાહ કેતાઉનને કેદ કરીને લઈ આવીઓ અને પાદશાહની હજુરમાં ઉભી રાખી. કેતાઉન* પાદશાહને જોઈ કેહવા લાગી કે તેં મને શાવાસતે એ રવેશે ખુવારીથી બાંધી મંગાવી છે? શું તુંને પોતાની ઓરત ઉપર કંઈ રેહમ આવતી નથી? એ રવેશે તે કેતાઉન બે અખતી-આર થઈ બોલવા લાગી. તે ઉપર એ નામાંનો બનાવનાર શાએર એમ કરી લખેછે કે કેતાઉનની જબાનની તે વખતની તેજી એવી હતી કે તેની આગલ પેહલવાન લોકોની તેજ તલવારનીબી તાકાત નહી હતી કે તેની જબાંનની સાથે પોતાની તલવારનો મુકાબેલો કરી શકે, એવી તેજ જબાંનથી તે ચાલાક રીતે બોલતી હતી. તેણે એવી બે-પરવાઈથી બોલતી જોઈ પાદશાહ બહમને ગુસસે થઈ શીતાબ બે ખર મંગાવીઆં. તે બેહુ ખરોની દુમ સાથે કેતાઉનનાં માંથાંના બાલ ઉસતવાર બંધાવીઆ અને પછી તે બેહુ ખરોને લાકડીઓએ કરી મારી બે તરફ હંકાવીઆં. તેથી તે બંધે ખર નાહસવા લાગાં. તેથી કરી કેતાઉનનું તન સરથી તે પાંઉ સુધી બે ફાડની મીસાલે ચીરાઈ ગએઉં. પછી તેના ગોશતને સગને હવાલે કીધું. એ ઉપર

---

* આખે કેતાઊન તે કેઆશમીરના રાજા સુરશાહની બેટી શાહે બહમનની ઓરત સહુ.જની. એ પાદશાહ બહમનની બપાઈનું નામબી કેતાઊન કરી હતું.

એ નામાનો બનાવનાર શાએર લખે છે કે જે ઓરત પોતાના ખાવંદ સાથે એવી રીતની બદી તથા બેવફાઈ કરે તે આકેબત કેનાકેનની મીસાલે પોતાનો જાન ખોએ.

## પાદશાહ બહુમને લોલુનો ગુનાહ માફ કીધો તે વગેરેની દાસતાન.

:oo:

એ પછી પાદશાહ બહમને હોકમ કીધો કે પેલા બદ બુનીઆદ લોલુને બંદીખાનેથી મારી નજદીક લાવે. તેજ વખતે જેહાંગીર નામે એક પેહલવાન હતો તે જઈ લોલુને પાદશાહ બહમનની નજદીક લઈ આવેઓ. તે નીમકહરામના તન ઉપર ભારી બંદ બાંધેલા હતા તથા તેની ગરદનમાં રશી નાખેલી હતી. જેવારે મીજલસના લોકોએ એ રવેશે લોલુને ખુવારી સાથે દીઠો તેવારે સરવે કોઈ હાથ બકશ કરી પાદશાહ પાસે માફ માંગી કેહવા લાગા કે અએ નામદાર પાદશાહ! અગર તું અમારી અરજ શાંભલી એ કમઅકલના લોલુને એ તકસીર માફ કરે તો બેહતર છે. શા વાસતે કે એણે પોતાની હકુમતમાં અમો લોકો સાથે ઘણી ખુબી કીધી છે. તેથી અમો સરવે કોઈ એના હકમાં નેકી કરીને તું પાદશાહ પાસેથી એની તકસીર માફ કરાવવાને અરજ ગુજારીએ છઈએ.—તે ઉપર એ નામાનો લખનાર શાએર એમ કરી કેહ છે કે અએ બંદા! તું સરવે કોઈ સાથે ખુબી કરતો રેહજે કે તેથી તુંને બેહુ જેહાનમાં ખુબી હાંસેલ થશે. અગર તું પોતાને કોઈથી બદી પોંહોંચતી નહી ચાહતો હોએ તો કોઈ સાથે તું બદી ના કરતો.—એ રવેશે જેવારે તમામ લશકરે ઉજરખાહીથી આજેજી કરી લોલુને માટે માફી ચાહી તેથી પાદશાહ બહમને, પોતાના સરદારો તથા લશકરની અરજ કબુલ રાખી, તેનો ગુનાહ માફ કીધો. પણ તેને પોતાની ઈરાન સરજમીનથી બાહેર કાહડી મુકીઓ. જેવારે પાદશાહ બહમન લોલુના કામથી ફારેગ થએઓ તેવારે સરવે બુજોરગો સાથે ઈરાની લશકરમાં આવી મલીઓ.

## આવી પોંહુંચેઓ જામાસપ હકીમ તથા નામદાર પેશુતન જાબલુસતાનથી અને રૂસતમની તમામ હકીકતથી પાદશાહ બહમનને વાકેફ કીધો તે વગેરેનો એહવાલ.

—:00:—

નામવર પાદશાહ બહમન ઇરાની લશકરમાં આવી પોંહોંચીઓ એટલામાં રાહના દરમેઆનથી એક ગેરદ આસમાન તરફ ઉડી. તે સીહા ગેરદ જોઇ પાદશાહ તથા સઘલું લશકર અજબ રેહવા લાગું. તેવામાં તે ગેરદમાંથી પાંનશો સવાર સાથે નેકનામ જામાસપ તથા પેશુતન નજર આવીઆ. તેઓને આવતા જોઇને પાદશાહ બહમનનો જીવ ખુશીમાં આવીઓ. અને તેજ વખતે પાદશાહ ઇરાની ખુજેરગો સાથે તેઓને એસતેકબાલ લેવા ગએઓ. અને તે બેહુ રોશન દેલના સરદારો સાથે બગલગીરી કીધી. તેવામાં પાદશાહ બહમનની આંખમાં આંશું આવી ગએઆં. શાવાસતે કે તે બેહુ નામદારોએ પાદશાહ બહમનના કેહવાથી લોહુને સેજદો નહી કીધો હતો તેથી તેઓ ઉપર તે ગુસ્સે થએઓ હતો. તેજ દીનેથી એ બેહુ નામદારો કરોધના મારીઆ જેહાંન પેહલવાન રૂસતમની પનાહમાં જઇ રહેલા હતા.—અને હમનાં તે તરફ તેહમતન રૂસતમ ગુજરીઆથી તે બેહું સરદારો પાછા પોતાને વતન આવીઆ હતા. પાદસાહે તેઓથી ઘાગી ઉજરખાહી ચાહી શરમીંદો થઇ તેઓની ખેરઆફીઅત પુછી અને તે પછી પુછીઉં કે તાજબખશ રૂસતમની શી ખબર છે? તેવારે હકીમ જામાસપે પાદશાહ બહમનને જવાબ દીધો કે અએ નામદાર પાદશાહ! એ કીસસો અવવલથી તે આખેર લગી હું તુંને કેહું તે શાંભલ કે એ ઉલટી ચાલના આસમાનના ચકકરથી તે નેકબખત પેહલવાન ઉપર શી રવેશનો હાદેસો ગુજરેઓ છે. તે બુજોરગ પેહલવાન ઉપર તેના સાવકા ભાઇથી કેવી બદી આવી પોંહચી છે. અગર જો એ દાસતાન શરૂથી તે શેવટ સુધી કાંણુ ધરીને શાંભલે તો તું અજબ રહે. તેવારે પાદશાહ બહમને જામાસપ હકીમને કહેઉં કે એ બએઆન શાંભલવા જોગ છે માટે તું શીતાબ એ વાતનો ખુલાસો કર કે એકાએક તે સરફરાજ તાજબખશ પેહલવાન ઉપર શું આફત ગુજરેઉં છે. તેવારે દાનાવ જામાસપે અવવલથી તે દાસતાનનું

બએઆન થરૂ કરી કેહવા લાગો કે બુજોરગ જાલેજરના એવાનમાં એક ખીદમતચાર ઓરત ઘણી ખુબસુરત તથા સરોદની ગાનારી હતી કે જે રંગીન નાજનીનના હલકથી બુલબુલઓ તાલીમ લેતું હતું તે ઓરતથી બુઢા જાલનો જીવ ઘણો ખુશ રેહતો હતો. એક દીવસે કજાના બનાવથી જાલનો તે ઓરત સાથે સંબંધ થએઓ અને તથી તે હમેલદાર થઇ હતી.

એ હમેલનો વખત પુરો થતાં તે ઓરતે પુણમના ચાંદની મીસાલના એક ખુબસુરત બેટાનો જનમ આપેઓ. તે બેટો કદમાં સીધાં સરવની મીસાલનો હતો. તે બેટાનું નામ જાલેજરે સોગાદ કરી રાખેઉં હતું. અને તે બેટાના દીદાર જોવાથી જાલેજરનું ખાંદાન હમેશાં ખુશી રેહતું હતું. તે બેટાનું તાલે જોવા સારૂં એક દીવસે બુઢા જાલે સીતારેસનાશ મોબેદોને બોલાવીઆ અને તઓને પુછીઉં કે એ બેટાનું બખત શી રવેશનું છે. અને એ નવાં ફરજંદથી કેવાં સારાં કામો થશે? બુઢા જાલથી એવી વાત શાંભલી તે નજુમી મોબેદોએ ફાલ બોલી જોએઓ. તે બેટાના સેતારાઓની ગણુતરી કરતાં આસમાનનાં શુમારથી તઓને એવું" નજર આવીઉ કે એ બેટાથી સાંમે સવારનું તમામ ખાંનદાન ઘણું બેકરાર થશે અને તમામ જાબુલસતાનમાં લોકો માહેતમ સીવાએ બીજું કઇ જોશે નહી. અને સીસતાન તથા કાબુલ શેહરની તમામ ખરાબી થશે. બલકે જાબજા ફીતનો તથા ફીસાદ ઉઠશે. જેવારે તે દાનાઇ વાલા નજુમી મોબેદોએ એ છોકરાનું નસીબ એ રવેશે સામે સવારના ખાનદાનમાં માહેતમપોશી કરાવનારૂ દીઠું અને એ વરતારાથી તઓએ એવી ખરાબી ઉપજવાની દીઠી તેવારે તે બુજોરગ મોબેદો એક બીજાનું મોહડું જોવા લાગા. પછી એક એક સાથે મનસુબો તથા મશવરત કરીને જેહાન જોએ જાલેજરને કહેઉં કે અએ સરદારોના સરદાર ઇઆદગારી ભરેલા બુઢા જાલ અમોએ જુસતેજો કરી આસમાનના તમામ ભેદ ખોલી એ નવા બેટાનું તાલે જોએઉં છે. તમાં એવું નજર આવેઉં છે કે એ બેટાના દીલમાં કસી વાતની મેહર તો છેજ નહી. જેવારે એ સોગાદ પોતાની ઉમરમાં પોંહોંચશે તેવારે તારા બાપ નામદાર સામેસવારનું ખાંદાન ખરાબ કરશે. અને તારી દરગાહ તથા એવાનમાં માહેતમનો શોર ઉઠાવશે. અને તમામ જાબુલસતાનમાં જારી તથા માહેતમનો પોકારો કરાવશે. અને લોહીનો વરશાદ વરશાવશે. અને એ બેટાનાં કામોથી જાબજાના પાદશાહો તથા તમામ જેહાન જારી

તથા ફરીઆદના પોકારો ઉઠાવશે. પણ આખેરે એ છોકરોબી પોતાનાં માંયાં કામોથી પોતાનો પીઆરો જાન, કીનાના બદલામાં, બરબાદ કરશે. જેવારે બુઢા જાલે તે નજુમી દાનાવ મોબેદોથી એવા સખુનો શાંભલીઆ તવારે પોતાના દીલ સાથે ગમગીન થઈ પાક ઈઅજદાને ફરીઆદ કરી કેહવા લાગો કે અએ પાક પરવરદેગાર! મારી ઉપર તથા મારાં ખાંદાન ઉપર તું સીવાએ બીજો કોઈ નીગેહબાન છેજ નહી. અને તારી કરામતના છુપા ભેદથી કોઈબી વાકેફ નથી અને તારા મુકરર કીધેલા ઠરાવો ફેરવવાને કોઈબી આદમ જાતમાં તાકાત નથી માટે હું તારો નાતવાન બંદો તારી રજા ઉપરજ રાજી છું.

## જાલેજરે સોગાદને કાબુલના પાદશાહ પાશે એલમ તથા લડાઈના હુનર શીખવાને વાસતે મોકલીઓ તે પાદશાહે પોતાની બેટીની શાદી સોગાદ સાથે કીધી અને જાલના બેટા જેહાંપેહલવાન રૂસતમના બાબમાં તે પાદશાહે સોગાદ સાથે મશાવરત કીધી તે વગેરેની દાશતાન.

—:00:—

હવે સોગાદ જેવારે દશ વરશની ઉમરે પોહોંચીઓ તેવારે તે ઘણો ચાલાક અને હોશીઆર દેખાવા લાગો તેથી જાલેજરે તેને એલમ તથા લડાઈનો હુનર શીખવાને લાએકનો જોઈ કાબુલ મધે તાંહાંના પાદશાહની નજદીક તરબીઅત લેવાને મોકલીઓ. તે સોગાદ કાબુલના પાદશાહની નજદીક રહી ગુરંજ તથા તલવાર તથા નેજા વગેરેનો હુનર ઘણો સારી રવેશે શીખીઓ તેથી કાબુલના પાદશાહે તેને ઘણો ચપલ તથા ચાલાક દીઠો. અને તે સાથે તે છોકરાને તાજ તથા તખતને લાએકનો જોઈ, તે પાદશાહ ઘણો ખુશી થએઓ અને તેને પોતાનો દામાદ થવાને લાએકનો જાણી તે પાદશાહે પોતાની બેટી સાથે તેની શાદી કીધી. અને પોતાના ખજાનામાંથી ઘણી નાદેર ચીજો સોગાદને તથા પોતાની બેટીને બખશી. એ પછી સોગાદને પોતાનાં ફરજંદ મીસાલે ગણી તે પાદશાહે પોતાની પાશેજ તેને રાખીઓ.

એવું કહેછે કે જેહાં પેહલવાન રૂસતમ દર સાલ કાબુલના પાદશાહ પાશેથી એક ગાવનું ચાંમડું ભરી સુનાની અશરફી સલામી

તરીકે લેતો હતો. તેથી તે કાબુલનો પાદશાહ હમેશાં તે બાબે ગમ-ભરેલો રેહતો હતો તથા તેહમતન રૂસતમ ઉપર તે બાબે કીનો રા-ખતો હતો. જેવારે સોગાદ કાબુલના પાદશાહનો દામાદ થએઓ તેવારે તે પાદશાહ દરસાલની સલામી તાજબખશ રૂસતમને આપ-વાથી હાથ ખેંચવા લાગો કે હવે જારે જાલેજર સાથે મને ખેશીનું પએવંદ થએઉં છે તેવારે હું જેહાંન પેહલવાન રૂસતમને સલામી શા વાસતે આપું. આ બનાવ જોઇ જેહાંન પેહલવાન રૂસતમ તેના ઉપર લશકર મોકલી ધામધુમ કરી પોતાની સલામી મંગાવી લેતો હતો. તે જોવાથી તેહમતન રૂસતમનો સાવકો ભાઈ સોગાદ પોતાના દીલમાં ઘણો નાખુશ રેહતો હતો. પણ જેહાંન પેહલવાનના દબદબા આગલ તેનાથી કઇ પણ સખુન બોલી નહી શકાતો હતો.

એક દીવશે તે બદદેલ સોગાદે કાબુલના પાદશાહ સાથે છુપી મશવરત કીધી અને તેણે તે પાદશાહને કહેઉં કે અએ પાદશાહ! હું આએ જેહાનના દરમેઆનમાં ઘણો બતંગ આવેઓછું. કારણકે હું તારો દામાદ હોવાં છતાં મારો ભાઇ રૂસતમ મારેથી કસીબી શ-રમ રાખીઆ વગર તું પાદશાહ પાશેથી સલામી લએઓ જાએછે. માટે હવે એ રૂસતમથી હું પણ શરમ રાખનાર નથી. હું એ રૂસ-તમને મારો ભાઇ ગણું ઇઆ બેગાનો મરદ કરી કેહું. સા વાસતે કે એ પોતાના ખેશીઓ પાશેથીબી સલામી લેતાં શરમાતો નથી. વલી બીજા લોકો તો એને દાનાવ કરી કેહ છે પણ મને તો એના જેવો રજાલો બીજો કોઇ નજર આવતો નથી.

જેવારે કાબુલના પાદશાહે રૂસતમના બાબમાં પોતાના દામાદ સોગાદને એવા સખુનો બોલતો શાંભલીઓ તેવારે તે પાદશાહને હીમત આવી તેથી તે ખુશી થઇ સોગાદને કેહવા લાગો કે અએ બુજોરગજાદા સોગાદ! તું એ જેવારે એ રવેશે મારી આગલ પોતાના દીલની વાત ખોલી કહી તેવારે હું મારાં દીલનો ભેદ શા વાસતે છુપો રાખું. મારા જોવામાં એવું આવેછે કે તારો ભાઇ રૂસતમ તારી કસી ઇઆદ કરતો નથી અને તારી સાથે પોતાનાં દીલમાં છુપી દુશમની ધરાવે છે અને સરફરાજ જાલેજરને હરેક વાતે જુઠું સહમજાવી તુંને પોતાના વતનથી બે વતન કીધો છે. એવા સખુનો જેવારે સો-ગાદે કાબુલના પાદશાહથી શાભલીઆ તેવારે બદ અંદેશાના સોગાદે કહેઉં કે અએ પાદશાહ તું જે કેહ છે તે તમામ વાજબી અને દરૂસત છે. વાસતે આપણ આજ રોજે એક દીલ થઇ તે પીલતન રૂસતમને

કોઈ હીલ્લાજથી ફાંદામાં નાખી ફસાવીએ અને તમામ આલમમાં આપરૂં નામ મશહુર તથા આશકારા કરીએ. એ રવેશે તે બેહુ દેવનો ખસલતનાઓએ છુપી શુફ્તેગો કરી જેહાંન પેહલવાન રૂસતમનો જીવ લેવાનો કસદ કીધો. પણ જેમ પાક દીન મોબેદાએ કેવા પાકીજે સખુનો કહેલા છે કે જે કોઈ દાનાવ મરદ હોએ તે હરગેજ થઈ બદી કરે નહી, અને જે કોઈ બદી કરે તે હરગીજ નેકીનું ફલ દેખે નહી. તેમ તે બંધે નાપાકોએ બદીના બીજ રોપેલાં તેના ફલ બદી સીવાએ બીજાં કંઈ દેખેઆં નહી. એ રવેશે તે બેહુ નાપાકો રાતને વખતે બેશી એવી રીતની મશાવરત કરવામાં બામદાદના વખત સુધી રુતાએઆ. તે આખી રાત તે બદકેરદારોને ખુઆબખી નહી આવેઓ. બામદાદને વખતે મશાવરત કરી સોગાદે કાબુલના પાદશાહને કેહેઉં કે જો તું એ કામ પોતાની મુરાદ મુઆફેક કરવા ચાહતો હોએ તો મારા કેહવા મુજેબ તું અમલ કર. અવવલતો એક ભારી મીજલસ ઘણી દબદબા ભરેલી તું સમાર અને તે મીજલસમાં શરાબ પીતી વખતે હું તુંને કેટલાએક નાલાએક સખુનો બોલશ તેવારે તું તુંદીથી મને બુરા સખુનો બોલી મારા ભાઈ રૂસતમને કમજીઆદા સખુનો કહી તેને બેદાદગર કરી કેહજે. અને તે વગેરે તું જાલના ખાંદાનને ઘણાએક નાલાએક તથા બુરા સખુનો ઓચરજે. જેવારે તું તમામ મીજલસના દરમેઆનમાં એવા નાલાએક સખુનો ઓચરશે તેવારે હું તારી ઉપર ગુસસો કરી બાંગે બુલંદ હું તુંને કેહવશ કે—એએ કમબખત પાદશાહ તુંએ જે મારા નામવર ભાઈને તથા મારા બાપ સરદારોના સરદાર જાલને તથા મારા નીઆગાનોને જે બુરા સખુનો ઓચરીઆ છે તેનો કીનો તારી ઉપર લીધા વગર હું તુંને છોડનાર નથી. હું હમનાજ કાબુલ છોડી જાબુલ તરફ જાઉં છું અને તારી આજ રોજની બદચાલ વીશે મારા બાપને તથા મારા ભાઈ તેહમતન રૂસતમને વાકેફ કરૂં છું. અને હવે પછી કીનાના મેદાન સીવાએ તારૂં મોહડું હરગેજ થઈ જોનાર નથી.—એ રવેશે હું બેઅખતીઆર ઘણાએક લામફામ સખુનો તુંને કહી ગુસસા સાથે મીજલસમાંથી ઉઠી જાબુલસતાન તરફ જવશ. પણ તેથી તું કોઈ બી રીતે મારી ઉપર ખફા ના થતો.

હું જાબુલસતાન તરફ જઈ મારા બાપ જાલેજરને તથા મારા ભાઈ રૂસતમને એવી રીતે ઉશકેરશ કે જેથી તેઓનું દીલ તારી ઉપર ખફા થાએ અને કાબુલ ઉપર ચહડાઈ લાવે. અને તે વખતે

આપણુ રૂસતમને પાછો ઠંડો પાડી કોઇ ફાંદામાં ફસાવી તેનો જાન લ-ઇશું પણ હું જાબુલ જઇ રૂસતમને લઇને પાછો કાબુલ આઉં તે-ટલા વખતમાં તું તારા શીકારગાહના ખાસ જંગલમાં જે જગોએ શીકારો ઘણાં હોએ તથા જે જંગલની આબો હવા ઘણીજ ખાસ તથા જાનને રાહત બખશનારી હોએ તે જંગલમાં એક ઘણીજ ઉંડી ચાહ બનાવી તેમાં ઘણાંજ તેજ તથા જેહરી પાની પાએલાં હથા-આરો જેવાંકે તલવાર તથા નેજા તથા ખંજર તથા ખદંગી તીરો તથા છુટી ભાલડીઓ વગેરે બીજાં હથીઆરો ઉંભાં મુકાવી તેનાં મો-હડાં ઉપર અલગું ઘાસ બીછાવી તેના ઉપર નરમ મતોરૂ નખાવી તે ચાહનું મોહડું તકલીફીથી બંધ કરાવી લેજે-અને તે ખાડો એટલો ઉંડો કરાવજે કે જેમાં રૂસતમ પોતાના રખશ સાથે પડી શકે. એ ભેદ એવો તો છુપીઓ રાખજે કે તારા સીવાએ બીજો કોઇબી એ કા-મથી વાકેફ થાએ નહી. અને એ કામ થવા પછી તું જોકે જાલનો રૂસતમ પોતાના પગેજ ચાલી આવી તે ચાહમાં પડી પોતાની મેરેજ પોતાનો જાન જમને હવાલે કરશે.

પણ જેવો રૂસતમ જાબુલથી ગુસસા ભરેઓ થઇ કાબુલ આવે તેવારે તું આજેજી કરી તેની સાથે મલી જઇ સુલેહ કરી દેજે અને નરમ પાડીને તુરત એક દબદબા ભરેલી મીજલસ સમારી તેમાં રૂસ-તમને મેહમાન તરીકે બોલાવજે અને તે મીજલસમાં તેને શરાબ પા-એઆ પછી તેને શીકારગાહમાં લઇ જવાનો ઇલાજ કરજે. તેને કે-હજે કે કાબુલના જંગલોમાં એક જંગલ શીકારનું ભરેલું અને ઘણુજ ખુશનુમા તથા સારી આબો હવાવાલુંછે. તાંહાં તરેહવાર જા-તના શીકારો છે. એમ કહી તેને પેલી નકકી કરેલી જગોએ લઇ જજે. એવો ચારો કરેઆથી જેહાંન પેહલવાન મારેઓ જએઆ વગર રેહશે નહી.

એવી તરતીબના સખુનો સોગાદથી શાંભલીને કાબુલનો પાદશાહ ઘણો ખુશી થએઓ અને સોગાદને કેહવા લાગો કે અએ નેક અકક-લના ! તારી વાત તથા ઇલાજ મને ઘણો પસંદ આવેઓછે. મારા દીલની મુરાદ એ તારા ચારાથી બરઆવેઆ વગર રેહશે નહી.

---

**દગો કીધો કાબુલના પાદશાહે તથા બદકાર સોગાદે તેહમતન રૂસતમ સાથે તેથી જેહાન પેહલવાન રૂસતમ ચાહમાં પડેઓ અને મારેઓ ગએઓ સોગાદ તથા કાબુલનો પાદશાહ નામદાર રૂસતમના હાથ ઉપર અને ગુજરી ગએઓ જેહાંન પેહલવાન રૂસતમ તે વગેરેનો એહવાલ.**

——:00:——

નાપેકાર સોગાદની સલાહથી કાબુલનો પાદશાહ ઘણો ખુશી થએઓ. તેણે શીતાબ હોકમ કરી એક ખુશીની મીજલસ આરાસતે કીધી અને તેમાં તમામ કાબુલના બુજોરગોને બોલાવીઆ. જેવારે તે મીજલસમાં સઘલાઓ આવીને પોત પોતાની જગોએ બીરાજીઆ તેવારે તુરતજ રામશગરોના સરોદો જારી થએઆ અને શરાબનો દોર ફરવા લાગો. શરાબે કરી સરવે કોઈનાં સર જોશમાં આવીઆં તેવારે સોગાદે બાંગે બુલંદ કાબુલના પાદશાહને કહેઉં કે અએ પાદશાહ! તારી તમામ મીજલસમાં હું બુજોરગજાદો છેઉં અને મારો ભાઇ જેહાંન પેહલવાન તેહમતન રૂસતમ તાજ બખશ કેહવાએ છે. અને મારો બાપ સરફરાજ જાલ દશતાન કેહવાએ છે. તું જો કે મારા જેવું બુજોરગ ખાંનદાન કોણનું છે. તે કરતાં હું મારી જાતે તમામ સરદારો ઉપર સરફરાજ છેઉં. જેવારે કાબુલના પાદશાહે સોગાદને મોહડેથી એવા સખુનો શાંભલીઆ તેવારે ગુસસામાં આવી તમામ મીજલસના લોકોમાં કેહવા લાગો કે અએ જાલના બેટા સોગાદ! તું એવા ગરૂરી ભરેલા સખુનો શા માટે બોલે છે? તું કંઈ નરીમાનના સામે સવારની તાબમનો નથી. તું જો સામે સવારના જાલના તેહમતન રૂસતમનો ભાઈ છે તો તું કેટલાંએક વરશ થએઆં કાબુલમાં આવી રહેઓ છે તે દાહડાથી તે આજ લગી સામનો દશતાનં તારી ઇઆદ કરતો નથી. અને જેહાંન પેહલવાન રૂસતમ એક દાહડેબી તારી ખબર મંગાવતો નથી. અને તું આજરોજે આએ મીજલસના દરમેઆનમાં પોતાના બાપ તથા ભાઈના જોર ઉપર ગરૂરીથી બોલેછે અને પોતાને વાસતે ફોકતની લાફ મારેછે. પણ મારા જોવામાં તું તે જાલેજરના દરવાજા ઉપર એક ચાકર કરતાંબી કમતર નજર આવેછે. અગર જો તું સરફરાજ જેહાંન પેહલવાન રૂસતમનો ભાઇ હોએ તો તું મારા દામાદ થવા છતાં

તારો ભાઈ રૂસતમ મારી પાશેથી દરસાલ સલામી લીએ એ કેવું અફસોસ ભરેલું છે. માટે તુંને રૂસતમનો ભાઈ કરી કોણ કહે? તે કરતાં હું કઈ જેહાંન પેહલવાંન રૂસતમથી દરતો નથી. એ જેવા તો મારી દરગાહમાં કમીના ગુલામો છે. અને મારૂ સર બુજોરગીથી આસમાન સાથે જઈ મલીરૂં છે. અગર જો હવે પછી રૂસતમ મારી પાશેથી સલામી મંગાવશે તો હું તે સગજીના મુલકની ગેરદ કાહડી નાંખશ.

કાબુલના પાદશાહના એવા નાલાએક સખુનો શાંભલવાથી સોગાદ ગુસસામાં આવી તેજ વખતે મીજલસમાંથી ઉઠી ઘોડા ઉપર સવાર થઈ જાબુલ તરફ ચાલીઓ. જેવારે તે જાલની નજદીક જઈ પોંહચીઓ તેવારે જાલે પોતાના બેટાને પેહલવાની કદમાં આવેલો દીઠો તેથી પોતે ઘણો ખુશી થઈ તે ઉપર ઘણી નવાજેશ કીધી. પછી તેને પોતાના બેટા નામદાર રૂસતમની મુલાકાત લેવા ફરમાવી તેની પાશે મોકલીઓ. જેવારે સોગાદ તાજબખશ રૂસતમની પાશે ગએઓ તેવારે તે તેને જોઈને ઘણો ખુશી થએઓ અને શુકરાના કરી કેહવા લાગો કે એવો પેહલવાન સામે સવારનાં ખાંનદાનમાં પેદા થએઓ હતો નહી. પછી તેને ગોદમાં દાબી, પોતાની પાશે બેશાડી મોહબતથી પુછવા લાગો કે, અએ નામદાર ભાઈ! તારી સાથે કાબુલનો પાદશાહ શી રવેશે ચાલેછે, તે તું મને જણાવ. તેવારે નાપેકાર સોગાદે ફરેબથી જવાબ દીધો કે, અએ બુજોરગ ભાઈ! તું મારી આગલ તે કમબખતનું નામ હરગેજ થઈ લેતો નાં. અવવલતો તે પાદશાહ જેવારે મને જોતો તેવારે હમેશાં ખુશી થતો હતો. અને મારી શાન શોકતથી મારી સાથે સદા નેકી કરતો હતો. પણ હવડાં તેણે એક ખાસ મીજલસ સમારી હતી. તેમાં તમાંમ કાબુલના બુજોરગો બીરાજેલા હતા. તેઓની સાથે સઘલાઓ શરાબ નોશ કરીને રામશગરોના સરોદો શાંભલતા બેઠેલા હતા. એટલામાં એ કાબુલી પાદશાહે, ખોદા માલુમ શા સબબથી, પોતાની જબાન ખોલી આપરા ખાંનદાનને ઘણાએક બદ તથા નાલાએક સખુનો બોલવા લાગો. અને કેહવા લાગો કે જેહાંન પેહલવાન રૂસતમ સાથે એક મરતબે સખત લડાઈ કરી તેને જીવથી મારશ કે દર શાલ તે મારી પાશેથી એક ગાવનું ચરમ ભરીને સુણાની અસરફી સલામી દાખલ લીએ છે તે મને આપવી નહી પડે અને તેથી મારા ખજાનાનો બંચાવ થાએ. અએ મારા બુજોરગ ભાઈ! આપણ એ કાબુલના પાદશાહ પાશેથી

દર સાલ ગાવનુ ચરમ ભરીને જે સલામી લઇએ છઇએ તેને માટે ત ભર મીજલસમાં આવા નાલાએક સખુનો બોલીઓ અને તેની આગમજબી કેટલોક વખત થએઓ તે એજ રવેશે આપણને ઘણા બેલગામ સખુનો બોલે છે અને વલી આપશ બુજોરગવારોને ઘણા જબુન બોલો બોલેઆ કરે છે. પણ હવડાં જેવારે તેણે મને તથા મારી રૂબરૂ મારા બુજોરગોને નાલાએક સખુનો કહેઆ તેવારે મેં ગુસસાથી તે જહનુની બાહેલને કહેઉં કે, અએ પાદશાહ! તું મારાં મોંહડાં ઉપર મારા બુજોરગોને બેલગામ સખુનો બોલે છે માટે ખબરદાર રેહજે કે હવે પછી જો એવા સખુનો બોલતો તુંને હું શાંભલશ તો જાબુલસતાન જઇ મારા ભાઇ તેહમતન રૂસતમને લાવી તારૂં કાબુલ શેહર તારાજ કરાવી નાખશ.—એ રવેશે ગુસસાથી બોલતો તેણે મને શાંભલીઓ તેવારે મને તે મીજલસને દરમેઆન બેહોરમત કીધો અને તમામ મીજલસની હજુર મને તથા તું નામદારને કમબુનીઆદના સગજી કરી કહેઆ. અને કહેઉં કે હવે પછી રૂસતમને હું સલામી આપનાર નથી. મારી પાશે લશકર તથા ખજાનો ઘણો છે. હું જોઉંચ કે તે જાલનો બેટો પોતાને જેહાંન પેહલવાન કેહવાડીને તમામ વેલાએત ઉપર પોતાનો હોકમ ચલાવે છે. પણ હવે તે બુઢા રૂસતમ કરતાંને હું મરદીમાં તથા જોરમાં કમ નથી. માટે હવે તે મારી પાશેથી શી રવેશે સલામી લીએ છે તે હું જોઉં અને વલી મને કહેઉં કે તું કઇ જાલની તાબમનો નથી. તું આજ કેટલાં વરશ થએઆં મારાં કાબુલમાં આવી રહેઓ છે પણ કોઇબી વખતે બુઢા જાલે તથા જેહાં પેહલવાંને તારી ખબર અંતર પુછાવી નથી. એ રવેશે તે તમામ અંજુમનની હજુર મને રૂશવા કીધો તેથી હું ગુસસાનો મારેઓ તાંહાંથી ઉઠી તારી હજુરમાં આવીઓ છું.

જેવારે જેહાંન પેહલવાન રૂસતમે હીલાખોર સોગાદથી એવા મકકર ભરેલા સખુનો શાંભલીઆ તેવારે તે નામદારે ગુસસામાં આવી કહેઉં કે જે કંઇ સખુન આદમીની જુબાંનથી નીકલે તેથી તેના દીલનો ભેદ કદી છુપીઓ નહી રહે. વાસતે અવવલ હું કાબુલ તરફ જઇ એ વાતની તજવીજ કરૂં અને પછી મારા બુઢાપાની અજમાએશ તે કાબુલીને દેખાડું અને તેને તેના તખત ઉપરથી ખાકમાં ઉંધો નાખું તથા તે નાપેકારના તખત ઉપર તુંને બેશાડું. ઓ મારા જીવ કરતાં પીઆરા ભાઇ! તું એ વાત ખીશે કસો ગમ નાં ખા. અને તારાં દીલને ખુશી રાખ. તે કાબુલીએ તુંને જે નાલાએક સખુનો કહેઆ

છે તથા તુંને રૂથવા કીધો છે તેનો લાએક બદલો તેને સેહજવારમાં મલેસો તું તારી નજરે જોશે.—એ રવેશે સોગાદને દેલાશો દઇ જેહાંન પેહલવાને હોકમ કીધો કે શીતાબીથી રખશ ઉપર જીન બાંધે. પછી પોતે બખતર પેહરી રખશ ઉપર સવાર થઇ જરી દેહરા સાથે કાબુલ જવા સારૂં શેહરથી બાહેર પડેઓ.

જેહાંન પેહલવાન રૂસતમે જેવારે કાબુલ તરફ કુચ કીધી તેવારે રસતામાં નાપાક સોગાદે જેહાંન પેહલવાનને કહેઉં કે, અએ મેહરબાન ભાઇ! તું એકાએક કાબુલના પાદશાહ સાથે લડાઇ કરતો ના. શા વાસતે કે હું તેનો દામાદ થએલો છું તેથી મને શરમ લાગેછે. અને મારી ખાતર નીશાં છે કે તે કમઅકકલ પાદશાહ એવા નાલાએક સખુનો શરાબની કેફમાં બોલીઓ છે. પણ હવડાં તે પશેમાન થતો હશે. તેવારે તેહમતને કહેઉં કે હવે તો મને કાબુલ તરફ જએઆ વગર ચાલે નહી. તે કમબખત મારા બુજોરગોને એવું નાલાએક બોલે તે હરગેજ થઇ હું બરદાશત કરૂં નહી. એટલું કહી સોગાદને રાજી રાખવા પોતાની સાથે લશકર લીધું નહી. અને કહેઉં કે કાબુલની લડાઇમાં લશકરનું મને કંઇ કામ નથી. એ લડાઇમાં હું એખલો બસ છેઉં. એ રવેશે કહીને નાપાક સોગાદની સાથે કાબુલ તરફ રાહ કાપવા લાગો.

હવે પેલી તરફ નાપાક કાબુલના પાદશાહે બદદીલ સોગાદની સલાહ મુઆફેક કેટલાએક બેલદારોને છુપેઆ જંગલની તરફ મોકલીઆ અને પોતમી શીકારને બાહને શેહરમાંથી એખલો બાહેર નીકલીઓ. અને જે જંગલ ઘણા શીકારોથી ભરેલું હતું તેના રસતામાં એક મોટી તથા ઘણી ઉંડી ચાહ ખોદાવી. તે ચાહ દશ ચાહની જેટલી ઉંડી તથા પોહલી બનાવી અને તેમાં તમાંમ જેહરી હથીઆરો ઉભાં અને સીધાં બોસાવીઆં અને તે ચાહનું મોહડું ઘાસ વટે ઘાંકી લઇ તે ઉપર નરમ મતોરૂં બીછાવી તકલીદીથી બંધ કીધું. અને તે જગાનો ભેદ કોઇને માલમ નહી પડે એટલા માટે તે ચાહનાં મોહડાં ઉપર ગોસપંદોનાં નાંધલાં બચચાંઓને ચરતાં મુકીઆં. એ રવેશે તે બદ કેરદાર કાબુલીએ તે ચાહ તઇઆર કરાવી મેલી.

હવે પેલી તરફથી પીલતન રૂસતમ નાપાક દગાબોર સોગાદની સાથે છડી સવારીએ કાબુલની તરફ શીતાબી કરતો આવી પોહોંચીઓ. તે બબર કાબુલના પાદશાહને થઇ કે તાજબખશ રૂસતમ ગુસસા ભરેઆ શેરની મીસાલે ચાલેઓ આવે છે. તે બબર શાંભલીઆથી

તે બદગુમાન પાદશાહ ઘણો ખુશી થએઓ અને શીતાબ પાંઉ પેઆદો રૂસતમની નજદીક ગએઓ. અને જેવારે તે રૂસતમની હજુરે જઇ પોહોંચીઓ તેવારે પોતાના હાથ બકશ કરી, આજેજીથી કેહવા લાગો કે અએ તાજબખશ રૂસતમ! હું તારો ગુલામ શરાબની કેફમાં મસત હતો તેની મસતીમાં કઇ કમજીઆદ સખુનો મારીથી બોલાએઆ હશે તે તું દાદગર પેહલવાન મારી તકસીર માફ કરે તો જેહાનમાં મારી આબરૂ રહે. દાનાવ લોકો મસત થએલા આદમીને દીવાનો કરીને કેહછે અને તેના બોલવા ઉપર કસો એતબાર કરતા નથી. તથા કેફીની વાતને જંગલના હેવાનની મીસાલે ગણે છે. એ રવેશે કાબુલના પાદશાહે મીનત તથા આજેજી કરી માફ માંગી. તે ઉપરથી બદબસલત સોગાદેબી તેની તરફથી પોતાના ભાઇ પાશે માફ માંગી. તે શાંભલી જેહાંન પેહલવાન રૂસતમે પોતાના ભોલાં દીલથી તેનો ગુનાહ માફ કીધો. અને કહેઉં કે, અએ દાનાઇ ભરેલા કાબુલના પાદશાહ! મને ખબર નહી હતી કે તુંએ પોતાની બેટીની કદખુદાઇ મારા સરફરાજ ભાઈ સાથે કીધી છે તેથી મેં દરસાલ હમેશનાં રાબેતા મુજેબ તારી પાશેથી સલામી મંગાવી લીધી. પણ આજ રોજથી મેં તુંને તારા મુલકની સલામી બખશી છે. એ રવેશે તેને ઘણીએક નવાજી બુજોરગી આપી. પછી તે પાદશાહ જેહાંન પેહલવાનનાં રખશની રેકાબ પકડી તેની સાથે ચાલવા લાગો. પણ તે નાપાકના દીલમાં કીનો તથા મકકર તથા ચાગ સીવાએ બીજું કંઇ હતું નહી. જેવારે તેહમતન રૂસતમે તે કાબુલીને રેકાબ પકડી ચાલતો દીઠો તેવારે તેણે તે પાદશાહને કહેઉં કે, અએ સરફરાજ પાદશાહ! તુંબી પોતાના ઘોડા ઉપર સવાર થા. તે હોકમ શાંભલી કાબુલનો પાદશાહ સવાર થએઓ. પછી આગલ ચાલતાં તાજબખશ રૂસતમે કાબુલનાં જંગલમાં એક જગો ઘણી ખુશનુમાં દીઠી. તે જગો જેહાંન પેહલવાનને પસંદ પડવાથી તેજ જગોએ દેહરા મારી સરવે કોઇએ તાંહાં મકાન કીધો. પછી કાબુલના પાદશાહે તાંહાં એક મીજલસ સમારી રૂસતમને જીઆફત આપી. તે મીજલસ એવી સમારી હતી કે કોઇબી કાબુલના પાદશાહે આગલ એવી મીજલસ સમારી નહી હતી અને મીજલસમાં સુફરા ઉપર ભાત ભાતના ખાનાં અને તરેહવાર પકવાનો બીછાવેલાં હતાં. અને ખુશબોદાર શરાબોનો દોર ફરતો હતો. તે સાથે રામશગરો ખુશ સરોદથી ગાતાં હતાં. એવી ખુશી ભરેલી મીજલસમાં કાબુલના પાદશાહે જેહાંન પેહલવાન રૂસતમના સર ઉપર

હજારો ગોહરે તથા મોતીઓનો નેસાર કીધો. એમ કરતાં લાલ શરાબે કરી જેહાં પેહલવાન ઘણો ખુશી તથા જોકમાં આવીઓ. તેવારે નાપાક ખુરી ખુનીઆદના કાબુલના પાદશાહે જેહાંન પેહલવાન રૂસતમને અરજ કીધા કે, અએ નામદાર જેહાંન પેહલવાન! અગરજો તારો શોક શીકાર કરવાનો હોએતો કાબુલમાં એક જંગલ જાત જાતના શીકારી જાનવરોથી ભરેલું છે. અને તે જંગલના શીકારની તારીફ તમામ હફ્ત કેશવર જમીનમાં થાએ છે. અને તે જંગલની હવા ઘણી ખુશનુમા છે. તે જંગલ નથી પણ ગોએઆ હકતાલાએ તે એક ખુરરમ બેહશતનો બાગ સમારીઓ છે. અએ જેહાંન પેહલવાન! જો તું જઈને તે જંગલ જોશે તો તે એક રોશન બેહશત તુંને નજર આવશે. જેવારે જેહાંન પેહલવાન રૂસતમે કાબુલના પાદશાહથી એવા સખુનો શાંભલીઆ તેવારે હરણ તથા ગોરખરના શીકારના શોકથી તે નામદારનું દીલ તાજું થએઉં. તે ઉપર એ નામાંનો બનાવનાર શાએર કેહ છે કે આએ ફાની દુનીઆના દરમીઆનમાં દરીઆવ કે ખુશકીમાં જેમી પેદા થએઉં છે તે અજલની ચુંગાલમાંથી સલામત રહેઉં નથી. મસતાના હાથથી તથા કમીનું મછર તથા ફાડી ખાનાર શેર તથા કમજોર લોબડી તથા દેલાવર પેહલવાન એ સરવે કોઈ અજલના ફરેશતાના આગલ એકશાંન છે. વાસતે અએ ખોદાતાલાના બંદા! તુંને આ જેહાંનથી ગુજરી ગએઆ વગર કસો ચારો નથી. અને તારૂં મોત તુંને કદી છોડનાર નથી. જેવારે કાબુલના પાદશાહથી તેહમતન રૂસતમે શીકારની વાત શાંભલી તેવારે તે ઘણો ખુશી થએઓ અને શીતાબ ફરમાવીઉં કે રખશ તઈઆર કરે. પછી પોતે શીતાબ રખશ ઉપર સવાર થએઓ અને તે શીકારગાહ તરફ આગલ ચાલીઓ. તે જેહાંન પેહલવાનની પછવાડે બદબખસલતનો સોગાદ પણ ચાલતો હતો. તે સરફરાજ જેહાંન પેહલવાન ઉપર બદ સીતારો ગાલેબ થએઓ હતો. તે નેહસ સીતારાને લીધે આએ જેહાને તેની ઉપર કીનાની કમર બાંધી હતી. અને આએ જમાનાએ તેની ઉપરથી વફાદારીની મેહર તથા મોહબત ઉઠાવી લીધી હતી. તથા આએ ફરતા આસમાન, તેની ખુશ શરાબની જામમાં તલખ જેહર ભેલી પેલા બે નાપેકારોને હાથે જેહરી હથીઆરો સાથની ચેહ ખોદાવી તેનું મોતનું બાહનું તેઓ ઉપર મેલવાને તઈઆર થએઓ હતો. તેથી કરી નામદાર તેહમતનની નજર એક ઘણાં ફરબે હરણ ઉપર પડી. તે હરણ નહી હતું પણ ગોએઆ તે સરફરાજનો

જાન લેવાની પેરવી કરી તેને પેલી ચેહ તરફ લઈ જનાર મોતનો ફરેશતો હતો. તે હરણ પોતાનો દેખાવ દેખાડી તુરતજ તે તેહમતનની નજરથી ગુમ થઈ ગએઉં. તેની પછવાડે જેહાંન પેહલવાને પોતાનો રખશ દપતાવીઓ કે શીતાબ તેનો શીકાર કરે. પણ તે હરણ ખુબ જોરથી શીતાબ આગલ નીકલી ગએઉં. અને પેલી ચાહના મોહડાં ઉપરથી પસાર થઈ ગએઉં. તેની પુઠે જેહાં પેહલવાન રૂસતમ પોતાનો રખશ દોડાવતો પેલી ચાહનાં સર ઉપર જઈ પોહોંચીઓ. તે ચાહ આગલ જઈ પોહોંચતાંજ તે સરફરાજ રખશ આંચકો ખાઈ ઉભો રહેઓ અને ચાહેઉં કે તે જગાએથી પાછો ફરી નાહશે. પણ જેહાંન પેહલવાન શીકારના શોકમાં હોવાથી અને તેની અજલ તે શીકારમાં હોવાથી તે નામદારની અકલની આંખ ઉપર અંધારાનો પરદો પડેઓ તેના સબબથી તે પેહલવાન પોતાના ચાલાક રખશની ઈશારત સહમજી શકીઓ નહી. તે નામદારે તે રખશને શીતાબ પાંઉની એડ મારી કે તેને આગલ ચલાવે. પણ તે ફરેશતાઈ ખસલત રખશે જાણીઉં કે આએ જગોએ કઈ આફત છે તેથી તે ઉભો રહી પોતાનો આગલો પાંઉ જમીન ઉપર મારી ખંખાર મારવા લાગો. જેમ તે માજંદરાનના દેવોની લડાઈને વખતે ધાભરો પડી ખરાડતો હતો તેજ મીસાલે આએ ચાહના મથાલાં આગલ હરનવા લાગો અને પોતાનું સર નીચું કરી તે જગાની વાસ શુંધતો પાછલા પાંઉએ હટવા લાગો. અને પએદરપએ પોકાર મારવા લાગો કે પોતાનો સાહેબ તે ભેદને પામી જાએ અને તે જગાની બલાથી ખલાસી પામે. પણ જેવારે આદમીજાદનો પાંઉ ફાંદામાં ફસે તે શી રવેશે તે ફાંદાથી છુટે. એ રવેશે તે રખશે જેવારે આગલ ચાલવાથી ઘણી હટ લીધી તેવારે તેહમતન ગુસસામાં આવી કમરમાંથી કોરડો કાહડી તે રખશને મારવા લાગો. જેવારે તે નેક રખશે જોએઉં કે એ પેહલવાન મારાં કામથી કઈ સહમજતો નથી અને સરવેની હજુર મને કોરડા મારે છે. એવો બનાવ જોઈ તે નેક ખસલતના ઘોડાએ પોતાનો જાન અખતીઆર કરી જેમ એક પરંદુ મુરગ હવા ઉપર ઉડે તે મીસાલે જોરથી કુદેઓ કે જેહાંન પેહલવાન રૂસતમને તે ચાહના પેલા કીનારા ઉપર લઈ જાએ. કેહે છે કે જેહાંન પેહલવાનના રખશ જેવો કુદવામાં જેહાંનમાં કોઈબી પેહલવાનનો ઘોડો નહી હતો. તે સરફરાજ રખશ જેવારે કામ પડતું તેવારે તરણ કોશ લગી કુડતો હતો. તેજ મુઆફેક તે દાહડે તે જેહાંન પેહલવાનને લઈને પોતાના રાખેતા ફરતાંને

વધારે કુદીઓ. તોબી તેનાં બે આગલાં પાંઉ તે ચાહની પેલી તરફના કીનારા ઉપર જઈ પોહોચીઆ પણ પાછલા બેહુ પાંઉ તે ચાહમાં પડીઆ તેથી તે રખશને ઘણો આંચકો લાગો તેથી તે નેક ખસલત ઘોડો પોતાના સ્વાર સાથે તે ચાહમાં પડીઓ. તે ચાહમાં બેશુમાર નેજાઓ તથા તીરો તથા તલવારો તથા છુટભાલડીઓ ઉભાં મુકેલાં હતાં અને તેઓને જેહરી પાણી પાએલુ હતું તેથી તે રખશ તથા જેહાંન પેહલવાનનું તન ઘણું જખમી થએઉં. તેથી તે બુજોરગ પેહલવાન કલેજાંના જોરથી હાએ મારી પેચ ખાવા લાગો. તેના તનમાંથી બેશુમાર લોહી જારી થએઉં. તે ચાહતો હતો કે હરેક તદબીરથી જોર કરી પોતાના તનને બાહેર કાહડે પણ જેમ જેમ તે જોર કરતો હતો તેમ તેમ તે હથીઆરો તેના તનમાં બેશતાં જતાં હતાં. જેવારે જેહાંન પેહલવાન રૂસતમે પોતા ઉપર એવી આફત પડેલી દીઠી તેવારે તેણે જાણીઉં કે હવે આખેર આવેલી છે. તેથી તે પાક ઇઆજદાંને ઇઆદ કરી જારી કરવા લાગો કે, અએ બંધે જેહાનના પેદા કરનાર દાદગર દાદાર! આકેબતે મારૂં કામ શી મુસીબતે પોહચીઉં છે. હવે મુજ થકી એ જગોએથી ઉઠી શકાતું નથી. એવો કીનો મારી ઉપર કોણે લીધો? અને એકાએક મારો તથા મારા રખશનો રોશન સીતારો સીહા શા વાસતે થએઓ? અને મારો જોર તથા હુનર કાંહાં જતો રહેઓ? મેં લડાઇનાં મેદાનમાં મારા રખશની પોશતપનાહથી ઘણાંએક જાલેમ, જોરાવર પાદશાહોને જીવથી મારીઆ છે. તે મારો જોર આજ રોજે કાંહાં ગએઓ? મને અવવલથીજ સીમુરગે કહેઉં હતું તે મેં આજ રોજે નજરે નજર દીઠું છે. તેણે મને કહેઉં હતું કે તારી ઉપર તારા બુઢાપાનાં વખતમાં એવો કમબખતીનો દાહડો આવી પોંહચશે કે તે વખતે તારી ઉપર રંજ તથા સખતી ઘણી પડશે. અને તું બુઢાપાના વખતમાં ઘણી સખતીથી તારો જાન ખોશે. તે દાહડો મેં આજ રોજે જોએઓ છે. હવે તો એ જેહાનથી ગુજરી જવાનો વખત નજદીક પોહોંચીઓ છે અને જાંહાં મારા બુજોરગો ગએઆ છે તાંહાં મનેબી જવું પડેઉં છે. એ મુજેબ બોલતો ઉંચું જોઇ પાક ઇઆજદાંને ઇઆદ કરતો હતો. એવામાં નાપાક સોગાદને ચાહના સર ઉપર ઉભેલો દીઠો કે તે નાપાક હસતું મોહડું કરી ખુશી થતો ઉભેલો હતો. તે બદકારને એ રવેશે ખુશી થતો જોઇને જેહાંન પેહલવાને જાણીઉં કે એ બદકામ સોગાદનુંજ છે. એવો અંદેશો કરી તેહમતને તે સીહાદીલના સોગાદને કહેઉં કે

અએ બુરા અંદેશાના મુંહઇ! આએ જબુન કામ તારાં બુરાં કરતુકથી થએઉં છે. અએ નાપાક! મેં તારી સાથે શું માયું કીધું છે? મેં તુંને પોતાનો નાંધલો ભાઇ જાગી મારાં ફરજંદની મુઆફેક તારી પરવરશી કીધી અને તેનાં બદલામાં મારી સાથે દુશમની કરી મને એકાએક આએ ચાહમાં નાખીઓ તો ખેર. આકેબત સરવે કોઇને આએ જેહાનથી જવુંજ છે. પણ તારી એવી બેવફાઇના બદલામાં કીઆમતને દાહડે તારૂં મોહડું સીહા થજો! અએ નાપાક! તું તારી ખાતેર જમેથી જાણજે કે હવે તુંબી સલામત રેહવાનો નથી. એવા સખુન શાંભલી બદકાર સોગાદે સરફરાજ રૂસતમને જવાબ આપીઓ કે, અએ જાલના બેટા રૂસતમ! એ ફરતા આસમાને તારો ઇનસાફ વાજબી કીધો છે. તું હાલ સુધી આદમીઓને મારવા તથા મુલકો જેર કરવા ખાહેશથી રખશ ઉપર સવાર થઇ દોડતો હતો પણ હવે તો તારી તથા તારા રખશની આખેર આવી છે. ઘણું સારૂં થએઉં કે તું પોતાના રખશ સાથે ચાહમાં પડેઓ છે. એ મારી તદબીરે કરી કાબુલનો પાદશાહ તુંને સલામી આપવાથી છુટો. અને બીજા મુલકોના પાદશાહોબી તારા જુલમથી છુટા થએઆ છે. એ રવેશે નાપાક બદખસલતનો સોગાદ રૂસતમ સાથે શફતેગોમાં હતો એવામાં કાબુલનો પાદશાહ તે ચાહના સર ઉપર આવી લાગો. અને જોએચ શું કે રૂસતમ રખશ સાથે ચાહમાં પડેઓ છે. તે જોઇ તે નાપાકબી દીલમાં ખુશી થઇને જેહાન પેહલવાન રૂસતમને કેહવા લાગો કે, અએ લશકરોના તોડનાર જેહાં પેહલવાન! એકાએક તુંને શું થએઉં કે એ રવેશે તું બુવારીથી આએ ચાહમાં પડેઓ છે. એ રવેશે તે બુરી કરણીનો પાદશાહ જેહાંન પેહલવાનને કેટલાએક તાનાં મારી બુરૂં બોલવા લાગો. તેવારે રૂસતમે કહીઉં કે અએ બદ ગોહરના બુરા એહરેમન! તું હવડાં એવા નાલાએક તથા તાનાજનીના સખુનો મારી ઉપર બોલે છે તેનો કસો મુજાકો નથી. એથી હું ઘણો ખુશી થાઉં છું કે આએ જેહાંનના દરમેઆનમાં મને કોઇએ પોતાના જોરે કરી મારેઓ નથી. અને એમ કરતાં મારી આખેર આવી તથી મને તે પાક દાવરે મને બોલાવીઓ અને હું મોટી ખુશી સાથે જાઉંછું. કારણકે આકેબત સરવે કોઇને એ ખાકી દુનીઆંમાંથી જવાનુંજ છે. હું તમાંમ દુનીઆમાં પોતાનું નામ ઉઠાવીને હવડાં જાઉંછું તો એથી મને હવે બીજું શું જોઇએ. અને તું એવી બદી ભરેલી વાત

હાલ મારી સાંખે શા વાસતે બોલે છે? એવી બદચાલ તથા એવા બુરા સખુન દાનાવ લોકો પસંદ કરતા નથી. અએ નાપાક કમબખત કાબુલી! તું મારા મરવાથી એવડો ખુશી થાએ છે પણ તુંબી કીઆમત લગી જીવવાનો નથી. આકેબત તું પણ એકદન મરવાનોજ છે. તું જો કે નેકનામ પાદશાહ જમશેદની બુજોરગી તથા તેના જેવો અલકાત ભરેલો દમામ તથા દબદબો તથા બુરેહ કોઇનુંબી નહી હતું. પણ તે બુજોરગ પાદશાહના સર ઉપર આએ ફરતા જમાનાએ કરવત મેલી અને આએ જેહાનમાંથી તેની ગેરદ કાહડી નાખી તો હું તે નેકનામ પાદશાહની આગલ શું બીશાદમાં છેઉં. તું જો કે જમાનો આજ રોજ સુધી મારી મુરાદ મુઆફેક ચાલેઓ હતો, તોબી આખેબત મારો મુદઇ થઇને તેણે મારી ઉપર મોતનો દરવાજો ખોલીઓ છે. તો હવે તું મારી ઉપરથી મોહબત ના ઉઠાવ. હવે તો મારી જીંદગાનીની જામ ભરાઇ ચુકી છે. વાસતે મારો જાન જતી વખતે મારૂં એક કામ તું કર કે હું ખુશીથી મારો જાન હકતાલાને હવાલે કરૂં. તું મારી ઉપર મેહરબાની કરી એક ચાચી કમાન લાવી મને આપ કે એ જગોએ શેર તથા વરૂ તથા પરંદાં મુરગો આવીને મારા તન ઉપરથી ગોશત ઉખાડી ખાશે તો મારાં તનને આજાર પોંહોંચશે અને મારાં રવાનને તેની સખતીથી આજાબ પોંહોંચશે. પણ જો મારા હાથમાં કમાન હશે તો તેથી જંગલનાં દરનદાં જાનવરોને તેમજ તથા હવામાં ઉડનારાં પરંદાંઓને દર લાગશે અને તેઓ એકાએક મારા તન ઉપર ગલબો નહી લાવશે. અને મારીથી દુર રેહશે. એ સખુનો શાંભલી નાપાક બદબસલતના સોગાદ જેહાં પેહલવાન રૂસતમને કહેઉં કે, અએ જુલમગાર! તું એવી બેહુદી વાતો શા વાસતે કરે છે હવે તારા તનમાં કુવવત કાંહાં રહેઉં છે કે તું પોતાને હાથે શેર તથા વરૂને તીરે કરી મારશે. એટલું કહી હસેઓ. પછી એક કમાન લાવી તે ચાહમાં રૂસતમની નજદીક નાખી અને હસીને મશખરીથી રૂસતમને કેહવા લાગો કે, અએ ભાઇ! હવે તારા હાથમાં કમાન આવી છે વાસતે હવે તું તીરે કરી પોતાના દુશમન ઉપર સારી રવેશી કીનો લેજે. એ રવેશે હસીને રૂસતમ ઉપર તાનો મારવા લાગો. તેને એ રવેશી ખુશી થતો જોઇ નાપાક કાબુલનો પાદશાહબી ખુશી થઇ હસીને જેહાંન પેહલવાન રૂસતમને તાનાજનીના સખુનો બોલવા લાગો. તવારે પીલતન રૂસતમ બીચારો થઇ એક સરદ હાએ કલેજાંનાં જોરથી મારી પાક હકતાલાની નજદીક પોકારીને કેહવા લાગો

કે, અએ દાદગર સાહેબ! આજ લગી જેહાંનના દરમેઆનમાં તેં મારી મુરાદ બખશી છે. પણ હવે એક છેલી મુરાદ હું માંગુંછું તે તું મને બખશ કે એ નાપાક સોગાદ ઉપર મારો કીનો હું મારે હાથે લેઉં. એટલું કહી ઘણી સખતીથી હાથ લાંબો કરી પેલી કમાન પકડી પણ તેનું તન તમામ હથીઆરે કરી ચીરાઇ ગએઉ હતું તેના સબબથી તે નામદાર પોતા ઉપર પેચ ખાતો આહેસતે જોર કરી પેલી કમાન ખેંચી ચીલ્લો ચહડાવીઓ. પછી તે ચાહમાંથી એક તીર ખેંચી કાહડી કમાનના ચીલ્લા ઉપર ચહડાવીઓ. જેવારે સીહાદેલના બુરા સોગાદે જેહાંન પેહલવાનના હાથમાં કમાન ઉપર તીર ખેંચેલો દીઠો તેવારે તે નાપાક પોતાના દીલમાં ડરીઓ તથી તાંહાં તે ચાહની નજદીકીમાં એક ચીનારનું ઘણું પોખાએલું તથા ભારી ઝાડ હતું-કે જેની મીસાલનું બીજું કોઇબી જાતનું ઝાડ તે જંગલમાં હતુંજ નહી-તે ઝાડની પછવાડે તેનો પનાહ પકડી નાપાક સોગાદ ઉભો રહેઓ. તેને જોઇ કાબુલનો પાદશાહબી તે સોગાદની પછવાડે જઇ ઉભો. જેવારે જેહાંનપેહલવાને રૂસતમે તે બંધે નાપાકોને તે ઝાડની પછવાડે પનાહ પકડી ઉભેલા દીઠા તેવારે પાક ઇઅજદાને ઇઆદ કરી તે બંધે બેદાદગર જાલેમોની તરફ જખમી તથા દરદ ભરેલાં દીલ સાથે એક તીર એવોતો ફ્રસીને મારીઓ કે તે એકજ તીરે કરી તે બંધે બદકેરદારોને પેલાં ઝાડની સાથે શીવી મેલીઆ. એ રવેસે તે નેકનામ સરફ્રરાજ પેહલવાને પોતાનો જાન જતી વખતે એક મોટું નામદારી ભરેલું કામ કીધું કે તે એકજ તીરે કરી તે ચીનારની સાથે તે બેહુ બુરૂં ફેલ કરનારાઓને સીવી નાખીઆ અને મરતી વખતે પોતાનો કીનો પોતાનેજ હાથે લીધો. જેવારે નાપાક ફીતનેઅંગીજ સોગાદ તથા કાબુલનો પાદશાહ જેહાંન પેહલવાન રૂસતમના તીરે કરી પછાડ ખાઇ ખાક ઉપર સરનેગુન પડીઆ. અને તેઓનાં બુરાં તનમાંથી પલીદ જીવ નીકલી ગએઓ. અને તે બંધે નાપાકોના રવાન આએ તથા પેલી જેહાનમાં રૂસવા થઇ દોજખની તરફ ચાલીઆં. આએ બંધે નાપેકારોને મુવેલા જોઇને જેહાંન પેહલવાન ઘણો ખુશી થએઓ અને પોતાની દાદના લેનાર પાક દાદગરના શુકરાના કરવા લાગો કે, અએ પાક ઇઅજદાં! તું દાદગર દાવરે મારો જાન જતી વખતે મને ખુશાલી બખશી છે. કે તુંએ મારીબી ચારગીની હાલતમાંબી, હમેશની મુઆફેક મને એવું જોર બખશીઉં છે કે મારી હઇઆતીનો છેલ્લો દમ મારતાંબી હું મારો જાન લેનાર મારા દુશ-

મનોની ઉપર કીનો લઇ શકેઓ છું. અને હજુર મારા તનમાં મારી હઇઆતીનો દમ બાકી રહેઓ છે. મારી સાતશો વરસની ઉમરમાં મેં જે કંઇ ખુશી દીઠી છે તે તમામ એક તરફ રહી અને આજ રોજે મારા ગુજરવાના વખતમાં મેં મારો કીનો, તું દાદગરની મેહરબાનીથી, મારે હાથેજ લીધો છે તેથી જે કંઇ મને ખુશી ઉપજી છે તે જુદીજ છે. માટે અએ તમામ જગતના પેદા કરનાર પાક પરવરદેગાર! હવે જો મારો જાન જાએ તેનો કસોબી અફસોસ તથા ગમ છેજ નહી. જેહાંન પેહલવાન રૂસતમનું એટલું બોલવું કે તુરત તેનો જાન તે પાક ઇઅજદાંની દરગાહમાં ગએઓ અને તેના રવાને રોશન બેહશતમાં મકાન કીધો.—એ ઉપરથી એ નામાનો લખનાર શાએર એમ કરી કેહ છે કે, અએ બંદા! આએ ફરતા આસમાનનો રેવાજ તથા રવઇઓ એજ રવેશનો છે. માટે દરેક જમીન અને જમાનામાં નેકી કરવી તુંને સજાવાર છે. શાવાસતે કે નેકીનો બદલો નેક અને બદીનો બદલો બદજ છે.

---

## ખબર થઈ જાબલુસતાનમાં જાલેજરને જેહાંન પેહલવાનનાં ગુજરવાની અને જાલે ફ્રુરામરજને કાબુલ તરફ મોકલીઓ અને લડાઈ થઈ ફ્રુરામરજને કાબુલના પાદશાહના છોકરા સાથે એ પછી ફ્રુરામરજ જેહાંન પેહલવાન તથા રખશાનું રવાન જાબલુસતાન તરફ લાવીઓ તે વગેરેનો એહવાલ.

—:00:—

એ રવેશે જેહાંન પેહલવાન રૂસતમ ઉપર જે હાદેસો ગુજરીઓ તે ઉપર એક કાબુલી મરદને રેહમ આવી તેથી તે શીતાબ જાબલુસતાનની તરફ ગએઓ અને જેહાંન પેહલવાન રૂસતમ ઉપર ગુજરેલી તમામ આફ્રત જાલેજરને કહી અને કહેઉં કે તારો બુઢાપો જેહરની મીસાલનો થએઓ છે. તમામ ઇરાન સરજમીનને રોશન રાખનારો આફતાબ આજ રોજે સીહા થએઓ છે, અને સામેસવારનાં ખાંનદાનની ચેરાગ બુજાઇ ગઇ છે. અને સીસતાનનાં મુલકની બદબખતી

બેઠી છે. હવે તારા બંધે દીદા સીહા થએઆ છે. આલમમાં તું જેવો પનોતો તથા નેકબખત કેહવાતો હતો તે હવે બદબખત કેહવાએઓ. કે તારો નામદાર સરફરાજ જેહાંન પેહલવાન રૂસતમ આએ ફાંની દુનીઆં છોડી તે હમેશગીની તરફ ગુજર કરી ગએઓ છે. અએ બુઢા જાલ! એ જબુન કામ બદરોગાલ સોગાદે કરીઉં છે. તેજ નાપાકે સરફરાજ રૂસતમનો જાન લીધો છે. પણ આકેબત તે નાપાકેબી પોતાનો જાન બરબાદ કીધો છે.

જેવારે બુઢા જાલેજરે પેલા કાબુલીને મોહડેથી એવી વાત શાંભલી તેવારે સરદ દીલની હાએથી એક પોકાર મારી બેહોશ થઇ જમીન ઉપર પડેઓ. એકાએક એ વાત શાંભલવાથી ગોએઆ તેના તનમાંથી જીવ જતો રહેઓ હતો, અને તેના તમામ ખાનદાનમાં માહેતમનો શોર ઉઠીઓ તથા તમામ જાબુલમાં જારી કરવાના પોકારો ઉઠી રહેઆ. જેવારે જાલ પાછો પોતાના હોશમાં આવીઓ તેવારે પોતાના તનમાંના કપડાં ચાક કરી સર ઉપર ખાક નાખવા લાગો અને સીનો તથા સરના બાલ પીખવા લાગો અને રૂદન કરવા લાગો કે, અએ પીલતન પેહલવાન! તુંને એવું સજાવાર નહી હતું કે આજ દીન લગી તુંએ મને ખુશીથી આસાએશમાં રાખીઓ અને હવે મારા બુઢાપાના દાહડા ઉપર એકાએક તું મને ગમના દરીઆવના તોફાનમાં નાખી ચાલતો થએઓ! અએ નામદાર બેટા! આજ તો તે દાહડો હતો કે તું મારા સેરાના ઉપર ઉભો રહી મારા તનને કફન પેહરાવે! પણ તેને બદલે એકાએક તું કફન પેહરી બેઠો છે! અએ નામદાર સરફરાજ બેટા! અફસોસ કે તું જેવો જેહાંન પેહલવાન બેટો મરે અને હું તારો બાપ બુઢો જાલ હઇઆતી ભોગવું! અફસોસ કે તું નામનો ઉઠાવનાર જેહાંન પેહલવાન કે જેના જોરથી અને નામથી જંગલના ફારી ખાનારા શેરો તથા દરીઆવના જાલેમ મગરો ધુજતાં હતાં અને તું નામદારનો પોકાર શાંભલી પોતાની કમીનગાહમાં ભરાઇ બેશતાં હતાં. અને આજ રોજે ઉંધે બખતના લેઆંનતી ભરેલા નાપાક સોગાદે તારી પેહલવાનીનું ઝાડ બુનબેખથી ઉખેડી નાખીઉં! અએ પીલતન બેટા! અફસોસ કે હું તુંથી દુર પડેઓ અને તારો રોશન આફતાબ સીહા વાદલમાં છુપાઇ ગએઓ! અફસોસ! એવી કોઇએબી ઉમેદ નહી રાખી હતી કે તું જેવા શેર મરદ સાથે નાપાક બદ ખસલતનો સોગાદ એવું બદ કામ કરશે અને તેથી બુજોરગી ભરેલા પેહલવાનોનો સરદાર તું

જેહાંન પેહલવાન રૂસતમ એક કમજોર લોખડીની મીસાલના કમબખ્ત રજાલા સોગાદના મકકર તથા ફરેબથી ચાહમાં પડશે. અને બુઢા જાલને તેના બુઢાપાના વખતમાં તારી માહેતમપોસીમાં બેશાડશે તથા પોતાના નાતવાન દીદારમાંથી ખુનનો વરસાદ વરશાવશે! એવી કોણુને ખબર હતી કે મારો બેટો જેહાંન પેહલવાન રૂસતમ પોતાના બેશ કબીલાથી દુર પડીને નાવારેસ મરશે? અએ મારા ખાનદાંનના તથા લશકરના ઝુંડા! તું એકાએક ઉંધો કેમ પડીઓ? અએ નામદાર બેટા! મને એ વાતનો મોટો ગમ લાગે છે કે જેહાનના દરમીઆ-નમાં હું બુઢો બાપ તું નામદાર બેટાથી સરફરાજી પામીઓ હતો અને તું જેવો મારી બુજોરગીનો વધારનાર બેટો મારેઓ જાએ અને હું જીવું! ઓ દીલબર બેટા! હું જેહાંનમાં એવો બુરો દાહડો જોવા શા વાસતે જીવીઓ કે હવે પછીની મારી જીંદગીમાં માહેતમ તથા જારી સીવાએ બીજું દેખવાનો નથી? અએ મારા નામના ઉઠાવનાર બેટા! તેં એ જેહાનમાં પોતાની મરદાનગીથી નામ ઉઠાવી મારૂં સર બુલંદ આસમાન સાથે લગાડેઉં અને મને પાદશાહોની મીસાલે જોકમાં બેશાડીઓ હતો તેથી આએ જેહાનના દરમીઆનમાં હું જેવો બીજો કોઇ પનોતો નહી હતો અને હવેથી મારા જેવો બદબખત બીજો કોઇ નહી કેહવાશે! અએ તાજબખશ બેટા! તુંએ એકાએક મારી ઉપર એવી આફત શા વાસતે નાંખી? કોણુ કમ-બખતે તારી સાથે એવી બદી કીધી કે તે નાપાકે તુંને મારીઓ? તે બદકાર મુજીને લાએક હતું કે અવવલ મને જીવથી મારતે કે મારી ઉપર એવો સીતમ નહી ગુજરતે! અએ બેટા! હું નથી જાણુતો કે તારા મને છોડી જવાથી હવે પછી મારી ઉપર મારા બુઢાપામાં શુ આફત ગુજરશે? અએ બેટા! જાંહાં લગી તું હતો તાંહાં લગી મને મોટી આબરૂ હતી. તે મારી આબરૂને તથા મારાં જાબલુસતાનને તેં નીગાહ રાખીઉં હતું, પણ હવે તે આબરૂ તથા જાબલુસતાનનો હવાલો તું કોણુને સોંપી ગએઓ? તું તો આએ જેહાંનમાંથી તારા નામદાર રખશ ઉપર જીન બાંધી પેલી જેહાંનમાં જઇ આસાએશથી બેઠો છે. અને મને તથા મારાં ખાનદાંનને આએ જેહાંનની દલેસ-રીમાં નાખી ગએઓ છે. એ રવેશે જાલેજરે જારી તથા માહેતમપોશી કરી હાએ તથા અફસોસનો પોકાર મારતો જઇ નામદાર ફરામરજને બોલાવી કહીઉં કે હવે આપણાં બખત બરગશતે થએઆં તેથી તારો

નામનો ઉઠાવનાર બાપ તેહમતન રૂસતમ આપણને છોડી હમેશગીની જેહાંનમાં જઈ રહેઓ ; વાસતે તું લશકર સાથે તુરત કાબુલ તરફ જઈને તે નામદારના તનને તે કાબુલના જંગલમાંની ચાહમાંથી કાહડી જાબલુસતાનમાં લઈ આવ કે તે ગુજરેલા બેટાનો ચેહરો મારી નજરે જોઉં. એ રવેશ જાસે જેવારે ફરામરજને કહેઉં તેવારે તેજ વખતે તે સપેહસાલાર ફરામરજ જીગરમાંથી ગમીનો પોકાર મારતો કાબુલના જંગલની તરફ લશકર સાથે ચાલીઓ. અને જેવારે તે કાબુલની સરહદમાં જઈ પોહોંચીઓ તેવારે તે નામદારે કાબુલના પાદશાહના બેટાને તાંહાં એક ભારી લશકર સાથે ઉભેલો જોએઓ. જેવારે તે કાબુલી લશકરે ફરામરજની સરદારી હેઠલ જાબુલી લશકરને દોડતું આવતું દીઠું તેવારે તે લશકરનો સરદાર શીતાબ પોતાના લશકર સાથે જાબુલી લશકર ઉપર જઈ પડીઓ. એવો મામલો જોઈ સરફરાજ ફરામરજેબી પોતાના લશકરને હોકમ કીધો કે એકદમ કાબુલી લશકર ઉપર ધસારો લઈ જઈ એ જગોએ ખુનનો દરીઆવ જારી કરે અને એ નાપાક કાબુલી લોકો ઉપર જેહાંન તંગ કરી ખુનનો વરશાદ વરશાવે. એવો હોકમ શાંભલી જાબુલી લશકરેબી કાબુલી લશકર ઉપર એકદમ હોમલો કીધો તેથી તે બેહુ લશકર એકએક સાથે ભેરાઈ ગએઆં અને જુહુન દરીઆવની માફેક જોશમાં આવી ગએઆં તેથી એક ભારી લડાઈ ઉઠી ઉભી થઈ. તે લડાઈની ગેરદે કરી આસમાન સીહા થઈ ગએઓ. અને સવારોના પોકારની દેહશતે કરી આફતાબ ગોએઆ પોતાની રાહ ભુલી ગએઓ. અને ઘોડાઓની નાલે કરી જમીનનો સીનો ચાક થઈ ગએઓ. અને જે મીસાલે વાદલ ઉપરથી વરસાદના કતરા જમીન ઉપર પડે તે મીસાલે લોહીના ફુંવારા આસમાન તરફ ફુટવા લાગા. જે તરફ નામદાર ફરામરજ પોતાનો ઘોડો ઓકાવતો હતો તે તરફ જેમ એક છોડાયલો શેર ગોસપંદના ગોવાલાંને બરહમ મારે તે મીસાલે કાબુલી લશકરની કલબગાહમાં બેશુમાર લશકર મારી સરવેને પરાંગંદે કરી કાબુલના પાદશાહના બેટાને કેદ પકડીઓ. એવી હાલત જોઈ કાબુલીઓનું લશકર હર તરફ નાહસવા લાગું. તેની પછવાડે જાબુલી લશકરનાં સવારો શેર તથ બબરની મીસાલે પુઠે લાગી તે કાબુલી લશરમાંથી એટલું તો લશકર મારીઉં કે તેની લોથે કરી તે જંગલનાં દરમીઆનમાં પાહડની મીસાલના બુલંદ તેકડા થએઆ અને તેનાં લોહીએ કરી તમામ

જંગલ દરીઆવની મીસાલે મોજ મારવા લાગું. બીજી તરફથી નામદાર ફરામરજ કાબુલના પાદશાહના બેશ લોકોને પકડી કેદ કરતો હતો. તેથી તમામ કાબુલ શેહેરમાં ગોએઆ રીસતાખેજનો પોકારો તથા શોર ઉઠી રહેઓ હતો અને તમામ કાબુલની રઇઅત પોતાની ઓરત તથા ફરજંદોને પડતાં મેલી જાંહાં જવાએ તાંહાં જીવ સલામત લઇ નીકલી ગએઆં. પછી નામદાર ફરામરજ પાછો ફરી પેલી ચાહનાં સર ઉપર આવીઓ અને તે ચાહમાંથી પોતાના બાપ સરફરાજ રૂસતમને તથા તેના નેકબખત રખશને બાહેર કાહડી કેટલીએક જારી કીધી. પછી પોતાના બાપ જેહાંન પેહલવાનનો કમરબંદ છોડીઓ અને તેના તનમાંથી બખતર ખેંચી કાહડીઉં અને તે નામદારના તનને પાણીથી સાફ કીધું. પછી તેના તન ઉપર કસતુરી તથા ગુલાબ તથા કપુરની ખુશબો માલેશ કીધી. પછી તમાંમ લોકો માહેતમપોશી તથા જારી કરવા લાગા અને તેઓએ જારીનો એક પોકાર એવો તો ઉઠાવીઓ કે તે પોકાર છેક આસમાન ઉપર ગએઓ અને તેથી આસમાન ઉપરના ફરેશતાઓએબી જેહાંન પેહલવાન રૂસતમના મોત ઉપર જારીનો પોકાર ઉઠાવીઓ. પછી જેહાંન પેહલવાનના તનમાં પાક કપડાં પેહરાવીઆં અને તે કપડા ઉપરબી બેશુમાર ખુશબો નાંખી તે વાર પછી એક પાકીજેહ પાલકી બનાવી તેમાં જેહાંન પેહલવાનનું રવાન મુકીઉં. અને તે તાજબખશનો રખશબી સાતસો વરશ લગી રૂસતમની સાથેજ રહેલો હતો અને તે બેહુને એક એક ઉપર પીઆર ઘણો હતો તેથી તે સરફરાજ રખશનેબી રૂપાંની પાલકીમાં મેલીઓ. અને તે બંધેની પાલકીઓ હાથથીની પીઠ ઉપર બાંધી.— જેવારે સરફરાજ ફરામરજે રખશનેબી એવી તજુમલથી પાલકીમાં મેલીઓ તેવારે તે તમાશો જોઇ તમામ લશકરના લોકો એક બીજા સાથે વાત કરવા લાગા કે તેહમતન રૂસતમ પોતાના રખશને પોતાના ફરજંદની મીસાલે ચાહતો હતો તેથી નામદાર ફરામરજે પોતાના બાપ જેહાં પેહલવાંનના તનની મીસાલે બાઆબરૂથી તેનાબી મુવા પછી જતન કીધીછે.

નામદાર ફરામરજ એ કામથી ફારેગ થઇ પેલા નાપાક સોગાદની નજદીક ગએઓ. અને તેને કાબુલના પાદશાહ સાથે મુવેલો ખાકમાં પડેલો જોએઓ કે તે બેહુ નાપાકોને તાજબખશ રૂસતમે એકજ તીરે કરી ચીનારનાં ઝાડ સાથે સીવી મેલીઆ હતા. તેઓને

જોઈ ફરામરજનાં દીલમાં કીનાનો જોશ ઉભરાઈ આવીઓ તથી તે બંધે નાપાકોનાં તનને આતશે કરી તે ઝાડ સાથે બાલી ખાક કરી નાંખીઆં પછી કાબુલનાં પાદશાહના બેટાને તથા તેનાં સરવે બે-શોને પકડેઆં હતાં. તેઓનાં તન ઉપરથી માસ તોડાવી તેઓના તનને બલીલ તથા બીજાં કાલબુદ ખાનારાં પરંદાઓને ચાશની કરવા ના-ખીઆં. એ રવેશે કાબુલના પાદશાહની બુનોબેખ જડમુલથી ઉખેડી નાખી તે કીનાથી ફારેગ થાએઓ. તેવારપછી નામદાર શેદાબેના બેશમાંથી એક દાનાવ શખસને કાબુલની પાદશાહી સોંપી અને પોતે જેહાંન પેહલવાન રૂસતમ તથા રખશ એ બંધેની પાલકીવાલા હા-થીને લશકર સાથે લઈ જારી કરતો જાબુલની તરફ ચાલેઓ. તાંહાં જઈ જોએશું કે તમામ જાબુલમાં ઘેરે ઘેર માહેતમનો શોર તથા પોકારો પડેલો હતો. અને જાલેજર દેવાનાં આદમીની મીસાલે ખાકમાં ગીર-ફતાર થઈ પડેલો હતો. તમાંમ શેહરનાં આદમીઓએ પોતાના તનમાં માહેતમપોશીના સીહા કફનો પેહરેલાં હતાં અને પોકાર તથા જારી સાથે હાએ અફસોસના શોરો છેકબુલંદ આસમાન સુધી પોંહોચાડતા હતા.

જેવારે તે જાબુલની તમામ ખલકને ખબર થઈ કે તેહમતન રૂસતમનું રવાંન કાબુલથી ફરામરજ લેઈને આવેછે તે ખબર શાંભલ-વાથી જાબુલસતાંનની તમામ ખલકત જાલની દરગાહ ઉપર એકડી મલી અને બેશુમાર શોર કરી પોકાર મારવા લાગી કે—તે દાહાડે એવીતો માહેતમ પડી હતી કે તેથી કરી વાદલ ઉપરથી એક હપતા લગી વર-શાદ વરશીઓ અને તરણ મરતબે ધરતીકંપના આંચકા થએઆ હતા. ગરદનફરાજ ફરામરજ જેવારે તેહમતનનાં તન સાથે જાબુલમાં દાખલ થાએઓ તેવારે શીતાબીથી જેહાંન પેહલવાંન રૂસતમને વાસતે હીંદુ-સતાનના સમનગાન શેહેરમાં કે જાંહાં જેહાંન પેહેલવાંન કેરશાસપનું દુખમું છે તે દુખમાંની પાશે એક બીજું દુખમું બનાવી તે દુખમાંની અં-દર તખત મેલીઉં અને તેની આસપાસ ફીરોજાનુ તખત ગોઠવીઉં અને તે ગોહરના તખત ઉપર જેહાંન પેહલવાંન રૂસતમનુ રવાંન મેલીઉં તથા બીજા ફીરોજાના તખત ઉપર રખશને મેલીઓ. એ નામાનો બનાવ-નાર શાએર એ રવેશે કહે છે કે દુનીઆંનાં દરમીઆંનમાં દોસતીની શરત એક જેહાંન પેહલવાંન રૂસતમે તથા રખશે પુરી પાડી હતી કે તે બેહુ એક એક ઉપર હઈઆતીમાં ફીદા હતા, તેમજ ગુજરતી વખતે તથા ગુજરીઆ પછીબી એક એકથી દુર નહી પડીઆ. જેવારે ગોહરનાં

તખત ઉપર મરનાર તાજબખશ રૂસતમના તનને મેલીડું તેવારે તું કેહ કે ગોએઆ તે નામદાર પેહલવાંન પોતાનાં એવાનમાં પોતાનાં ખાસ તખત ઉપર શરાબ પીને આશાએશથી ખુઆબમાં સુતલો હોએ તે મીસાલે નજર આવતો હતો. એ રવેશે જોઇ જેહાન પેહલવાંનનાં ગુલામોએ તથા ખેદમતગારોએ જારીથી પોકાર ઉઠાવી કહેઉ કે અએ સરફરાજ સરદાર! તું એવો બીચારો થઇને શું કરવા સુતો છે. તારો તરીકો પાદશાહી બખશવાનો અને મુલકો ફતેહ કરી સખાવતની રાહે આપવાનો છે તે ઉપર તું અમલ કર અને મીજલેસમાં રોશન આફતાબની મીસાલે બેશી હમો પાશેથી શરાબની જામ તલબ કરી નોશ નર. અને પોતાના ગંજનો દરવાજો ખોલી જેમ તું હંમેશે સખાવત કરતો હતો તે મીસાલે અમો તારા ફરમાનબરદાર ખીદમતગારો ઉપર બખશેશ કર. મગર તું કાબુલનાં મુલકની મુસાફરીથી ઘણો થાકી આવેઓ છે. તેથી તુ પોતાનાં રખશ શાથે એ રવેશે એટલો બેખબર સુતો હોએ તો ઉઠીને ઉભો થા—એ રવેશે તે ખીદમતગારો જારી કરી કેહેતા હતા અને બુજોરગ જાલેજર પોતાના વાહલા બેટા તેહમતનને કેહતો હતો કે અએ નામદાર પેહલવાન! તેં આજ લગી રંજ ખેંચી પોતાની તલવારે કરી તમાંમ જેહાંનને તારા તાબામાં કીધી તો તેં હવે એકાએક એ જેહાંનથી બીજી જેહાંન જવાની ખાહેશ શા વાસતે કીધી? અએ બેટા! તું ઉઠીને ઉભો થા ને આ નહી તો મનેબી પોતાનાં રખશની મીસાલે પીઆરો જાંણી પોતાની પાશે જગો આપીને સુવાડ. મેહેરબાંન બેટા! હું તુંને બીજુ શું કેહું? તું ખુરંમ બેહશતમાં ખુશીથી રેહેજે અને તેં જેવાં નેક કાંમ કીધાં છે તેના બદલામાં બેહશતમાં નેક દરજજો મેલવજે અને તેં જે કાંઇ હકતાલાની રાહ ઉપર રંજ ખેંચી છે તેનો બદલો તે પાક ઇઅજદાંનાં રોશન બેહશતમાં દાદગર દાવરથી તું પાંમજે. એ રવેશે જાલેજરે જારી કરી સખુન કહેઆ. તેવાર પછી સરવે કોઇ તેનાં રવાંનને સેજદો કરી દુખમાંમાંથી બાહેર નીકલી તે દુખમાંનો દરવાજો ઉસતવાર બંધ કીધો, પછી સરવે કોઇ પોત પોતાના મકાનની તરફ પાછા ફરીઆ. હવે એ ઉપરથી એ નામાંનો લખનાર શાએર એ રવેશે નસીહતના સખુનો કેહેછે કે, અએ બંદા! તું આએ તરણ પાંચ દહાડાની દુનીઆમાં હરગેજ થઇ દીલ ના બાંધ. તું જોકે આએ સરાએ સેપંજની અંદર અવવલ તો આદમી જાતના હાથમાં મોટો

ગંજ તથા ખજાનો આવેછે પણ આખેરે ગમ તથા રંજ સીવાએ તે બીજું કંઇ દેખતો નથી. અગર તું દીનની રાહે ચાલનાર હોએ અથવા એહરેમનની ખસલતનો હોશે તોબી તું ખાક સાથે મલી જવાનો. વાસ્તે તું હંમેશ લગી પાક અજદાંની રજુ રેહે કે તથી કરી તુંને બેહુ જેહાંનમાં ફાએદો હાંસેલ થશે. જેવારે જેહાંન પેહેલવાનને દુખમાંમાં મેલી સરવે કોઇ જાણુલસતાંન જઇ પોહોંચીઆ તે વારે સરવે બુજોરગોએ તે પેહલવાનના મોતની માહેતમ પોશીમાં શોકના સીહા જામાં પેહરીઆ અને જાલેજરના મેહલમાં પાક દેલની રોદાબે પોતાનાં દેલાવર બેટાની માહેતમમાં બેશીને રાત દીન જારી કરતી અને પોતાનાં દીદામાંથી લોહીનાં આંજુ વરશાવતી હતી અને કેહેતી હતી કે અએ માહરા બેટા જેહાં પેહેલવાન રૂસતમ? તું જેવા રખશના સાહેબને આએ દુનીઆંમાંથી ગુમ થઇ જાવું સજાવાર હતું નહી——એ બારેતાલા મારી ઊપર એવો હાદેસો તેં શા વાસતે નાંખીઓ. એ બેહેતર હતું કે પેલા કમબખ્ત સોગાદે પેહેલી મને મારી હતે તો એવો ગમ હું મારી નજરે કરી જોતે નહી. એ રવેશે બુજોરગ રોદાબે જારી તથા હાએ અફસોસ કરવામાં પોતાનો વખત કાહડતી હતી.

---

## જાંમાસપ હકીમે પાદશાહ બહમનને રૂસતમના ગુજરેઆથી વાકેફ કીધો તેવાર પછે તેણે પોતાના બાપ અસફંદીઆરનો કીનો બુધા જાલેજર ઉપર ઉઠાવેઓ તે વગેરેનો એહવાલ.

——:00:——

જેવારે નેકનાંમ જાંમાસપે રૂસતમનાં ગુજરેઆની સરવે ગમભરેલી દાસતાંન પાદશાહ બહમનને કહી તેવારે કમ અકલનો બહમન હાથ ઊંચા કરી હકતાલાનાં શોકરાંનાં કરવા લાગો કે હું હંમેશાં મારા બાપ અસફંદીઆરનો કીનો લેવા ચાહાતો હતો પણ તેહમતન રૂસતમના દરથી અનદેશો કરતો હતો. પણ હવે તો તે તેહમતન રૂસતમ આએ જેહાનથી ગુજરી ગએઓ. મને હવે કોઇનો દર નથી, અને મારા નામદાર બાપનો કીનો લેવાની ફુરસદ મલી આવીછે. તથી એ નાપાક જાબુલીઓ ઉપર મારી મોરાદ માફેક હુ સારી રવેસથી હવે કીનો લેવશ. એ રવેશે તે બેવફા પાદશાહ અનદેશો કરી પોતાની

મીજલસના લોકોની નજદીક કહેવા લાગો કે, અએ નાંમદાર જેહાન પેહેલવાંનો! તમો જુવો કે જેહાંન પેહેલવાંન રૂસતમ જારે આએ દુનીઆંથી ગુજરી ગએઓછે તીઆરે તો હવે આપણુને મારા બાપ અસપંદીઆરનો કીનો આએ જાબુલીઓ ઉપર લેવો જોઇએ છે. વાસતે એ બાબતમાં તમો શું મસલહત આપો છેઓ. તમો ખુદા તથા જુવાંનો સારી રીત જાંણો છેઓ કે જાલના બેટા રૂસતમે મારા બાપ સાથે શું કીધુંછે. તે સરવે કાંમ જાદુગર જાલે તેને શીખવીને પાદશાહ અસફંદીઆરનું ખુન કરાવીઉં છે તેમાં જેહાંન પેહેલવાન રૂસતમની કશી તકસીર છેજ નહીં, તે કરતાં જાલેજરના કહેવાથી પેહેલવાન ફરાંમરજે શાહાજાદા નોશાદર તથા મેહરનોશને જીવથી મારીઆછે વાસતે તે મારા રૂઇનતન બાપનો જાન લેનાર નાપાક જાબુલી ઉપર આપણો કીનો લેવો જોઇએ અને તે જાબુલી લોકોનું ખુન કરી લોહીની નદી વેહેતી કરવી જોઇએ. તે વાતમાં આપણુને કોઇ બદનામીના સખુન નહી બોલશે. તે જાલનાં ખાંનદાંનથી મારૂં દેલ હંમેશાં દરદમંદ રેહેછે. તેથી તે લોકો ઉપર હું મારા બાપનો કીનો લીધા વગર આસાએશથી બેશીશ નહી. તે મારા જુવાન ભાઇઓ એનાં મકકરથી મારીઆ ગએઆછે તે તમો સરવે કોઇને સારી રીત જાણીતુંછે. હું કદીબી જાંહાં સુધી મારામાં જીવ છે તાંહાં સુધી કીનો લીધા વગર આસાએશથી બેશશ નહી. એ બાબતમાં તમો પુરતી દાનાઇથી વીચાર કરીને મને પસંદ પડતો વીચાર આપજો. હેવા સખુન શાહનશાહ બહમનની જુબાંનથી શાંભલી મીજલસનાં લોકોએ પાદશાહને જવાબ દીધો કે હમો તો ઇરાંન જમીનનાં તખતને તાબે છઇએ તેથી જે કોઇ પાદશાહ એ બુજોરગીભરેલા તખત ઉપર બેશે અને તે હમોને જે કાંઇ હોકમ કરે તે બજા લાવવાને હમો સદા બંધાએલા છઇએ વાસતે તું હમારો પાદશાહ છે તેથી જે કાંઇ હોકમ ફરમાવે તેને તાબે છઇએ. જેવારે શાહાનશાહ બહમને પોતાના અમીરોથી એવા સખુન સાંભલીઆ તેવારે તેનું દેલ ઘણી ખુશીથી ખાલી નીકલીઉં.

---

## નામું લખીઉં પાદશાહ બહમને નામદાર જાલેજર ઉપર પોતાનાં બાપ અસફંદીઆરનો કીનો લેવાને વાસતે તે વગેરેનું બીજું દાસતાંન.

——:oo:——

એ નાંમાનો બનાવનાર શાએર લખેછે કે હવે નામદાર જાલેજાર અને જાબુલી પેહેલવાંનોની લડાઈની હકીકત તુંને કેહું તે સારાં ધીઆંનથી સાંભલ, કે જુલમગાર પાદશાહ બહમને જાબુલસતાંનના લોકો સાથે કેવું ખરાબ કામ કીધુંછે, તે બહમનનું દીલ પોતાનાં બાપ રોઈનતન અસફંદીઆરનાં કીનાથી દરદભરેલું રેહેતું હતું. જેવારે તે પાદશાહ બહમન કાશમીરની શાહજાદી કેતાઉન તથા લોલુનાં કાંમથી ફારેગ થઈ ઈરાંનનાં તખત ઉપર પાછો આવી બેઠો તેવારે ઈરાંન શેહેરનું સરવે લશકર દરબાર આગલ એકઠું થઈઉં અને સરવે કોઈ પોત પોતાની જગો ઉપર આવી બેઠા પછે પાદશાહ બહમને મીસરનાં તથા સાંમના પાદશાહોનેંઘણીએક આબરૂ આપી તેઓને મુલક વદેઆ કીધા. તે વાર પછી પાદશાહ બહમને નવીસંદાને બોલાવી હોકમ કીધો કે એક નામું જાબુલસતાંનના સેપેહસાલાર જાલેજર ઉપર લખે. તેમાં એમ લખે કે આએ ફરતા આસમાનના ચકકરની સારી ઇચ્છા માંહી ચાલથી પેહેલવાંન અસફંદીઆર સાથે તારા રૂસતંમે શું કીધુ પણ તે નેકનાંમ ઉપરબી એવો ગજબ ગુજરેઓ. એ પરમાણે તે પાક પરવરદેગારનો હોકમ હશે તેથી તે નામવર જેહાંન પેહેલવાન ઉપર એવી રીતની મુશીબત ગુજરીછે. અએ બુઢા જાદુગર જાલેજર! અમારી ઉપર હાલ જે કાંઇ ગેરઈનસાફ અને સેતમ ગુજરીઓછે તેનું મુલ કારણ તો તુંજછે. તારા નબીરા ફરામરજે હમો સાથે લડાઈ કીધીછે તે સઘલું તારા ફરેબ આપવાથીજ થઈઉંછે તેથી તમો લોકોથી મારૂં દીલ હંમેશે દરદભરેલું રેહેછે. મેં પોતાનાં દીલમાંથી તે કીનો કાહાડેઓ નથી અને મારો બાપ નામદાર અસફંદીઆર તથા મારો ભાઈ નોશાદર તથા મેહરનોશ એવા નેક નાંમદારોનાં ખુનથી હું રાત દીન નીરાંતે આસાંનીથી ઉંઘાતો નથી. દાનાવ લોકો કહી ગીઆછે કે જે કોઈ પોતાનાં બાપનો કીનો દુશમન ઉપર નહી લે તે સખશની ઓલાદનો કદીબી વધારો થાએ નહી. અએ નાપાક વરની ખસલતના! તેં શાંભલીઉં નથી કે પાદશાહોના પાદશાહ ફરેદુને જાદુગર જોહાક તાજીના

ખાંનદાનને શી રવેશે પાએમાલ કીધુંછે અને તેજ પાદશાહ ફરેદુને નેકનામ પાદશાહા જમશેદના કીનાંમાં જોહાકની બુનબેખ ઉખેડી નાંખી અને તે નાપાકને દેમાંવંદ કોહો ઉપર લેઈ જાઈ સખત બેરી વટે બંધ કીધોછે તથા પાદશાહ એરચનાં કીનામાં તુર તથા શેલમ સાથે શું કીધુંછે અને તે કરતાં પાદશાહ કેખુશરોએ પોતાનાં બાપ શીઆવ-ખશનાં કીનામાં પાદશાહ અફ્રાશીઆબ પાશેથી કેવી રીત કીનો લીધો કે જમીન ઊપર પાણીની મીસાલે લોહીનો દરીઓ વે-હતો કીધો હતો, અને વલી તારા પેહલવાંન ફરાંમરજે પોતાનાં બાપનાં કીના ઉપરથી કાબુલના મોલકને કચરીને પાએમાલ કરી નાંખીઓ તેમ હવે હું મારા મેહેરબાંન બાપનો તથા મારા ભાઈઓનો કીનો તારી ઉપર લેઇ લોહીનો દરીઆવ વેહતો કરશ. એ રવેશે નામું લખાવી એક સવાર સાથે સાંમેસવારનાં દસતાનની નજદીક મોકલીઉં. જેવારે તે નાંમુ માહે-તમમાં ગીરફતાર થએલા જાલેજરને પોહોચીઉં તેવારે તે વાંચી બુજોરગ જાલ પોતા ઉપર પેચ ખાવા લાગો અને દમ મારી અંદેશો કરી નશીહતની રાહે ઈરાનનાં પાદશાહ ઉપર તે નામાનો જવાબ લખીઓ, તેમાં એમ લખીઉં કે એ નેકનામ પાદશાહ, તે નામદાર અસફંદી-આરનાં દરદથી હમો તો આજ લગી વમલમાં પડીઆ છઈએ, અને તે નેકબખતનાં ગુજરેઆ બાદ અમોથી જે કાંઇ બુરી થઈ તેતો તેં પોતાની નજરે જોઈછે. બીજું એ કે પેહલાં નામદાર અસફંદીઆર નાંમુ લેઈ આવીઓ હતો તે વખતે મારા બેટા તેહેમતન રૂસતમે કેવી રીતે તેની મીનતજારી તથા આજેજી કીધી હતી. તે તું સરફ-રાજ પાદશાહને રોશન આફતાબની પેઠે જાણીતું છે. તે કરતાં પેહલાં તો મારા રૂસતમે તારા બાપના હોકમથી સર ફેરવીઉં નહી અને તેનું દીલ તો તારા બાપનાં કોલ ઉપર બાંધેલું હતું તે તમામ વાતથી તું પાદશાહ વાકેફ છે. બીજું તારા બુજરગ બાપની જીંદ-ગીની આખેરી આવી પોહોંચી હશે તેથી તેહમતન રૂસતમનાં હાથે તે મારીઓ ગએઓ અને તેની બદનામી હાલ તેનાં સર ઉપર આવીછે. તે કરતાં જંગલના દરમેઆનમાં નરે શેર તથા મસત અજદા-ઓ પણ અજલની સુંગાલમાંથી ખલાસી પાંમીઆ નથી. તેં શું શાંભલીઉં નથી કે સામેસવારે એ જમાનામાં શી રવેશેની બહાદુરી કીધી હતી? તે જેવા નામદાર પેહેલવાંનને મોહોત મેલીઓ નહી અને વલી મારા બેટા રૂસતમની જેહાંન પેહલવાંનીનો વખત થએઓ

તે દીનથી તે આજ દીન સુધી તારા નેઆગાનોની ખીદમતમાં રહી પોતાના ભારી ગુરજે કરી ખુરાઓને ટાલેઆ જેને લીધે તેઓ ખુશીથી પાદશાહી હકુમત ચલાવા લાગા. અને તારી પાદશાહીના વખતમાં તારાં લશકરમાં કોઇ દાનાવ મરદ રહેઓ નહી કે હમારાં ખાંનદાંનની વફાદારીની હકીકત તુંને શરૂઆતથી કહી સંભલાવે તે કરતાં હમણા તું નામદાર પાદશાહને લડાઇ કરવાની ખાહેસ થઇ છે, પણ તું નામદાર અંદેશો કરી હમણાં પોતાનાં દીલમાંથી કીનો દુર કરી ખુરાઇ જાહેર કરનારા નાપાક લેઆંનતી શેતાન ઉપર ફીટકાર નાંખે તો હું તુંને જેહાંન પેહેલવાંન કેરશાસપનો તથા નામદાર નરીમાનનો તથા નેકનામ સાંમેસવારનો તથા મારા બેટા તાજબખશ રૂસતમનો સરવે ગંજ છે તે આપું. તે ગંજમાં બેમુલાં જવાહેરો તથા જડાવદાર જીન તથા કમરબંધ વગેરે ઘણીએક નાંદેર ચીજો છે, અગર જો તારી મરજીમાં આવે તો તે તમામ ગંજ તથા ખજાંનો લેઇને હું તારી ખેદમતમાં તારા ફરમાબરદાર બંદાની મીસાલે રેહું, અને તું અમારી ઉપર 'સાહેબી ભોગવે. એ રવેશે નામુ લખી પેલા નાંમાનાં લાવનાર ફરીશતાંની સવારને ઘણાએક ઉંચાં ખેલઅત તથા સરપાવ બખશેશ કીધો, તેમાં એક ઘણોજ સરસ, તમામ સુનેરી સાજ સાથનો અરબી ઘોડો તથા જવાહેરથી મઢી લીધેલી કોહલા અને તે વગેરે બીજી ઘણીએક બેમુલી ચીજો આપી. તેવાર પછી નામદાર, દાનેશમંદ જાલેજરે પોતાના શાહ નામના વજીરને પોતાનાં નેઆગાનોનાં ખજાનામાં જે હદીઓ ઘણોજ ઇઆદગારી તરીકે રાખીઓ હતા તે તમામ હદીઓ પાદશાહ બહમનને વાસતે આપીને પેલા હેજબ સાથે પાદશાહ બહમનની નજદીક મોકલેઓ. જેવારે જાલેજરનો વજીર પાદશાહની નજદીક જઇ પોંહોચેઓ તેવારે પેલો તમામ હદીઓ પાદશાહ બહમનને સર નમાવી નજર કીધો, અને જે કાંઇ દાનાઇનાં સખુન નામદાર જાલે ઓજરખાહીથી કેહેવાડીઆ હતા તે તમામ બુલંદ આવાજે કહેઆ, તે સાંભલી પાદશાહ બહમન ગોસસામાં આવીઓ અને તે હદીઓ પોતે કબુલ નહી કીધો અને હોકમ કરી તેજ વખત તે બેકીંમતી હદીઓ પાછો ફેરવીઓ, તથી શાહા વજીર તમામ અસબાબ પાછો લેઇ દરદ ભરેલાં દીલથી અફસોસ કરતો રસતો કાપતો જાબુલની તરફ ચાલીઓ.

જેવારે શાહા વજીર જાબલની નજદીક જાઇ પોંહોંચીઓ તેવારે

સરવે હકીકતથી તે વજીરે જાલને વાકેફ કીધો. તે શાંભલીઆથી બુદ્દો દસતાંન નેતરનાં જાહાડની મીસાલે ધુજવા લાગો અને બહમનનાં એવાં કામથી પોતે ઘણો અજબ રહી પોતાનુ સર જમીન ઉપર નીચું નાંખી કેટલીએક વાર અંનદેશો કરી પોતાનાં સેપેહસાલારોને બોલાવી તમાંમ દાસતાંન અવલથી તે આખેર લગી તે નામદારોની નજદીક કહી સંભલાવી. તેવારે તે લોકોએ જવાબ દીધો કે અએ નાંમદારી ભરેલા જાલેજર! પેહલાંતો તેં તારી પોતાની દાનાઇથી પુરતો વીચાર કરીને અનારી એ બાબતમાં મસલહત લીધા વગર બેહદ ખજાનો તથા જવાહેર તે પાદશાહ પાશે મોકલેઓ અને ઘણીએક મીનતથી સુલેહ તેં કરવા માગી પણ તે બેઅકલી પાદશાહે આપણી સાથે સુલેહ રાખી નહી અને આપણો ખજાંનો કબુલ નહી કીધો તો હવે આપણે તેથી શા વાસતે ધાસતીમાં રહીએ. તું જોકે તે બેઅકલી પાદશાહના લશકરની શી રવેશે અમો લડાઇના મેદાનમાં પાએમાલી તથા કચડઘાન કરી નાંખીએ છઇએ. અમો લોકોએ અમારા જીવ તારા તનની નજદીક ઢાલની મીસાલે પકડેઆછે. શા વાસતે કે એક દહાડેબી અમો તારા ખાનદાંનથી આજુરદે થએઆ [illegible]ી તો હવે જાંહાં લગી અમારા તનમાં જાંન છે તાંહાં લગન અમો એનાં લશકર સાથે લડશું. કદાપી એ રોઇંનતન અસફંદીઆરનો જાહેલ તથા હુલર બેટો બેશુમાર લશકર સાથે આવશે તો અમો એનો કશો દર રાખવાના નથી. જે રવેશે તહેમતન રૂસતમે માજંદરાંનમાં લડાઇ કીધી હતી તે મીસાલની અમો એક સખત લડાઇ બહમનનાં લશકર સાથે કરશું. એવા સખુન લશકરનાં સરવે સરદારોથી શાંભલી જાલનાં દેલમાં ધીરજ આવી. પણ તે નામદાર પોતાની દાનાઇથી પોતાના દેલ સાથે કેહવા લાગો કે મારા ખાનદાંનનો પડતો દહાડો આવીઓછે, કારણ કે મારા ખાનદાંનનો રોશન આફતાબ અસત પાંમીઓછે તેથી મારા ખાનદાંનનું બખત સીહા થએઉછે બલકે તમામ જાબુલસતાંનનો દહાડો બરગસતે થએઓછે, કેમકે મારો બેટો પેહેલવાન રૂસતમ ગુજરી ગએઓ છે. તે બદબખતીના સબબે કરી મારા લશકરનાં તંન પોલાદનાં લોહોડાના હોશે તોબી તે ઇરાનના પાદશાહ બહમનનાં લશકરથી મોમની મીસાલે નરમ થઇ જાશે—એ રવેશે પોતાની દાંનાઇથી અંદેશો કરી પોતાની આંખમાંથી આંસુ વરશાવી તે નામદારે ઘણીએક રનકુટ કીધી. પછી

પેલો તમામ ખજાનો પાદશાહ બહમને નહી લીધો હતો તે પોતાના લશકરને વેંહચી આપીઓ તેથી તે તમામ લશકર તવંગર થએઉં અને સરવે કોઇ પોતાની હુશીઆરીમાં રહેઆ.

---

## પાદશાહ બહમન લશકર લેઈ જાબુલસતાનમાં આવી પોંહુંચેઓ તે વગેરે બીજી દાસતાંન.

——:oo:——

ખાંમદાદે પોતાનો જરીનો ઝુનદો ઉઠાવેઓ અને લાજવરદી આસમાન ઉપરથી સેતાગનું લશકર મારી હટાવીઉં ઇઆને આફતાબ નીકલીઓ તેવારે પાદશાહ બહમને પોતાનાં લશકરને નીલના દરીઆવની મીસાલે મોજ મારતું જાબુલસતાંનની તરફ રવાંને કીધું. તે લશકરનાં નગારાંનાં ભારી આવાજે કરી જેહાંન ધરતીકંપની માફક આંચકા ખાવા લાગી હતી. જેવારે બુઢા જાલેજરે એ ખબર શાંભલી તેવારે ગમગીન થઇ જાબુલ શોહેરનાં દરવાજા બંધ કીધા અને કોઇને શોહેરમાંથી બહાર જવા દીધાં નહી અને ઇરાંનની રાહના દરવાજા ઉપર ઘણીએક હુશીઆરીથી પેહલવાંનોના ચોકી પોહોરા રાખીઆ અને તે દરવાજા ઉપર જાલેજરે ખુદ પોતાની બેઠક રાખી હતી. જેવારે પાદશાહ બહમન ઇરાંન તરફથી લશકર સાથે જાબુલસતાનની તરફ કુચ કરતો અને રાહ માપતો આવીને જાબુલથી કેટલોએક દુર છાવણી કરી પડીઓ, તેવાર પછે જાંમાસપને તથા પેશુતનને કહીઉં કે આજ રોજે આપણે તરણ જણ આપણા લશકરમાંથી બેમાલુમ છુપીઆ બાહાર નીકલીને જાબુલ શોહેરનાં કીલલાની નજદીક જઇએ અને જોઇએ કે આપણને કહી તરેહથી લડાઇ ચલાવવાની દરૂસત પડશે. એ રવેશનો વીચાર કરી પાદશાહ બહમન તથા જાંમાસપ તથા પેશુતન એ તરણે જણા લશકરમાંથી છુપીઆ બાહર નીકલી આગલ ચાલવા લાગા, તેમાંથી સગફરાંજ પેશુતન આગલ તથા પાછલ ચાલવા લાગો. એમ કરતાં પેશુતન એખલો જાબુલ શોહેરનાં દરવાજા આગલ જઇ પોંહોંચીઓ. તાંહાં તે દરવાજાનાં બરૂજ ઉપર જાલેજરને ઉભેલો દીઠો તેજ વખતે પાક તનના પેશુતને ઘોડા ઉપરથી નીચે ઉતરી બુઢા જાલને સેજદો કરી કહેઉં કે, એ બુજરોગ બુનીઆદના સાંમેસવારના જાલેજર! મારો

તથા જાંમાસપનો ભેદ પાક ઇઅજદાં સીવાએ કોઇ બીજો જાંણતો નથી. હું તુંને તે પાક પરવરદેગારની ખાલેસ દીનનાં સોગનદ લઇને કહું છું કે અમો બેહુ જનાં એવા બેઅકલી પાદશાહને વાસતે હંમેશાં મોહોતને ઇઆદ કરીએ છીએ કે એવા બેઅકલ પાદશાહની ખેદમતમાં રહીએ તેનાં કરતાં મોહોત આવે તો બેહેતર છે. અએ નામદારી ભરેલા જાલ! અમો જે કાંઇ એ બહમનને કહીએ છીએ તે એ સાંભલેછે, પણ એ જાહેલીમાં મસત બનેલો શાહ અમારૂં કહેઉં કાંઇ ખાતરમાં લાવતો નથી અને હમારા કહેવાથી હરદમ ઉલતો ચાલેછે. અગર જો એ બહમન અમારૂં કહેઉં શાંભલતો હોએ તો એ રવેશે તારી સાથે બેમરવતી તથા તોછડાઇ કરી તારા મોલક ઉપર લશકર નહી લાવે. મારા જોવામાં એવું આવેછે કે કોઇ નાપાકજાદાએ દુશમની કરી એ બેઅકલ પાદશાહનું સર નેકીના રસતાથી ફેરવી નાંખીઉં છે. તેથી કરી અમારી કહુલી વાતને તે કાંઇ મચક આપતોજ નથી તથા તેની ઉપર કાંઇબી પોતાનું ધીઆન પુગાડતોજ નથી. જેવારે અમો તારે વાસતે એ પાદશાહને નશીહત દેઇ દીન તથા દુનીઆંદારી બેહુ શમજાવી કહીએ છીયે તેવારે તે કાચાંમગજનો પાદશાહ અમોને કેહેછે કે તમો બેહુજણા ઘણાંએક વરશ જાબુલસતાંનમાં રહી આવેઆ છેઓ। તેથી તમો જાલની તરફદારી કરો છેઓ। એ રવેશે બોલી અમોને ભર મીજલશમાં રોશવા કરે છે. એ તમાંમ સખુન દાનાવ પેશુતનની જુબાંનથી અંદેશામંદ જાલેજરે શાંભલેઆ તેવારે તેણે કહેઉં કે, એ નેકનાંમ શાહાજાદા પેશુતંન! તું એવડી મીનતથી શાવાસતે બોલેછે? હું પોતાની ખાતેર જમેથી જાંણુછેઉ કે એ આપખુદ પાદશાહ કોઇની દાંનાઇ ભરેલી વાતની નશીહત શાંભલવાનો નથી અને એ સરકશી ભરેલો બહમન અકલથી ઘણો ખાલીછે અને તબીઅેતનો ઘણો આકલો છે. પણ અએ નાંમદાર પેશુતંન! તું વલી મારી તરફથી તસદી લઇ પાદશાહ બહમનની નજદીક માંફ માગ અને તેને કેહે કે મારો ગુનાહ થએઓ હોએ તે મને માફ કર અને એ રાહામાંથી ઇરાની લશકર પાછું ફેરવ અને મેહેરબાંન થઇ મને એની નજદીક બોલાવ કે હું એની આગલ આવી એને બુરા અંદેશાની રાહાથી પાછો ફેરવું

એ રવેશે દાનાવ પેશુતંનને કહેઉં તે શાંભલી લેઇ તે નામદાર તાંહાંથી પાછો ફરેઓ. તાંહાં પાદશાહ બહમન સાથે મોલાકાત થઇ,

તેવારે બહમને તે ઉપર ગુસસો કરી કહેઉંકે અએ પેશુતંન! આજ શેને મારી પાસેથી એ રવેશે શાવાસતે તું નાંહાસતો ફરે છે. મારી ખાતેર જમા છે કે હું જે કાંઇ કામ કરૂ છેઉં તે તુંને પશંદ આવતું નથી. હવડાં તું મારી સાથથી એલાહુદા પરી કાંહાં ગએઓ હતો અને એવડે વારે કાંહાંથી આવેઓ? તે સાંભલીઆ પછે પેશુતંને જવાબ દીધો કે અએ પાદશાહ! હું તારા ફરમાંનથી દુર નથી અને તારી નજદીકે પોતાનો ભેદ છુપાવતો નથી. હું જંગલમાં રાહા ભુલીઓ તેથી ઘોડો ફેરવતો જાબુલ શેહેરમાં જાઇ લાગો તો તાંહાં ઇરાંનની રાહાનાં દરવાજાનાં બરૂજ ઉપર બુઢો જાલ ઉભેલો હતો. તેણે મને દુરથી દીઠો તેવારે તેણે આવાજ મારી કહેઉં કે એ દાનાવ પેશુતંન! તું જેહાંનના બુજોરગ પાદશાહ બહમનની નજદીક જાઇ મારી તરફથી તે નેકનામ પાદશાહને કેહેજે કે—તારી મેહેરબાંની હોએ તો હું એક ખાહેશ રાખુંછું કે પાદશાહ બહમન તસદી લઇ મારો મેહમાંન થાએ અને મારા મેહલમાં આવી મારો જીવ ખુશી કરે તો હું તે તાજનાં રાખનાર પાદશાહ ઉપર મારો તમાંમ ગંજ નજર કરૂં અને જે રવેશે પાદશાહ કેખુસરો તથા પાદશાહ ગુશતાસપને વાસતે મારો મેહલ આરાસતે કીધો હતો તે રવેશે આરાસતે કરૂં અને મારા દેલમાંથી મારા બેટા જેહાં પેહેલવાંન રૂસતમનો ગમ છે તે વીસારી નાંખુ. એ રવેશે બુઢા જાલે મારી પાશે કેહેવાડીઉંછે. વાસતે એ પાદશાહ! તુંને લાએક છે કે એ જગોથી તું મારી સાથે જાબુલ શેહેરમાં આવે અને તે બુઢા યાદગાર મરદની વાત શાંભલે તો ઘણું બેહેતર છે; તે કરતાં પોતાનાં બુજોરગોનાં અમીરો સાથે લડવું સજાવાર નથી. તેવારે કંમઅકલ બહમને પેશુતંનને કહેઉં કે તે બુઢો જાલ મકકર તથા ફરેબથી ભરેલોછે તે કદાચ આપણી ઉપર અંદેશો નાખશે વાસતે એની મીઠી જુબાંનનાં બોલવા ઉપર તું ભરૂસો ના લાવ, કે તે જાલ તો હરરતો જાદુગર છે તેથી આપણા જીવ ઉપર આફત વરસાવશે. તેવારે પેશુતંને જવાબ દીધો કે, એ નાંમદાર પાદશાહ! તુંને એવા સખુન બોલવા લાએક નથી. કારણકે એ નેક બુનીઆદનો જાલ પાદશાહ જંમશેદના ખાનદાનથી ઉતરેલો છે તેથી તે સરફરાજથી એવું કાંમ કદીબી બની શકે નહી. એવી વાત પેશુતંનની જુબાંનથી સાંભલી પાદશાહ બહમન તેની સાથે જાબુલની તરફ ચાલીઓ. જેવારે બુઢા જાલેજરે બરૂજ ઉપરથી પાદશાહને આવતો દીઠો તેવારે શેતાબ પોતાનું સર જમીન

ઉપર મુકીને સેજદો કરી દોવાથી કહેઉં કે અએ તાજને જેબનાં દે-
નાર પાદશાહા! તેં દુર દરાજથી શા વાસતે તસદી લીધીછે? હું
તારા ફરમાબરદાર બંદા ઉપર તારી શી મરજી છે? તેવારે બહમને
જવાબ દીધો કે અએ બદબખત જાલ! હવે તારો દહાડો તારી મુરાદ
માફકનો નથી પણ પડતો આવીઓછે. કે તું કપુરની મીસાલ સફેદ
બાલનો તથા કમાંનની મીસાલે વાંકી પીઠનો થએઓછે અને હજુર
તું મારી મરજીને પીછાંનતો નથી પણ મારી મરજી તો તારૂં બાંણુ
ખરાબ કરવાની તથા તારો જીવ લેવાની તથા જાબુલનો મુલક ખાલી
પાએમાલ કરવાની છે. એ કંમબખત! તેં મારા રૂઇનતન બાપને મરા-
વીને મારો આફતાબ સીહા કરી નાંખેઓ કે તે વખત તેં મકકર ત-
થા ફરેબ કરી શીમુરગને બોલાવીઉં. તે બદ ખસલત મુરગે તારા શી-
ખવીઆથી મારા બાપને મરાવીઓ અને બદ બુનીઆદનો ફરામરજ
કે જેની બુન બેખ દુનીઆમાંથી નેસત નાબુદ થજો. તથા બદબખત
જોહારે કે તેનીબી નસલ આએ દુનીઆમાંથી ગુમ થજો તે બેહુ જાણુ-
કીથી મારૂં દેલ બુન ભરેલું રેહેછે એટલા વાસતે કે એ બેહુ નાપાકોએ
મારા બુજોરગ ભાઇઓ નોશાદર તથા મેહેરનોશને મારેઆછે તેથી
હું તારા મુલકમાં તેઓના કીનામાં લશકર લેઇ આવીઓછું, કે અવવ-
લ તે નાંમદાર પાદશાહોનાં કીનામાં તમાંમ બદ સેતારાનાં દેલ બુનથી ભ-
રેલા કરૂં અને તે કેરદેગાર દાવરની ફતેહમંદીથી તમારી ગરદનમાંથી લોહી-
ની નદી વેહતી કરૂં—વાસતે તું શેહેરમાંથી બાહેર નીકલ અને એવાં
બેહુંદાં બોલવાથી હાથ ઉઠાવ. તેવારે સરફરાજ જાલે તે પાદશાહને કહે-
ઉં કે અએ સરફરાજ પાદશાહ! કોણ કમબખતે અમારી સાથે કીનો ઉ-
ઠાવી તુંને એવી મસલેહત આપીછે કે તે નાપાકને કહીએ કે તારી જગા
ઘણાજ અંધારા દોજખ સીવાએ બીજી હરગેજ થઇ ના હોતી અને
આએ દુનીઆમાં તું કદીબી સુખથી રેહવા પાંમતોજ ના અને દુની-
આંમાં તારી મોરાદ હરગેજ થઇને બર આવતીજ માં; કે એવી મીનત તથા
આજેજી કરીએ છઇએ પણ તારૂં દીલ કશી વાતે પીગલતુંજ નથી. અએ
પાદશાહ! એવી બેદાદીનો પવન માંથામાંથી કાહાડી નાંખ અને ગુસસા ત-
થા કીનાંથી મનને પરહેજ રાખ ને જેહાંનનો પેદા કરનાર જે હકતાલા છે તેની
તરફ નેગાહ કરી જો, કે તુંને પોતાનાં બાપની શું ઇઆદ આવેછે, કે તારા
બાપની ઇઆદગારીની જગોએ તું નાંમદાર પાદશાહ છે. અમો તુંનાંમદાર-
ને અસફંદીઆરકરતાં બેહેતર ગણીએ છઇએ તો તું અમો સાથે સુલેહથી

ચાલ. તે કરતાં તારા બાપ અસફંદીઆરની નજદીક મારા બેટા તેહમતંન રૂસતંમેબી એજ રવેશે મીનત તથા આજેજી કીધી હતી. પણ તે પાકજાદ અસફંદીઆરેબી પીલતન રૂસતમની અરજ નહી સાંભલી અને એમજ તારી મીસાલે કોઈ દુશમનનાં કહેવા ઉપરથી કીનો ઉઠાવીઓ તેથી તે નામવર સરદાર મારીઓ ગએઓ અને તેના દરદથી જેહાંન પેહલવાંન રૂસતમે ઘણીએક જારી કરીઆ કીધી. વાસતે અએ નામદાર પાદશાહ ! તું મેહરબાંન થઈ એ કીનો લેવાના વીચારથી હાથ ઉઠાવ અને હું તુંને મારા બુજોરગોનો બેશુમાર ગંજ તથા ખજાંનો છે તે આપું તે તું કબુલ કર અને તારા બુજોરગોએ અમો જાબુલી લોકોને આબરૂ આપી અમારાં સર આસમાન સાથે લગાડીઆંછે અને અમો તારા બુજોરગોની ખેદમતમાં બંદાની મીસાલે હાજેર રેહેતા હતા, અને તું આજ રોજે અમારી સાથે કીનો ઉઠાવી એકાએક લડાઈ કરવા ચાહેછે માટે એવું બુરૂં કામ કરવું તું નામદારને લાએક નથી. અએ પાદશાહ ! તું જાણ કે હું બુઢો મરદ તુંને ઘણીજ નમનતાઈ સાથે અરજ કરૂં છેઉં તે કબુલ કર અને ગઈ ગુજરી વાતને વીસરી જઈ બનીજ નથી તેવી રીતે ચાલ. તેં નથી સાંભલીઉં કે પાક દીનના મોબેદોએ શું સખુન કહેઆછે? કે જે કોઈ ગુજરેલી વાતને ઈઆદ નહીં કરે તેને દાનાવ મરદ કરી કેહેવો સજાવારછે. મને મોટો દર એ લાગેછે કે એ વાંકી પીઠનો આસમાન બીજી મરતબે કેવી ખરાબી કરવા ચાહેછે. વાસતે અએ મેહેરબાંન પાદશાહ! આએ મારા બુઢાપા તરફ તું મેહેરબાંનીની નજરથી નીગાહ કરી મારી નમનતાઈ ભરેલી વીનંતી સાંભલ અને મને માંફી બખશ કે હું બુઢાપાનાં વખતમાં મારા બેટા તાજબખશ રૂસતમનાં મોહોતથી દરદભરેલો જરદ મોંહોનો થએઓ છેઉં. તે કરતાં હવે મારી જીંદગીની આખેરી આવીછે તો તું નાહક મારા ખુનની બદનાંમી તારા સર ઉપર શા વાસતે ખેંચી લેછે? કે થોડા દહાડામાં મારા રવાંનને પાક દાવરની દરગાહનું બોલાવવું આવશે. અગર જો તું ફરમાવે તો મારા નેઆગાંનોનો સરવે ગંજ તુંને નજર કરી તારા ઘોડાની રેકાબ પકડી તારી ખેદમતમાં ચાલું, અને તું એ જગોથી પાછો બલખબાંમીની તરફ રવાંને થા અને મારા બેટા જોહારેને તથા નબીરા નામદાર ફરાંમરજને તથા પરીજાદ સામને તારે હવાલે કરૂં. એ તરણ પેહેલવાંનો તારી ખીદમતમાં હરદમ ફરમાબદાર બંદાની મીસાલે રેહેશે. અગર તું મારી વાત સાંભળી પસંદ

નહી કરે તો તારી મરજી પછી જે બનવાનું હોશે તે બનશે, અને તારા તથા મારા વચ્ચે તે પાક પરવરદેગાર છે તે સાહેબ જે કરશે તે થશે. બુજોરગ જાલના એ રવેશી બોલવાથી જાંમાસપ તથા પેશુતનનું દેલ બલાપામાં પડીઉં પણ તે બેઅકલ પાદશાહની આંખ આગલથી અકલનો પરદો ગુમ થએઓ હતો તેથી તે બેવકુફ પાદશાહે કશો અનદેશો કીધો નહી. અને જાલેજરને ગાલ દેઈને કહેઉં કે, અએ બદ બુનીઆદનાં કમજોર બુઢા વરૂ! મારી સાથે તું જે કાંઈ બોલે તે આગમજ તું પુરતો વીચાર કર અને પછી બોલ. કે મને તારી સાથે બેદરેગ કામ છે. તેમાં એક તો તારી સાથે પેહલવાંન ફરાંમરજ તથા જંગી જોહારે તથા દાનાવ સામ એ તરણુડે શેર બચાઓનું લોહી મારી તલવાર વટે જમીન ઉપર રેડવાની મને તલબ થઈછે, કે એ તરણેનાં લોહીએ કરી એ જગોની જમીન લાલ ચમનની મીસાલે કરૂં કે એ કામ કીધાથી જેહાંનની અંદર મારી ઈઆદગારી રહે. બીજુ એ કે તું જાલેજરના તનને મજબુત બેરી વટે બાંધી સીહા બંદીખાનામાં નાંખું. તરીજું એ કે તું તારા ખાનદાંનને મારે હવાલે કરે. તેવાર પછી હું બલખબાંમીની તરફ જાઉં પછી તારાં તમામ ખાનદાંનને વાસતે મને જે સારૂં લાગશે તે કરશ. એટલી વાત જે મેં તુંને કહી તે કબુલ કરે અને અગર તુંને એ વાત પસંદ નહી આવતી હોએ તો અમો પાશે તલવાર તથા ગરૂજ સીવાએ કાંઈ બીજું નથી વાસતે દરવાજો ખોલી લશકર સાથે મેદાંનમાં આવ કે અમોને એ જગોએ આવીઆને ઘણાં દાહાડા થએઆછે. જેવારે સરફરાજ જાલે પાદશાહ બહમનથી એવા સખુન સાંભલીઆ તેવારે કેહેવા લાગો કે અએ પાદશાહ! તું કોઈબી રીતે સમજતો નથી વાસતે તારી તમામ ચાલ પેલાં વરૂનાં બચાંની મીસાલની જોવામાં આવેછે કે તેણેબી પોતાનાં પાલનારનેજ ફાદ્દી નાંખીઓ; તેવી હીની ચાલ તારામાં નજર આવે છે કે હમણાં તું જાલનાં ખાનદાંનનું ખુન જમીન ઉપર રેડે, પણ તું તો પાદશાહ છે વાસતે જે કાંઈ તારી મરજીમાં આવે તે ખરૂં. હું તો હજુર મારી બુનીઆદ ઉપર જઈ, અને મારા બુઢાપાના વખતનો વીચાર કરી તારી હોરમતને નેગાહ રાખું છેઉં અને દેલમાં એમ કરી જાણું છેઉં કે પોતાના પાદશાહ સાથે લડાઈ કરૂં તે કરતાં મારૂં મોહોત આવે તે બેહેતર છે. અગરજો તારી મરજી હોએ તો તું એ જગો ઉપર રેહે ઈઆ તારી મરજીમાં આવે તો બલખબાંમીની તરફ

રવાંને થા. તું કીનાને વાસતે એ જગોએ બસો વરસ પડી રેહેશી તોબી જાબુલ શેહેરનાં કોટની એક ઈંટ વટીક ખીસવાની નથી એટલું કહીને ગમભરેલો જાલેજર પોતાનાં મકાન તરફ રવાંને થએઓ.

## આવીઓ તુસનો બેટો ફીરોજ જાબુલના દરવાજા આગલ અને મારીઓ ગએઓ જાલેજરનાં હાથ ઉપર તે વગેરેનો એહવાલ.

——:oo:——

હવે પાદશાહ બહમન બુર્જોરગ જાલેજર સાથે ગોફતગો કરી પોતાનાં લશકરની તરફ રવાંને થએઓ. તાંહાં જતાંવાર સેતાબ હર તરફ ખબરદારીને વાસતે પોતાનાં લશકરમાં ફરતા તલાએઆ મેલીઆ અને રાતને વખત હોશીઆર રહેઓ; શા વાસતે કે પેહલવાંન ફરાંમરજનો દર તેને ઘણો હતો તેથી રાતના ખોઆબબી કરતો નહી હતો કે મબાદા રાતને વખતે આવીને ઈરાંની લસકરમાં શબેખુન કરી પોતાની મોરાદ માફેક કામ કરી નહી જાએ. એ રવેશે જાબુલી લશકરનાં દરથી બીહીને માસ એક સુધી પડી રહેઓ. જેવારે મહીનો તમામ થએઓ તેવારે લસકરનાં અમીરો જઈ પાદશાહને કેહેવા લાગા કે, આપણે કાંહાંસુધી એ મકાન ઉપર પડી રહીએ. આપણે એ મકાન ઉપર લડાઈ કરવાને વાસતે આવીઆ છઈએ કે મકાંન કરી પડી રેહેવા આવીઆ છઈએ? તું જો કે આપણો દુશમન શેહેરની અંદર આસાએશથી મેહેલમાં ખોઆબ કરેછે અને આપણે શા વાસતે દરદસરી ખેંચીએ? જો તારો હોકમ હોએ તો અમો લડાઈ કરીએ. જાબુલી લોકોના જીવ ઉપર જેહાંન સીહા કરીએ. કાંએકે હવે એ જગો ઉપર પડી રેહેવું ઘટતું નથી, તું ઈરાનથી એ મકાન ઉપર લડાઈ કરવાને આવીઓ હોએ તો અમોને હોકમ આપ કે અમો લડાઈ કરીએ. સરવે લશકરની જુબાંનથી એવા સખુન સાંભલી પાદશાહ બહમન અંનદેશાભરેલો થએઓ. તેવારે તુસના બેટા ફીરોજે કહેઉં કે અગર તું મારી સાથે લશકર આપી હોકમ કરે તો જાબુલીઓ સાથે હું એક સખત લડાઈ કરી દેખાડું. મારી સાથે તરીસ હજાર લશકર તઈઆર છે તે લશકર તીરનદાજી મારવામાં ઘણું ચાલાક છે તેને હું સાથે લેઉં શાવાસતે કે તે સવારો જાબુલનાં

કોટની નજદીક જઇ બરૂજ ઉપરનાં આદમીઓ ઉપર તીરનો વરસાદ વરસાવે, પછી આપણે હાથીઓને શેહેરના દરવાજાની નજદીક લઇ જઇએ, જેવારે તે હાથીઓ પોતાનાં દાંતના જખમે કરી જાબુલ શેહેરનો દરવાજો તોડી નાંખે કે તું તમામ લશકર સાથે આવી પોહોંચજે કે તે વખત આપણે શેહેરમાં જઇ જાબુલી લોકોના ખુનની નદી જારી કરી નાખીએ. એ રવેશે તુસના બેટા ફીરોજે કહેલું તે વાત સાંભલી સરવે કોઇ ઇરાની અમીરો રાજી થએઆ.

## લડાઈ કીધી જાલેજરે ફીરોજ સાથે અને મારીઓ ગએઓ ફીરોજ જાલેજરના હાથ ઉપર અને આવી પોંહોચેઓ દેલાવર ફરાંમરજ અને નાહાસી ગએઓ બહમન તે વગેરે બીજું દાસતાંન.

—:00:—

એ રવેશે સરવે કોઇ મસલહત કરી પોતે પોતાના મકાન ઉપર ગએઆ. બીજે દીને બામદાદનો વખત થએઓ તેવારે ઇરાંની લશકરમાંથી નગારાંનો આવાજ નીકલીઓ અને તુસના બેટા ફીરોજે આવી તે લશકરમાંથી તીરના મારનાર પેહેલવાનો તરીશ હજાર સુંટી કાહાડીઆ અને હાથીઓની પીઠ ઉપર લોહોડાંની પાખર નાંખી દબદબા સાથે લશકરની સફ સમારી જાબુલના દરવાજાની તરફ ચલાવીઉં —તું કેહેશે કે ગોએઆ તે લશકર લોહોડાંનો પાહાડ લાગતો હતો. જેવારે તે લશકર જાબુલનાં દરવાજાની નજદીક જઇ પોહોંચીઉં તેજ વખતે કોટને ઘેરો ઘાલી બરૂજોની ઉપરનાં આદમીઓ ઉપર તીરનો વરશાદ વરશાવીઓ. એવો મામલો જોઇ ખુદો જાલ અજબ રહેઓ. પણ તાંહાં કોઇની તાકાદ હતી નહી કે બરૂજની સફીલ ઉપરથી સર ઉઠાવી શકે એવામાં એક હાથીનો માહાવથ પાણીનાં રેલાની મીસાલે હાથીને રેલવતો જાબુલના દરવાજાની નજદીક ગએઓ. તે હાથી એવોતો જોશમો આવીઓ હતો કે પોતાનાં જોરે કરી તે દરવાજામાં એક દાંતનો જખમ મારીઓ કે તેણે કરી તે દરવાજો તુરત તુટી ગએઓ અને તેની આસપાસથી કોટ કેટલોએક ધસી પડોઓ તેથી કોટની પછવાડેનાં માણસો સરવે પરાગંદે થઇ નાહાસવા લાગાં. જેવારે જાલેજરે એવો બનાવ દીઠો તેવારે એક કલેજાંથી સરદ હાએ

મારી કેહેવા લાગો કે, અફસોસ! મને જઇફીનાં દહાડા ઉપર પોતાના પાદશાહ સાથે લડવું પડેછે. અએ દાદગર દાવર! તું એ વાતનો ગુનાહ મારી ગરદન ઉપર રખે નાખતો, કાંએકે મેં એ પાદશાહની મીનત તથા આજેજી કીધામાં કાંઇ બાકી રાખી નથી, પણ એ આપખુદ પાદશાહ કાંઇ સમજેઓ નહી અને આખેર લડાઇ ઉઠાવી આવીઓ તેથી નાચારીએ મને લડાઇ કરવી પડેછે. એ રવેશે પોતાન જીવ સાથે કહી તે જગોથી ઉઠેઓ. તે વખત તેનાં તનમાં એક કુરતું પેહેરેલું હતું. તે કુરતાં સમેત ઘોડા ઉપર સવાર થઇ જાબુલનો બીજો દરવાજો ખોલી શેહેરમાંથી બાહેર નીકલીઓ. અને આહેસતેથી દરવાજાની ખાહી ઉપર જઇ ઉભો. તે જાલની ખાંધ ઉપર ભારી ગરૂજ ઉઠાવેલો હતો. જેવારે પાદશાહ બહમને દુરથી જાલને એ રવેશે આવતો દીઠો તેવારે જાંમાંસપને કહેઉં કે, એ બુઢો વરૂ એમ ચાહેછે કે એ કુરતાંભર આપણી સાથે લડાઇ કરે. તેવારે સરફરાજ જામાસપે પાદશાહને કહેઉં કે, મેં આગલા દાનાવ મોબેદોનાં દફતરમાં વાંચીઉંછે તેથી મને એનો ભેદ ખોલલો થએઓછે કે તે ખબરનાં આપનાર નેક મરદો ઉપર હું આફરીન કરૂં છેઉં કે તે લોકો ખબર આપી ગએઆછે કે જાલેજર બખતર વનાં એક કુરતું પેહેરીને લડાઇ ઉપર સવાર થઇ નીકલશે તેવારે સીસતાંન શેહેરની ખાહી તમાંમ લોહીએ ભરાશે અને ઘણાએક આદમીઓ જમીનદોસત થશે. તે વખત હવડાં જોવામાં આવેછે. અએ પાદશાહ! તું હવડાં નજરે જોશે કે એ જગોની ખાહી તમામ લોહીથી ભરાશે. એ બુઢો જાલ સાંમે સવારનો બેટો છે તેથી એના ગરૂજની ખરેખર મસત હાથીનીબી તાકાત રેહશે નહી, વાસતે તું એ લડાઇથી હાથ ઉઠાવે તો બેહતર થાએ. હવે જાલેજર તુસના બેટા ફીરોજની નજદીક જઇ પોહોંચીઓ તેવારે તે બુજોરગે એક પોકાર મારી કહેઉં કે, અએ ફીરોજ! તું જોકે હવડાં તુંને હું તારા ઘોડાની પીઠ ઉપરથી હેઠો નાંખુચ. અગર તુંને મારી સાથે લડાઇ કરવાની ખાહેશ હોએતો મારી નજદીક આવ. તેવારે ફીરોજે જાલેજરને કહેઉં કે જેહાંનનાં જાદુગરોમાં આજે એક તું જીવતો રહેઓછે, પણ આજ રોજે હું તારાં નામને ગુમ કરી નાંખુંછેઉં. એટલું કહીને જેહેરી પાણી પાએલી છુટભાલડી ઉઠાવી જાલના સીનામાં મારી. તે છુટભાલડી આવતી જાલેજરે પોતાના હુનરથી પકડી લીધી, તે તમાશો જોઇ પાદશાહ બહમન ઘણો અજબ રહેઓ. એવામાં જંગી જાલે કહેઉં કે

અએ શેરમરદ પેહલવાંન! હવે તું બુઢા મરદની બાજુનો જોર તથા હોનર નજરે જોશે. એટલું કહી તેનીજ છુટબાલડી તેનાં સીનામાં એવીતો જોરથી મારી કે તેનો સીનો વીધી પીઠ પછવાડે નીકલી ગઈ તેથી તે તુસનો બેટો ફીરોજ ઘોડાની પીઠ ઉપરથી ખાકમાં પડીઓ. તેવાર પછી જાલેજરે પોતાનો ભારી ગરૂજ ઉઠાવી પેલા હાથીઓની તરફ હોમલો કીધો કે જે હાથી સરવે હાથીઓનો સરદાર હતો. તે હાથીના સરમાં એક ગરૂજનો જખમ એવો તો મારીઓ કે તે હાથીના સરમાંથી આતશનો શોલો નીકલી ગએઓ અને તે હાથી જમીનની ખાક ઉપર મુરદાંની માફક પડીઓ. તે તમાશો જોઈ બીજા હાથીના માહુવદ લોકોએ જાલની ઉપર હાથીઓનો મારો ચલાવીઓ, પણ તે બુઢો જાલેજર તે હાથીઓથી કાંઈ ડરાઓ નહી અને પોતાના ભારી ગરૂજે કરી તે તમામ હાથીઓના મગજ કાહડી નાંખીઆં. તેવાર પછી ઈરાંની લશકર ઉપર હોમલો કીધો તેથી પાદશાહ બહમનનાં લશકરમાં ધરપકડનો આવાજ ઉઠીઓ અને તે નામદાર જાલેજરનાં ગરૂજથી ઈરાંની સવારોનાં તંન, ઘોડા સાથે ગરદાપેચ થવા લાગાં. એવામાં બીજા દરવાજાની તરફથી શેરમરદ ફ્રાંમરજ કીનાં ભરેલાં લશકર સાથે આવી પોંહોંચીઓ. તેનાં લશકરની દાર દપતની ગેરદ કરી આસમાન સીહા રંગનો થઈ ગએઓ. તે નામદાર આવતાંવાર પોતાના લશકર સાથે ઈરાંનીઓની ગેરદ કહાડવા લાગો અને બીજી તરફથી બુઢો જાલ લડાઈમાં ઈરાંનીઓની લોથનાં તેકડા કરતો હતો. જેવારે પાદશાહ બહમને ફ્રાંમરજને જોશથી આવી ઈરાંની લશકર ઉપર હોમલો કરતો દીઠો તેવારે તેથી નાઉમેદ થઈ ઘોડાની લગાંમ પાછી ફેરવી નાહાસવા લાગો તેજ વખતે તેની પછવાડે જાબુલી લશકરે દુંબાલો પકડીઓ અને બેશુમાર ઈરાંની સવારોને ખાકમાં નાંખીઆ. એ રવેશે જાબુલી લશકરે પાંચ દાહાડા સુધી ઈરાંની લશકર સાથે લડી તેની બુનબેખ ઉખેડી નાંખી. જેવારે છઠે દાહાડે આફતાબ નીકલીઓ તેવારે સામેસવારનો બેટો જાલેજર પાછો ફરીઓ અને જે જગોએ પાદશાહ બહમને લશકર સાથે ઉતારો કીધો હતો તે જગોએ આવી પોંહોંચીઓ. તાંહાં ઈરાંની લશકરનો સામાન બેશુમાર પડેલો દીઠો. તાંહાં આવી જાલેજર પાદશાહ બહમનનાં તખત ઉપર બેઠો અને તે જગોનાં સરવે માલની લુટ પોતાના લશકરને વેંહેંચી આપી. તેવાર પછી પોતાનાં જંગી લશકર સાથે પાછો જાબુલમાં જઈ બેઠો પણ તે લડાઈથી નામદાર જાલેજરનો જીવ ઘણોજ ખુશ રેહેતો હતો.

## આવીઓ પાદશાહ બહુમન બલખ બાંમીમાં અને જાંમાસપ સાથે ગોફતેગો કરી બીજી મરતબે લશકર જમા કરી ફરીથી જાબુલસતાન ઉપર ચહડાઈ લઈ ગએઓ તે વગેરેનું દાશતાન

——:oo:——

જેવારે રોઇનતન અસફંદીઆરનો બેટો શાહાનશાહ બહમન ઘુજોરઅ જાલેજરથી મોટી શેકસતે ખાઈ નાહાદો તેવોજ બલખબાંમી-માં જઈ બેઠો. પણ તેનો જીવ ઘણો આજુરદે હતો તેથી તે ગુસસા-માં આવી તુંદાઇ અને મગરૂરીથી કેહેવા લાગો કે જેવારે તામે લોકોથી દુશમનોની મુકાબેલ ઉભું રેહવાતું નથી તો તમોએ મને શા વાસતે રૂસવા કીધો. એક સવાર લોહોડાંનાં પાહાડની મીસાલે જબરદસ્ત હોએ તાબી તેથી ભારી લશકરની મુકાબેલ ઉભું નહી રેહેવાએ. અગર તે જેહાંપેહલવાંન રૂસતમનો બેટો ગરદનફરાજ ફરાં-મરજ લોહોડાંનાં તનનો ધઆ એહરેમન હોએ પણ તે એક પેહલવાંન સાથે તમો તમામ લશકરથી શું લડી નહી શકાએ અને પેલો બુઢો જાદુગર જાલ કાંઇ જેહેરી સાંપ નહી હતો કે તેથીબી ડર ખાઇએ. અગર જો તે વખત ઉપર તમો એકદેલથી લડાઇ કરતે તો તે જાદુ-ગર જાલ તથા જંગી ફરાંમરજ મારીઆ જતે. એવા સખુન શાંભલી પાદશાહ બહમનને તમામ અમીરોએ જવાબ દીધો. કે અએ પાદ-શાહ! તું નેક રવેશથી જાંણેછે કે બલાના આતશમાં કોઇથી હાથ ઘાલી શકાએ નહી, તો એ જાબુલી લડાઇમાં બુઢા જાલેજર તથા જંગી ફરાંમરજ સાથે કોણ લડી શકે? વાસતે અએ પાદશાહ! તું અમો ઉપર ગુસસો ના કર, તે કરતાં તું પાદશાહ ફરમાવે તો અમો કાંઇ તારા હોકમથી દુર નથી. વાસતે જો તું હોકમ કરે તો અમો બીજી મરતબે જાઇ જાબુલીઓ સાથે લડાઇ કરી જાલનાં ખાંન-દાનની નસલ દુનીઆમાં રેહેવા દીજીએ નહી. એવા દેલાશા ભરેઆ સખુન શાંભલી પાદશાહે ઘણોજ ખુશીમાં આવી સેતાબ જાંમાસપને બોલાવી ફરમાંવેઉં કે મારા દેલમાં કીનાએ જોશ કીધોછે વાસતે આ-પણે બીજી મરતબે જાબુલીઓ સાથે લડાઇ કરીએ. એવા સખુન શાંભલી જાંમાસપ નેતરના જાહાડની મીસાલે ધ્રુજવા લાગો. પછી

આહેસતે રહી પાદશાહને કેહેવા લાગો કે, અએ કેઆની પાદશાહની ઈ-આદગાર એશગ! તું મારી વાત શાંભલીને મારા સખુન ઉપર અમલ કર. કાંએ કે તારા ખાંનદાંનનો હું ઘણો નેકખાહ છેઉં તેથી હું તારી ભલાઈ ચાહુંછેઉં કે તું એ લડાઈથી હાથ ઉઠાવ અને એ બુજોરગી ભરેલા જાલેજર સાથે લડાઈ માં કર. તું જાંણેછે કે ઈરાન જમીનની પાદશાહી જે કાંઈ તારા નેઆગાંનોને પોહોંચીછે તે એ જાલેજરનાં બેટા તાજબખશ રૂસતમથી પોંહોંચીછે અને તાજદાર કેખુશરોએ જાદુગર અફરાસીઆબની ઉપર પાકજાદ સીઆવખશાહાનો કીનો લીધો તબી તેહમતન રૂસતમની પોસતપનાંહીથી લીધોછે. તે કરતાં તું પોતાની ખાતર નો[illegible] જાણેછે કે જાબુલસતાનમાં જંગી જાલેજરે તથા જેહાં પેહલવાન[illegible] તારી સાથે શીરવેશથી ખુબી કીધીછે. અને તુંનેબી રૂસતમે પાદશાહી ઉપર બેસાડેઓછે તો હવે આજ રોજે તે નામદારો સાથે અદાવત શા વાસતે લેઈ બેઠોછે? તું એમ કરી કહેછે કે મારા બાપનો કીનો લેઉં તો તું જાંણુતો નથી કે તારો બાપ નાંમદાર અસફંદીઆર ગુજરતી વખતે તુંને શું કહી ગએઓછે કે મારા ખુનનો દાવો જેહાં પેહલવાન રૂસતમ ઉપર કોઈ નહી લીએ, કેમકે મને તો મારા બાપે તાજ તથા તખતની લાલચને વાસતે મરાવેઓછે. તેથી તું જાલના રૂસતમની પનાહમાં રેહેજે કે તુંને ઈરાંનની પાદશાહી રૂસતમ અપાવશે. એ સખુન સરફરાજ અસફંદીઆરે કહેઆ હતા. તો હવે તારા બુજોરગ બાપની નસીહતને ઈઆદ કર અને જાલેજરનાં ફરજંદોનું હેસાંન જાંણ. જેવારે રજાલા બહમને જામાંસપની જુબાનથી એવા સખુન શાંભલેઆ તેવારે ગુસસામાં આવી જામાંસપને કહેઉં કે અએ કમબખત! તું જેવો ખુસામદખોરો દુનીઆમાં હોતાજ માં, કે તું મારો થઈને મારા દુશમનની તારીફ કરેછે અને મને કહેછે કે તું તારા બાપનો કીનો માં લે. જાંમાંસપે નરમીથી કહેઉં કે અએ જવાંમરદ પાદશાહ! તું એવડો ગરમ માં થા; અને આગલ પછવાડેનો અનદેશો કર. તું મારી વાતને નાપસંદ કરી શાંભલતો નથી પણ એ કામ કીધાથી તું પછવાડે પસતાવો ખાશે. જેમકે નીમઠ હસંમ લોહુને પાદશાહી આપી તે વખતેબી તેં મારી વાત નહી શાંભલી હતી અને પછવાડેથી રંજ તથા સખતીમાં પડી પશેમાંન થએઓ હતો. તેજ મીસાલે તું આકેબત શરમીંદા થઈ પશતાવો ખાશે. પછી દુરઅંદેશાથી કહેઉં કે તું પાદશાહ ફરમાવેતો હું સેતાબીથી

લશકર બોલાઉં કાંએકે તારો હોકમ બજા લાવવો એ અમારી ઉપર એક ખાસ ફરજ થઇ પડીછે. અમો તારા ફરમાંબરદાર બંદા છઇંએ. એટલું કહી નાચારીથી જાંમાસપે લડાઇનો સામાન તઇઆર કીધો અને જેવારે તરણ લાખ સવાર તઇઆર થએઆ તેવારે પાદશાહ બહમને ગંજનો દરવાજો ખોલીઓ અને સરવે લશકરને પગાર ચુકવી આપીઆ. પછી પાદશાહે જાંમાંસપને ફરમાંવેઉં કે તું નજુમમાં જો કે મારા બખતમાં હફતેકેશવર જમીનની પાદશાહીછે કે નહી અને હું મારા દુશમન ઉપર ફતેહ મેલવશ કે નહી. તેવારે દાંનાવ હકીમે આસમાંનની તરફ નેગાહ કરી નેક રવેશથી આસમાંનનાં ભેદથી વાકેફ થઇ બહમનને જવાબ દીધો કે તું તમાંમ જેહાનનો પાદશાહ થશે અને એ જમાંનો તારી મોરાદ મુવાફેક ચાલશે. એવી ખુશખબરી શાંભલી પાદશાહ ઘણો ખુશીમાં આવીઓ.

---

## લશકર ખેંચીઉં પાદશાહ બહમને બીજી મરતબે જાબુલસતાંન ઉપર તે ખબર જાલેજરને થઇ તે વગરેનો એહવાલ.

—:00:—

હવે પાદશાહ બહમને એક દહાડો સારો જોઇ શેહેરથી બાહેર પડીઓ અને મેદાંનમાં દેહેરા તંબુ મારીઆ અને એક હફતા લગી રાંમશની કીધી. પછી લશકર સાથે આગલ ચાલીઓ. તે લશકરનો સપેહસાલાર પેશુતન હતો. તે પોતાના પાદશાહનો સખુન બજા લાવવાને વાસતે દરીઆવનાં પાણીની મીસાલે લશકર લેઇ રાહના દરમીઆન ચાલતો હતો. એ નાખુશ ખબર બુજોરગ જાલેજરને થઇ કે પાદશાહ બહમન ભારી ફોજ સાથે બીજી મરતબે લડાઇ કરવાને જાબુલ તરફ આવી પોંહોંચીઓછે તેવારે બુજોરગ જલેજરે સેતાબ પેહલવાન ફરામરજને બોલાવી તે સાથે મસલહત કરી પોતાની ફોજનો શુમાર કાહાડીઓ તેવારે તમામ જાબુલી લશકરનો સીતેર હજારનો શુમાર આવીઓ. પછી જાલેજરે ગંજનો દરવાજો ખોલી લશકરનો પગાર ચુકાવી આપી તે શેતાબ શેહેરમાંથી બાહેર નીકલીઓ અને પોતાના દેહેરા તંબુ મેદાંન બાહેર ઠોકીઆ. તે લશકરમાં નાંમદાર જુહારે તથા શેર જેવા પીત્તાનો ફરાંમરજ તથા ફરોબ તથા તાખારે તથા સખીદીલ

સાંમ તથા પેહલવાન જરદાદ તથા નાંમની ઉઠાવનાર દલેર બાંનુગોશસપ તથા દલેર જરબાનું એ સરવે જાબુલી સમશેર પકડનારા તેમાં હાજેર હતાં. એવામાં હલકારો આવીને કેહવા લાગો કે ઇરાંની લશકર મંજલ દર મંજલ શીતાબ વાએની મીસાલે ચાલીઊં આવેછે. તેવારે જાલે ફરામરજને કહેઊં કે તું લશકર સાથે રેહેમંદ નદીના કીનારાથી દુર મકાંન કરજે તેથી જરાકબી આગલ હરગેજ થઇને વધતો નાં. અને હું સાંમને તથા બાંનુગોશસપને સાથે લેઇ જાબુલ શેહેરની પાસબાંની કરૂં છું કે મબાદા દુશમન તેનો કબજો લે તો તે જગોને ખરાબ કરે નહી. એટલું કહી પાંચ હજાર લશકર સાથે સાંમને તથા બાંનુગોશસપને લેઇ જાબુલ ગએઓ ને ફરાંમરજે રેહેમંદ નદીનો રસતો પકડીઓ—તે ખબર પાદશાહ બહમનને થઇ તેથી પોતાના દેલ સાથે અંદેશો કરવા લાગો કે એ કમબખત જાબુલી લોકો એવા શું જોરાવર છે કે મારાં ભારી લશકરની મુકાબેલ બેદેહસત ચાલીઆ આવેછે. એમ કરતાં ઇરાંની લશકરબી બીજે દહાડે રેહેમંદ નદીના કીનારા ઉપર આવી પોંહોચેઊં અને ડેહેરા તંબુ ચોકેઆ તેવારે શાહનશાહ બહમને પોતાના દાનાવ વજીર પેશુતંનને પુછીઉ કે મકરબાજ જાલ એ લશકરમાં છે કે નહી તેવારે પેશુતને જવાબ દીધો કે જાલેજર પરથમ તો શેહેરમાંથી લશકર સાથે બાહાર નીકલીઓ હતો પણ અંનદેશો કરી પાછો શીસતાંન ગએઓછે. એ રવેશની બીજી લડાઇની શુકતેગો કરી રાત ગુજારી. જેવારે બાંમદાદનો વખત થએઓ તેવારે જાબુલી લશકર ઘોંઘાટ ભરેલુ થએઊં અને બેહુ તરફનાં લશકરમાંથી કરનાંએ તથા વાજીંતરોના આવાજ નીકલીઆ અને સરવે કોઇ સફ ખેંચી ઉભા અને નેજાઓનાં નોક આસમાંનની તરફ ઉઠાવેઆં. હવે જાબુલી લશકરની દાહાબી તરફ લડાએક જરબાનું સફ ખેંચી ઉભી હતી અને જમની તરફ નાંમદાર જોહારે પોતાનાં લશકર સાથે સફ સમારી ઉભોહતો અને લશકરની કલબગાહમાં નામનો ઉઠાવનાર શેરમરદ ફરામરજ ઉભો હતો. પેલી તરફ નાંમદાર પેશુતંને પોતાની સફ સમારી હતી તે લશકરની જમની તરફ પેહેલવાંન બેહરાંમ તથા એલમાશ એ બેહુ દલેરો પાંઉ પેઆદા ઉભા હતા અને તે લશકરનાં હાથમાં નેજા તથા છુટ ભાલડીઓ પકડેલી હતી તથા લશકરની દાબી તરફ પેહેલવાંન અરદેશીર શેરની મીસાલે ઉભો હતો અને પાદશાહ બહમન લશકરની કલબગાહમાં ઉભો હતો. તથા પેશુતંન ગાવીઆંની ઝુનદો લઇ હરોલમાં

ઉભો હતો. એમ કરતાં એક એક તરફથી ધર પકડ ભરીઓ એ-વોતો પોકાર ઉઠીઓ કે તનો શોર સાતે આસમાન લગી જાઇ પોહો-ચીઓ અને ઘોડાની નાલે કરી જમીનબી ધ્રુંજવા લાગી અને તેની ગેરદે કરી તમાંમ જેહાંન સીહા રંગની થઇ અને સવારોના ઘોડા હણંનવા લાગ્યા એ હવેસના શોર શરાર ભરેલા પોકારે કરી જમાંનો શોર ભરીઓ થએઓ અને કરનાંએ તથા નગારાં અને ઘાંટના આ-વાજ નીકલવાથી ગોએઆ આસમાંનબી જમીન ઉપર પડવા ચાહાતો હતો. અને તલવાર તથા છુત ભાલડીનાં જખમે કરી આસમાંનની હવા બંધ થઇ ગઇ. એમ કરતાં બેહુ તરફથી ઘણાએક પેહેલવાંનો મારેઆ ગએઆ તે લશકરના લોહીએ કરી તમાંમ જમીન લાલ ચમં-નની મીસાલે રંગીન નજર આવતી હતી.

---

## આવી પડેઓ દલેર ફરાંમરજ પાંચ સવારો સાથે બહમનના લશકર ઉપર તેથી ઘણુએક તેનું લશકર મારીઉં ગએઉં તે•વગરેનો એહવાલ•

—:00:—

એવામાં નાંમદાર ફરાંમરજ પોતાનાં પાંચ જંગી જાણુલી પેહેલવાંનોને સાથે લેઇ બાંધ ઊપર ભારી ગરૂજ ઉઠાવી પોતાના લશકરની કલબગાહમાંથી બાહેર નીકલીઓ અને મસ્ત શેરની મીસાલે પાદશાહ બહમનનાં લશકરમાં જાઇ પડીઓ તે નામદારે ચેતાબ ઘણાએક ઇ-રાંની સરદારોનાં સર બાકમાં નાખીઆં. પછી તે લશકરની દાહણી તરફ જાઇ તે તરફનાં દશ હજાર સવારોને જમીનદોસત કરી નાંખીઆ અને તેનો સેપેહસાલાર અરદેશીર જખમી થઇ નાહસી ગએઓ. તેવાર પછી શેરને પીતના દલેર ફરાંમરજે જમની તરફ હોમલો કીધો અને તે તરફનાં લશકરમાં ઘણાએક નાંમીચા પેહેલવાંનો હતા તેઓને ચુંટી ચુંટીને મારીઆ. તે દહાડે જાબુલી પાંચ નાંમદારોનાં હાથ ઊપર હ-જારો સવારો મારીઆ ગએઆ. એવો મામલો જોઇ પાદશાહ બહ-મને જાંમાસપ વજીરને બોલાવી કહીઉં કે હમણા મારૂં દલ ઘણું જખમી થએઉં છે કે એ જાબુલી ફરાંમરજ મારા ભારી લશકરમાં પાંચ સવારો સાથે એક જંગલના શેરની મીસાલે આવી પોતાની મુરાદ માફક કાંમ કરી જાએછે તે લોકોને એ ભારી લશકરથી કશોબી દર લાગતો નથી તેથી મારા જોવામાં એવું આવેછે કે એ દુશમનની મુરાદ

મઅલુક કાંમ થશે. હું ધારૂં છઉં કે એ વખત ઊપર મારીબી આખેર આવીછે. જેવારે જાંમાશપે પોતાના પાદશાહ બહમનની જુબાંનથી એવા નાંઊમેદીનાં સખુનો સાંભલીઆ તેવારે તેનું દેલ બલવા લાગું તેથી પાદશાહનો જીવ ખુશી કરવાને વાસતે કેટલોએક દેલાશો દીધો કે તું એવડો નામુરાદ સાવાસતે થાએછે તું જો કે આકેબત તારીજ ફતેહ છે અને એ લોકો પોતાનાં જોરથી આસમાન લગી કુદેછે તો તેનો ફસો મુજાકો નથી. હવે એ જાબુલી લોકોનો દાહાડો બરગશતે થએઓ છે તથા એ તમામ લોકોનાં રોશન બખત સીહા થએઆં છે. એ રવેશે જામાસપની જુબાંનથી સાંભલી પાદશાહ ખુશીમાં આવીઓ અને તેના દેલમાં ગમનો કાંતો હતો તે નીકલી ગએઓ. પછી પાદશાહે પોતાનાં ઈરાંની લશકરને કહેઉં કે તમો સરવે લશકર એકદમ ફરીવલી એ છએ સવારોને વચે ઘેરી લેઓ તો આપણા લોકોને આજાર કમ પોહોંચશે અને વલી આપણી મોરાદ બર આવશે. એવો હોકમ પાદશાહ બહમનનો સાંભલી સરવે લશકર ફરી વલી તે છએ સરદારોને વચે ઘેરી લીધા. એમ કરતાં રાતનો વખત નજદીક આવી પોહચીઓ તેથી એ બેહુ તરફનાં લશકર પાછાં ફરીઆં, અને પોતપોતાના મકાંન ઉપર જઈ આરાએશ લીધી.

જેવારે બાંમદાદનો વખત થએઓ અને ઝલકતો આફતાબ ફીરોજાની ખાંનમાથી બાહેર નીકલેઓ તેવારે બેહુ તરફનાં લશકરમાંથી ફરી કીનાનાં નગારાંનો આવાજ નીકલીઓ અને બેહુ તરફનાં લસકરે આવી મેદાંનમાં સફ ખેંચી. પણ તે દહાડે જંગી ફરાંમરજનું બખત સીહા થએલું હતું અને જાબુલી લોકોનો દહાડો બરગશતે થએઆં હતો તે ઊપર એનો શાએર એમ કરી કહી ગએઓછે કે અગર તું પોતાના બદનમાં શો હાથીનો જોર રાખતો હોએ તોબી જેવારે તારૂં બખત બરગશતે થાએ તેવારે તુંને એક મછર જીવથી મારેછે વાસતે અએ ભાઈ! તે દાહાડાને ઈઆદ કરતો રેહજે.

બેહુ તરફથી લશકર તઈઆર થએઊં તેવારે નાંમદાર ફરાંમરજ બીજી મરતબે પેલા પાંચ જંગી જાબુલી સવારો સાથે જોસમાં ઈરાંની લશકરમાં જઈ પડીઓ અને તલવારથી તથા નેજાથી બેશુમાર લશકરને ખાકમાં નાંખીઊં તેથી ઈરાંની લશકર ધાભરૂ પડી નાહસવા લાગું. તેવારે પાદશાહ બહમન ગુસસામાં આવી પોતાનાં લશકરમાંથી સાહઠ હજાર ખાસ સવારો સાથે લેઈ ફુલજંમના

દરીઆવની મીસાલે જોશ કરતો આવી પોહોંચીઓ અને તે છ જાબુલીઓને વચમાં ઘેરી લીધા પણ દલેર ફ્રાંમરજ મસત શેરની મીસાલે દાહાબી તથા જમની તરફ દોડવા લાગો અને ઇરાંની લશકરમાં લોહીનો વરસાદ વરસાવવા લાગો. તે નાંમદારની તલવારથી બેશુમાર ઇરાંનીઓના સર ખાક ઊપર પડેઆં તેથી બહમનનાં લશકરે ચાહીઊં કે મેદાંનમાંથી ઘોડાની લગાંમ ફેરવી નાહસે પણ પાદશાહ પોતે તલવાર પકડી મેદાનમાં ઊભો હતો તેની હીમતથી સરવે કોઇ લડવા લાગા. જેવારે જાબુલી લશકરે દુશમનથી એવો મામલો દીઠો કે પોતાના છએ નાંમદારો ઇરાંની લશકરનાં ઘેરામાં આવેઆછે તેવારે જાબુલી લશકરે એકદંમ હોમલો કીધો તેથી કરી રસતાખેજની મીસાલે શોર ઊઠેઓ. એમ કરતાં બેહુ તરફનાં લશકર એક એક સાથે ભેલાઇ ગએઆં તેથી બે દહાડા અને બે રાત લગી એક સુલતાંની લડાઇ જારી રહી. પણ જાબુલી લોકો ઊપર જેહાંન તંગ હતી તેથી તરીજે દહાડે બાંમદાદને વખત એક સખત પવન એવોતો ફુકીઓ કે જાબુલી લશકરની આંખમાં બેશુમાર ગેરદ ગેઇ અને તે પવને ફરી જાબુલી લશકર આજેજ આવીઊં તેથી સરવે કોઇ લગાંમ ફેરવી નાહાસવા લાગા પણ તેઓની પીઠ પછવાડેથી ઇરાની લોકોએ દુંબાલો પકડીઓ અને જાબુલી લશકરમાંથી ઘણાંએક સરદારોને મારીઆ અને ઘણાએકને જખમી કીધા તે લશકરની દોર દપતમાં સીપેહસાલાર જોહવારે મારેઓ ગએઓ. તે નેક ખાંનદાંનનાં સરદારનાં મોહોતથી સરવે કોઇ અફસોસ તથા ગમ ખાવા લાગા અને જેવારે જાબુલી લશકર થોડું રહી ગએઉં અને ઘણું આજેજ થઇઊં તેથી શીતાબ પોતાનાં મકાંન ઉપર જાઈ ઊભું. જેવારે રાતનો વખત નજદીક આવીઓ તેવારે પાદશાહ બહમન પાછો ફરી પોતાનાં તખત ઉપર આવી બેઠો અને વજીર જાંમાસપને કેહેવા લાગો કે એ એહરેમન બચો ફ્રાંમરજ સખત લોહોડાંનોછે ઇઆ કોઈ માજંદરાંનનો ભારી દેવ છે કે એને બેશુમાર ઇરાની લશકરની તલવાર તથા ગરૂજથી તો કસો દર લાગતોજ નથી અને ઇરાની દલેરો તથા પેહેલવાંનોને તો કુચ બીશાદમાં ગનતોજ નથી અગર એ ફરતો આસમાંન મારી મદદ નહી કરતે અને એ સખત તોફાંનનો પવન નહીં ફુકતે અને એ જાબુલી લશકરની આંખમાં ખાક નહી જતેતો આજ રોજની સુલતાની લડાઇમાં આપણાં લશકરમાંનું એકબી આદમી સલામત રહી શકતે નહી તેથી મને ધાસતી લાગે છે

કે કાલ રોજની લડાઇમાં તે હવે ફરાંમરજનાં લશકરથી આપણા લો-
કો ઉપર શી મુસીબત ગુજરશે. તેવારે જાંમાસપ હકીમે જવાબ દીધોકે
અએ પાદશાહ તું કશો અંનદેશો મા કર કેમકે એ જાબુલી લશક-
રમાંના એક સવારનેબી તું બાંમદાદને વખતે દેખશે નહી. એ રવેશે
પાદશાહ બહમન તથા હકીમ જાંમાસપ ગોફતેગો કરતા હતાં. હવે
એ નામાનો બનાવનાર શાએર કેહેછે કે પેલી તરફ જેવારે જાબુલી
લશકર જખમી હાલ સાથે શેકસત ખાઇ નાહાઠું તેવારે સરવે કોઇ
રાતનાં એક બીજાસાથે મનસુબો કરી કાબુલની તરફ ગએઆ. તે ઉપર
એનો શાએર અબુતાએર તુસી કેહેછે કે એ આસમાંનની ચાલ એવીછે
કે કબી લડાઇમાં ફતેહ બખશોને જીવ ખુશી કરે છે અને કબી લડાઇમાં
શેકસતે આપી ગમગીન ચેહરા સાથે રંજીદા કરેછે.

હવે જેવારે બાંમદાદની રોશની જાહેર થઇ ઇઆને સફેદીની ચાદ-
રને પાહાડની કધંન ઉપર નાંખી ઇઆને આફતાબ નીકલીઓ તેવારે
એક સવારે જંગલની તરફથી દોડતો આવી પાદશાહ બહમનને ખબર
આપી કે અએ જેહાંનનાં પાદશાહ! આજ ગઇ રાતે ફરાંમરજ પોતા-
નાં લશકર સાથે નાહસી ગએઓછે અને તેનાં લશકરનો એકબી
સવાર રહેઓ નથી અને તમામ ડેહેરા તથા તંબુ ખાલી પડીઆછે. તે
વધાઇ સાંભલીને પાદશાહ ખુશી થએઓ. પછી હરતરફ સવારોને
શીતાબીથી દોડાવીઆ કે પેહલવાન ફરાંમરજની શોધ કરી પકડી
લાવે. એ ફરાંમરજ રૂસતમનો બેટો થાએછે વાસતે જો એ હરકેથે
છુપાઇ બેઠો હશે તો આપણું કામ મુશકેલ થઇ પડશે વાસતે તેની
જોસતેજો સારી રવેશથી કરે. તે હોકમ સાંભલી ઇરાંની સવારો ઘોડા
દપતાવી ગરદનફરાજ ફરાંમરજની જોસતેજો જાબજા કરવા લાગા પણ
તે જગોએ તેની કાંઇ નીશાંન પામીઆ નહી તેવારે પાદશાહની
ખાતરનીશાં થઇ કે એ જગોથી જંગા ફરાંમરજ નાહસી ગએઓછે પછી
તે જગોથી ઉઠી પાદશાહ બહમને જાબુલીઓના ઉતારાની જગોએ જઇ
તે જગોની સરવે લુટ ઇરાંની લશકરને આપી દીધી અને તે ફતેહની
ખુશીમાં તરણ દહાડા અને તરણ રાત મીજલેસ સમારી સરવે કોઇ
ખુશીથી શરાબ પીવા લાગા અને રાંમશગરોનાં આવાજે કરી પોતાનો
જીવ ખુશી કરતા અને ગમને દુર કરી નાંખતા હતા. એમ કરતાં
ચોથો દાહાડો થએઓ તેવારે પાદશાહ બહમને પોતાનાં લશકરનાં
અમીરોને બોલાવી કહેઉં કે હવે આપણને એક વખતની મરદાંનગી

કરવી બાકી રહીછે કે આપણે સીસતાનની તરફ જઇ તે જગો ઉપર જાલેજર બેઠેલોછે તેને પકડી લીજીએ. એવો એતફાક પોતાના અમીરો સાથે કરી બાંમદાદને વખત તમામ લશકર સાથે તે પાદશાહે સીસતાનની શાહા પકડી.

---

## ખબર થઈ જાલેજરને ફ્રશંમરજનાં નાહાસવાની અને બહુમન સીસતાંનની તરફ આવીઓ અને તેનું લશકર સીસતાંનને ઘેહેરો ઘાલી પડીઉં તે વગેરેની દાશતાન.

——:oo:——

જેવારે એ ખબર સાંમના દસતાંન જાલેજરને થઇ કે પાદશાહ બહમન લશકર સાથે આવી તારા શેહેરને ઘેરો ઘાલી પડીઓછે અને તારો નામદાર બેટો જુહારે મારીઓ ગએઓછે અને શેરમરદ ફ્રાંમરજ કાબુલની તરફ નાહાસી ગએઓછે એવી નાખુશ ખબર શાંભલી બુઢો જાલેજર પોતાના દેલથી એક સરદ હાએ મારીને આંખમાંથી આંસુની જગોએ લોહી વરશાવવા લાગો અને કેહેવા લાગો કે અએ ગંમ ભરેલા જમાનાં તેં આખેર અમોને ગમમાં નાંખીઆ પણ શું કરૂં આજ રોજે એ અંમખી ખેંચવો પડેછે, અને હવે મારી મોલકની સરવે વેરાંન થશે. મારો દહાડો કેવો ઉંધો આવીઓછે કે મારો શેરનો ચુંગાલનો ફ્રાંમરજ મારેથી દુર જઇ પડીઓ અને જહવારે જેવો બેટો કમીનાં દલેરોનાં હાથ ઉપર મારીઓ ગએઓ. અએ બારે હકતાલા! એવો દાહાડો મારે થકી કેમ રહેઓ હતો, પણ અએ દાદગર દાવર! હું નહી જાંણતો કે હવે પછી મારી ઉપર શુ બનાવ બનશે તેનો મને ઘણોજ અફ્સોસ લાગેછે અને હું હરરોજ પોતાનું મોહોત માંગુંછેઉં તોબી મારૂં મોહોત હજુ આવતું નથી અફ્સોસ કે મારો રોશન આફતાબ વાદલમાં છુપાઇ ગએઓ. હવે મને પોતાના હાલ ઉપર રડવું આવેછે, હું નથી જાણતો કે મેં જેહાંનમાં એટલી બધી શું તકસીર કીધીય કે તેનો બદલો મને હમણાં બુઢાપામાં મલેછે અને જમાંનો એટલો બધો તો મારો મુદઇ થઇ બેઠોછે કે મારૂં જીગર શેરમરદ ફ્રશંમરજ આએ વખત ઉપર નાહાસી ગએઓ. એ રવેશે જાલેજર પોકાર મારતો હતો એવામાં એક

એલચી બહમનની તરફથી આવી પોહોંચીઓ, તે ખબર જાંબેજરને થઇ તેથી તે એલચીને શીતાબ નજદીક બોલાવીઓ તેવારે તે એલચીએ જાંબેજરનાં હાથમાં એક નામું આપીઉં તેજ વખતે તે નામાને બોસા દેઈને સર ઉપર ચહડાવીઉં પછી તે નામાંની મોહોર તોડી એક ખબરદાર મુનશીનાં હાથમાં આપીઉં તેથી તે મુનશીએ હાથમાં નામું લેઇ બાંગેબોલંદ વાંચવા લાગો. તે નામામાં પરથમ પાક ઇઝ્‌જદાનું નામ લખેલું હતું પછી લખીઉં હતું કે અએ જાંબેજર તું જો કે પાક ઇઝ્‌જદાં એવો તો અજીમ કુદરતનો સાહેબ છે અને તેણે આપણે વાસતે શું શું ચીજો પેદા કીધીછે અને તે ચીજો ઉપર આપણું એકીન આવેછે તું જો કે એકીન નહીં હોએ તો વગર થાંબે આસમાન કેમ રેહે, વલી જો કે એક કતરા પાણીમાંથી શી રવેસે ઇનસાંન પેદા થાએછે તો તેની કુદરતનો કોઇ વાકેફગાર નથી વાસતે હું ચાહુંછું કે એ ફેસાદ તથા ફીતનો તોડી નાંખીએ કે ના હક ગરીબ રઇએત મારી જાએછે વાસતે મારી ખુશીછે કે તારા ફરામરજનો બેટો સાંમ કે જે પરીને પેટે પેદા થએલોછે તેને મારી ખેદમતમાં આપ કે તે મારી મીજલેશમાં બેશે અને હું તેને જોવાથી ઘણો ખુશી થાઉં અને એ સાંમને જોવાથી મારી બાકીની ઉમર ગુજારૂં એ પાકજાદ મરદ મારી પાદશાહીમાં હોએતો મારી પાદશાહી આબાદ ચાલે. જો તું મારો બોલ કબુલ રાખે તો હુ સરવે ફેસાદ દુર કરી સાંમને લેઇ ઇરાંન જાઉં કાંએજે સામ એક તરફથી જોઉંતો તે પાદશાહ જંમશેદની બુનીઆદનો અને બીજી તરફથી જોઉતો પરી પાદશાહ ફરેતુસની બુનીઆદનોછે તેથી એ નામદાર મરદ મારી નજદીક હોએ તો મારો જીવ તેને જોવાથી ખુશી ભરેલો રહે. એમ કરતાં તારી ખાતેરમાં નહી આવેતો મારી સાથે લડાઇ કર. જેવારે બુદ્રાંજાંબે એ રીતનું નામું શાંભલીઉં તેવારે તે ઘણો ખુશી થએઓ. અને સાંમને બોલાવી કેહેવા લાગો કે અએ ઉંચ બુનીઆદના બેટા સાંમ! તું મારાં કલેજાંના જખંમનો પટો છે અને પાદશાહ બહમન તુંને માંગેછે અને તારો બાપ ફરામરજ એ વખતે મારી નજદીક નથી અને પાદશાહ બહમને એ રીતે નામું લખીઉંછે. તેવારે રોશન દેલના સામે જવાબ દીધો કે અએ મેહેરબાન દેલનાં બાપ! જે કાંઇ તારો હોકમ હોએ તે બજા લાઉં. એ બહમનથી તથા એના લશકરથી હું કાંઈ ડરતો નથી વાસતે જો તું કેહે તો બહમન સાથે ઇરાન જાઉં અને

તારો હોકમ હોએ તો પાદશાહ બહમનની લડાઈમાં જાઉં; જેવારે ગુજોરગ જાલેજરે પાકજાદ સામની જુબાંનથી એવા સખુન સાંભલીઆ તેવારે તે ઘણોજ ખુશી થાએઓ અને એક નામું પાદશાહ બહમન ઉપર દુઆદગાહી ભરેલું લખીઉં. તેમાં એમ લખીઉં કે અએ પાદશાહ! તું રોશન દેલ સાથે ઈરાનના તખત ઉપર જીવજે અને તારા દુશમનો ઉપર તું હમેશા ફતેહથી ફાવજે! અએ દાંનાઈ ભરેલા પાદશાહ! તું જોકે મારા બેટા જેહાન પેહલવાન રૂસતમે તારી સાથે કેવું નેક કામ કીધું છે કે નેકનામ રોઈનતન અસફંદીઆર ગુજરીઆ પછી તુંને જાબુલમાં લાવીને પરવરશ કીધો અને વલી પાદશાહગોશતાસપના ગુજરીઆ પછી તુંને ઈરાંનનાં તખત ઉપર બેશાડેઓ અને તારા સર ઉપર પાદશાહી તાજ મેલીઉં; તેથી તુંને પાદશાહી મલી છે. એવી રંજ તારે વાસતે તાજબખશ રૂસતમે ખેંચીછે તો તેનાં બદલામાં તું હમણાં એવી નવાજેશ કરેછે. તોબી હમો સરવે તારા ફરમાંબરદાર છઈએ. વલી તેં લખીઉં કે શેરદેલ ફરામરજના બેટા પરીજાદ સાંમને મારી હજુર મોકલ, પણ અએ નાંમદાર પાદશાહ! જો તારી મેહેરબાની છે તો સાંમ તુંને મલવા આવેછે, તેની સાથે એખલાસ કરી સાંમને પાછો વદેઆ કરજે અને તારી સાથે સાંમ રાજી થઈ ઈરાન આવે તો બેલાસકથી તે સરજમીન ઉપર લેઈ જાજે. એ રીતનું નામું લખી ગરદનફરાજ ફરામરજના બેટા જંગી સાંમના હાથમાં આપીઉં તેવારે પાકજાદ સાંમે ઘોડા ઉપર જીન નાંખીઉં અને પેલા પાદશાહ બહમનના એલચીને કહીઉં કે તું જા અને શેતાબીથી પાદશાહ બહમનને ખબર કર કે જંગી ફરામરજનો બેટો સાંમ તારી ખેદમતમાં આવે છે તેજ વખત એલચીએ દોડતો જઈ પાદશાહને કહીઉં કે જંગી ફરામરજનો બેટો સાંમ નામદાર પાદશાહની જનાબમા ગુજોરગ જાલેજરનું નામું લેઈ આવેછે. તે વખત તે મકાન ઉપર જાંમાસપ હકીમ ઉભેલો હતો તે એવી વાત સાંભલીને શીતાબ પાછો ઘોડો ફેરવી પોતાના પેશુતનની નજદીક ગએઓ અને કેહેવા લાગો કે આજરોજે જાબુલસતાંનની પુરીજ ખરાબી થશે અને માહેતમ પડશે કાંએક હવે એ બુઢો જાલ દેલમાં કાંઈ અંનદેશો કરતો નથી નાહદાંનીની ચાલ હાલમાં એને મારેછે. તું જોકે પાદશાહ બહમન એ રીતનો એ જાલનો દુશમન થઈ લાગોછે અને કોણ જાણે જાલ ઉપર એ પાદશાહે નામું લખેઉં છે કે તેથી જંગી

ફ્રાંમરજના બેટા પાફ્જાદ સાંમને બુઢા જાયેજરે પોતાનું નામું આ-પીને મોકલીઓ છે વાસતે તું જોકે આજે રસતાબેજ નજર આવશી એટલું જાંમાસપનુ બોલવું કે જાબુલની તરફથી પાંનશો સ-વાર સાથે સાંમ ચાલીઓ આવેછે—જેવારે પાદશાહ બહમને દુરથી સાંમને આવતો દીઠો તેવારે પાદશાહે શીતાબ સપેહસાલાર અરદેશરને બોલાવીઓ. અને તેના કાનમાં કાંઈ વાત કહી તેથી પેહેલવાન અરદે-શર દશ હજાર સવાર લેઈને જંગી સાંમને એસતેકબાલ લેવા ગએઓ અને પાદશાહ બહમન હાથી ઉપરથી ઉતરી પોતાના તખત ઉપર જઈ બેઠો શાવાસતે કે તેણે મરદુમ આજારીનું કાંમ કરવું હતું. જેવારે પેહેલવાન અરદેશર દશ હજાર ફોજ સાથે સાંમને જઈ મલીઓ તેવારે સાંમે અરદેશરને ઘણુંજ આદરમાન આપી કેહવા લાગો કે એ પેહલવાંન ઉંચી બુનીઆદનાં ગેવના નબીરા અરદેશર મારા નેક ખાંનદાંનમાંનાં બેજંનની ચેરાગ હું તુને જોએ આથી આજરોજે ઘણો] ખુશી થએઓ છું. તેવારે અરદેશર કેહેવા લાગો કે એ નાંમદાર સાંમ આજ રોજે મારા પાદશાહ બહમનની મજલેસમાં તું આવીઆથી એક ખુરંમ બેહેશતનાં જેવી તે મીજ-લસ થાશે અને તુંને જોએઆથી સરવે ફેસાદ ભાગી જાશે માંટે પાદશાહ બહમને મને તું નામદારને ઇસતેકબાલ લેવા મોકલેઓછે તો હવે તું જોકે સરવે વાતે જાલબું બખત રોશંન થાશે એ રીતે બેહુજન ગોફતેગો કરતા પાદશાહ બહમનના લશકરની પેહેલી સફમાં દાખેલ થએઆ અને તાંહાંથી બીજી સફમાં પેઠા અને તરીજી સફમાં પાદશાહ બહમન તખત ઉપર બેઠેલો અને તેની પાશે પેશુતંન તથા જામાસપ હકીમબી બેશી પેહલવાંન અરદેશર તથા દલેર સાંમ એ બેહુ નાંમદારો એક બીજા સાથે વાત કરતા આવેછે તેનો તમાશો જોતા હતા.

---

ભાગ પેહેલો સમાપ્ત.

---

## આવી પોંહચી સામની માએ પરી તેને બોલાવવાને પણ સામે તેનો સુખન શાંભલીઓ નહી તેથી તે બહુમનના હાથ ઉપર મારેઓ ગએઓ તે વગેરેની દાસતાંન.

——:00:——

જેવારે પાદશાહ બહમને તદબીરથી જાલેજર ઉપર નોજવાન સામને બોલાવીઆનું નાંમું લખેઉં તેવારે તે ખબર ગેબથી પરીના પાદશાહ ફરેતુસ જે પહેલવાન સાંમનો મમાવો થાએ તેને થઇ કે આજરોજે ગરદન ફરાજ ફરામરજના બેટા પેહલવાન સામનો વાખો થશે તેથી પોતાની બેટી જે સામની માએ હતી તેને બોલાવી કેહેવા લાગો કે એ બેટી તું શેતાબીથી જઇ તારા બેટા સામને મારી નજદીક બોલાવી લાવ કાંએકે મને ગેબથી એવું માલમ પડે છે કે હવે સાંમેસવારનાં ખાંનદાંનમાં ભારી માહેતંમ પડશે અને તેની નસલમાં કોઇ સલાંમત રેહેશે નહીં. એ રવેશે કજાનો બનાવ હોવાથી આજ રોજે પાદશાહ બહમને તારાં બેટા સામને ફરેબથી પોતા પાશે બોલાવી તેની ઉપર આફત ગુજારવાનો ઇરાદો કીધો છે વાસતે તું શેતાબ જાઇ તેને મારી નજદીક બોલાવી લાવ કે તે આવી મારા જંગલમાં રેહેશે તો કોઇની તાકાત નથી કે એ જંગલમાં આવી તેને મારી જશે. વાસતે તું જતાંને વાર તારા બેટા પરીજાદ સાંમને એ રીત કેહેજે કે એ બેટા તારા નેઆગાંન જાલેજર ઉપર તથા તારી ઉપર ભારી આફત આવી છે વાસતે તું તારા મમાવાના જંગલની તરફ આવીને આરામથી રેહ. અગર એમ કરતાં તે જો તારી સાથે નહી આવે તો તું તેને સહમજાવી કેહજે કે આએ વખત હરેક તદબીર કરી નાહશી જઇ તારો જાન બચાવી પાછલથી તારાં ખાનદાનની શોભા રાખવાનો છે. એ તરેહથી પોતાની બેટીને શાહાનશાહ ફરેતુસનું સહમજાવી કેહેવું કે તે પરી ઉડીને આસમાંન ઉપર પાંખ મારતી તે જગોએ આવી પોંહોંચી—હવે પેલી તરફ સામે તરીજી સફમાં જવાનો રસતો પકડેઓ હતો. તાંહાં તેની પરીમાદરે તે મેદાનમાં આવી પહેલવાન સામનો રસતો બંધ કીધો અને કેહેવા લાગી કે એ બેટા તું કાંહાં જવા ચાહેછે અને બુઢા જાલના સરમાં ખાક તુ

શાવાસતે નાંખેછે. એટલું પરીનું કેહેવું કે સામની નજર પોતાની પરી-
જાદી માદર ઉપર પડી. આ નામું લખનાર શાએર કહેછે કે જે વખતે
પરીજાદો સામ સાત વરસની ઉમરનો હતો તે વખતથી તેની માદર તેને
પેહેલવાંન રૂસતમને સવાધીન કરી ગઈ હતી તે દહાડેથી તેજ રોજે
સામે પોતાની માએને દીઠી હતી. શાવાસતે કે પરી લોકો સરવે જેહાં-
નને જોએછે અને તે પાક પરીજાદને કોઈ જોઈ શકતું નથી. એક
પોતાનો ખાવંદ ફરાંમરજ જોતો હતો કે તે રોજે પોતાના બેટા
સામની નજર પડી હતી. જેવારે સામે પોતાની માએનો રોશન ચેહેરો
જોએઓ તેવારે હકની દરગાહ તરફ મોંહો કરી પોતાની માએને કહે-
ઉં કે એ માએ તું એ મકાન ઉપર કેમ આવીછે. જો મારો બાપ
નામનો ઉઠાવનાર પેહેલવાંન ફરાંમરજ સાંભલશે તો મારી પીઠ ફાડી
નાખશે. તેવારે તે પરી માદરે જવાબ દીધો કે એ માએની આંખનાં નુર
તું સરવે કોઈને કેમ ખાકમાં નાખવા ચાહેછે? મને આવીઆનીં ગર-
જ કાંઈ હતી નહીં, પણ પાદશાહ ફરેતુશનો ફરમાન તારી ઉપર લાવી છેઉં
તે તું કાંન ધરીને સાંભલ કે પાદશાહ ફરેતુશે કેહેવાડીઉં છેકે તું એક જીવ-
થી ઇરાંન જેર થતી નથી અને જાબુલ સરજમીન કાંઈ ખરાબ થએઆ
વગર રેહતી નથી વાસતે એ બેટા તું મારી સાથે આવ અને એ
બુરા બહમન પાસે મા જા. એ બેટા હવે પછી તુંને કાંહાં જોવસ
વાસતે પાદશાહ ફરેતુસની નસીહત માન અને તે તારા પરીસતાનનાં
પાદશાહ મમાવાનાં જંગલની તરફ આવ કે તું હંમેશાં આરાંમમાં
રેહેશે. તેવારે પેહલવાંન સામે પોતાની માએને કહેઉં કે એ માએ
તું ફરીથી પાદશાહ ફરેતુશની નજદીક જા અને મારી તરફથી બે વાત
સહમજાવી કેહેજે અને વલી કેહેજે કે એ નેકનામ પાદશાહ હું તારાં
જંગલની તરફ આઉં પણ રસતાખેજ સુધી મારૂં મોહોત નહી આવે
તો તે જંગલની આબોહવા હું પસંદ કરૂં. જો તે જગા ઉપરબી
આકિમત મારૂં મોહોત હોએ તો મને માફ કર. શાવાસતે કે મારો
બુજોરગ નેઆગાન જાલ રંજ ખેંચીને મરે અને હું નોજવાન
બેટો તે બુઢા બપાવાને મેલી એશ આરાંમ કરવાને પાદશાહ ફરેતુ-
શનાં જંગલમાં આવી રેહેવું એ વાત ઉપર ખોદાતાલા જીનહાર
રાજી થનાર નથી. વાસતે અએ મેહેરબાન માએ તું શેતાબ જઇ એ જ-
વાબ શહી કરીને લાવ. મોહોતે તો કોઈને મુકીઆ નથી કે મને મેલશે.
વાસતે હવે તું જા ને મારા મમાવાને કેહે કે એ જાલમ બહમનની

ધડાઈથી ફારેગ થઈ તારાં જંગલની આબો હવાની સેહેલ કરવાને હું આવશ. એટલું સામનું કેહેવું કે પરીએ એક આફતાબ પોતાના બેટા સામને કીધી અને કહે કે એ નેક બેટા તારી તથા તારા બાપ ફરાંમરજની હવે પછીની મુલાકાત બારેહકતાલાની દરગાહમાં થશે. એટલું કહી નવધાર આંસું રેડતી આંખો સાથ તે પરી ઉડી ગઈ. તેવારે પેહલવાંન સામ ધાભરો પડી ચોતરફ જોવા લાગો. તેવારે અરદેશર કેહેવા લાગો કે એ બેખુનીઆદના સામ હવે તું શેતાંની કરી ચાલ. એટલું અરદેશરનું કેહેવું કે સામ શર મીંદા થઈ કેહેવા લાગો કે એ ઉંચી બુનીઆદનાં અરદેશર તું એવા નાલાએક સખુન કેમ બોલેછે, તુંને મેહેરદાવરની નજદીક જવાબ દેવો ભારી પડશે. એટલું સામનું કેહેવું કે પેલી દશ હજાર ફોજ પોતાની સાથે હતી તેને પેહેલવાંન અરદેશરે અશારત કીધી તેથી સરવે કોઈ સામને ઘેહેરો ઘાલી પકડી શેતાબ મુશકાં બાંધી ચાબુકનો માર મારતા પાદશાહ બહમનની નજદીક લેઈ ગએઆ. જેવારે પાદશાહ બહમને દુરથી પેહલવાંન સામને એ રવેશે ગીરફતાર આવતો દીઠો તે વખતે હોકમ કીધો કે જેહેરી ચુકની જે ચાદર છે તે લાવે અને એ બેખુનીઆદના સામના તન ઉપર લપેટે. પાદશાહના ખીદમતગાર લોકો એવો હોકમ શાંભલી જેહેરી ચુકની ચાદર લાવી તેની અંદર તે જાબુલી પેહલવાંનને લપેટીઓ. વલી પાદશાહ બહમને હોકમ કીધો કે એને તખતની શીડીની નજદીક નાંખે અને સરવે મીજલસી માનસો એની ઉપર પગ મુકીને ચહડી આવે. એવો હોકમ શાંભલી સરવે મીજલેસી માનસો તેજ પરમાણે સામના બદન ઉપર પગ મેલી ચહડી ગએઆ. એવો મામલો દાનાવ જાંમાસપ હકીમે તથા દસતુરાન દસતુર પેશુતને દીઠો તેવારે પાદશાહ બહમનને કેહેવા લાગા કે એવી જાલમ પાદશાહી કોઈ પાદશાહે કરી ગએઆ નથી અને તું એવી જુલંમ ભરેલી પાદશાહી કરેછે તો એ પાદશાહી કેઆંમત તલગ કાંઈ તુને પોહોંચવાની નથી. તું જોકે કીઆ પાદશાહે એ જેહેરી ચાદરમાં ઈનિસાનને લપેટેલો હતું કે તું એ નેક જાત સામ જે પરીને પેટનો પાદસાહ ફરેતુશની બેટીનો બેટો થાએ અને જે પરીજાદ રોશન ચેહરાવાલા પેહેલવાનને જોએઆથી ઈનસાનનો ગંમ તલે તેવા સામ ઉપર તું એવી જાશતી કરેછે તો હકતાલા તારૂબી મોહોત એવુંજ આપશે. તુંને એવી નાલાએક ચીજ કરવી ઘટારત નથી અને તુંને પાદશાહ

કેહવોબી મુનાસેબ નથી. એ રીતે કહી બેહુ નામદારો ઉઠી ગએઆ અને પોતાનાં મકાંન ઉપર જાઇ સર ખાકમાં નાખી રડવા લાગા અને કે હેવા લાગાકે એ બારે તાલા એવી પાદશાહીનાં વખતમાં અમને શું કરવા પેદા કીધા. એ જુલંમગાર પાદશાહથી અમો કેમ છુતીએકે એ જોલંમ અમારેથી બરદાશત થતો નથી. એ રીતે જારી તથા ફરીઆદ કરતા હતા. તેવામાં તે બેહુંની આંખમાં ખોવાબ ગાલેબ થએઓ. તાંહાં જોએ શુ કે આદર ખુરેહ પોતે આવીને સામનાં બદંન ઉપર પોતાની પીઠ આપીછે અને પેલી જેહેરી ચાદરની તમામ સુકો તે આદર ખુરેહનાં બદંનમાં લાગે છે અને જેકોઇ પગ મેલેછે તેનો ભાર તમામ આદર ખુરેહ શોશેછે અને અશો મરદ સામતો તેની ગોદમાં શુતોછે. એવો ખુવાબ તે નામવરોએ દીઠો તેવારે ખાબથી બેદાર થતાંજ તે પાકજાવ શાહજાદાઓ બારે હકતાલાની દરગાહમાં મોનાજાત કરવા લાગા. હવે- એ રવેશે એક દાહાડો એક રાત સુધી સામને નાખી મેલેઓ હતો. પછી બીજે દહાડે પાદશાહ બહમને હોકમ કીધો કે હવે પરીજાદા સામનાં રવાંનને બાહેર કાહાડી એની લાશને ખુજોરગ જાલની નજદીક તાફો હદીઓ કરી મોકલે. તેવારે હકીમાન હકીમ બુજોરગ જામાંશપે કહેઉ કે એ પાદશાહ હવે તુને ઘટેછે કે સામ ગુજરેઓ હોએ તોબી જાલેજરની નજદીક મોકલે ઇઆ નહી ગુજરેઓ હોએ તોબી તેની નજદીક મોકલે.—પણ બહમનની તો ખાતેર નીશાં હતી કે એ જેહેરી ચાદરમાંથી ઇનસાન સલાંમત નીકરતુ નથી તો સામને એક દહાડો અને રાત રાખેઓછે તેથી એ સામ કાંઇ જીવતો નીકરતો નથી. એવું સહમજી જાંમાંશપને કહેઉ કે એ સામ જીવતો હોશે તો એને તાહારે હવાલે કરશ તેવારે તું લેઇ જાલની નજદીક જાજે. એવો હોકંમ શાંભલી જાંમાંશપ ખુશીથી બેઠો. એવામાં પેલો ગુનેહગાર જલાદ આવી પોંહોચેઓ તેના બેહું હાથમાં ચાંમડાંનાં મોજાં પેહેરેલાં હતાં શાવાશતે કે જેહેરી ચાદરને જેનો હાથ લાગે તેને જેહેર ચહડે તેથી તે જલાડે ચાંમડાંનાં મોજાં પેહેરી તે ચાદરને ખોલી. તે ખોલી જોએ શું કે સામનાં બદંનને કશો જખંમ દીઠો નહી અને તે સામને ખુશી ભરેલો દીઠો અને તેનો ચેહેરો ગોએઆ એક આફતાબ નીકલી શાહાનશાહ બહમનની સાંબે ઉભોછે. તે જુલમગાર વેરી બહમનથી દેખી શકાએઓ નહી. તેથી કહેઉકે એ નાપાક જાદુઇ ભરેલા સામ તું એમ ચાહે છે કે જેહાંનમાં કેઆંમત સુધી જીવું પણ તું જેવા જાદુગરને

રાખરો સજાવાર નથી. તેવારે સામે જવાબ દીધો કે અએ ઉમ્રી ખુનીઆદનાં પાદશાહ તું જોકે તારો એ રીતનો જોલંમ ઇઆજદાં શોચરો નહી. હમનાં આસમાંન તારી મોરાદે ફરેછે તે ઉપર મુશતાક મા રૈહ. જાબુલીઓના જોર તથા જવાન મરદીથી ઇરાની પાદશાહત કાએમ રહીછે અને તે નામદાર પેહેલવાનોના તાબથીજ તું શાહાનશાહને આ તખત અને તાજ મલીઉંછે. તે ખાંનદાનના એક મારા જેવા પેહેલવાનને રોઇનતન તું જે શખુન પોતાના મોહોડાંમાંથી બોલેછે તે સરવે તુનેજ આંમીન થાશે. તુને પોતાના બેહેશતની જરૂર નથી કાંએકે તારૂ દેલ દોજખની તરફ ફરેઉ છે તેથી તારા દેલમાં ગજશતે અબલીસે મોકાંમ કીધોછે. તું જાંનતો નથી કે મારા ખાનદાંનથી શું ખુબીનાં કાંમ થએઆંછે અને તારા ખાંનદાંનથી જરગોશતની દીન જાહેર થાઇછે પણ ખુદા માલંમ કે તુને તો અશફંદીઆરે શી રવેશથી પેદા કીધોછે કે તું ખોદાની રાહાને પીછાંનતો નથી પણ કેઆંમતને દંન તુબી એજ રીતે ફનાં થશે તેવારે ગજશતે અબલીશ આવી તારા રવાંનને લેઇ જશે તે કરતાં તું પાદશાહ છે તો સરવે હુવર તુને માલુમ છે કે પેહેલવાંનગરીની શરત એ રીતે નથી કે મેહમાંન બોલાવી એકાએક મુશકાં તંગ કરાવે. જો તુંમાં હીમત તથા દલેરી હોએ તો મારા બંધને કાપી નાંખ અને હું એક લોખદી પેહેલવાંન છેઉ તો તું મારી સાથે મેદાંનમાં ઉતર અને મારો હોનર જોકે ઇઆજદાં કોણને ઇઆરી દીએછે. તું એવાં દગાબાજીનાં કાંમ કરી મારવા ચાહેછે તો એ નાંમદારી કોઇ બુજોરગ લોકો કબુલ રાખવાના નથી. એ રીતે પેહેલવાન સામનું બોલવું કે પાદશાાહ બહમનનુ મગજ ફરી ગએઉ કે તેણે તેજ વખત તખત ઉપરથી ઉઠી સામને એક તમાચો જોરથી મારેઓ અને ગુસામાં આવી દીવાનાની માફક જલાદને હોકંમ કીધો કે એ સામનાં સરને શેતાબ કાપી નાખે. એવો તાજુબી ભરેલો શખુન જ લાદે શાંભલેઓ તેજ વખત તલવાર ખેચી એક જખંમ પરીજાદ સામની નાજુક ગરદંન ઉપર એવો તો મારેઓ કે તે જંગી સર આસાનીથી જુદુ થઇ શેતાબ જમીન ઉપર પડીઉં. તેવારે હકીમ જાંમાંસપ તથા દસતુર પેશુતંન મીજલેશમાંથી ઉઠી જઇ કારાં કફંન પેહેરી માહેતંમમા બેઠા. હવે બુરા બહમને હોકંમ કીધો કે એ સામનુ સર પાછું ધર ઉપર મુકી બેમાલુમ તાંકા મારે પછી નોશ દારૂએ એનુ તંન સાફ કરી ધોઇ નાંખી એક પાદશાહી પોશાક પેહેરાવે. તેજ

વખત ખેદમતગાર લોકો દોડતા જાઇ નોશદારૂ લાવી સામનુ બદન પાક કીધું પછી તેને પાદશાહી પોશાક પેહેરાવેઓ. તેથી શામનો ચેહેરો એવોતો જેબ દેતો કે કોઇ તેને નહી પીછાંની શકે જે એ સાંમ ગુજરેલોછે. વલી જુલમગાર બહમને હોકંમ કીધો કે એક તાજ શાહા જંમશેદનુ લાવી એના સર ઉપર મુકે અને તે તાજનાં ટકરાન બંધ એવાતો બાંધે કે એની ગરદનને કશો જખંમ લાગે નહી એ રીત સામને તઇઆર કરી એક સારો ઘોડો જે ધીરજથી ચાલનાર હતો તેની ઉપર જરી જીન નખાવી તે ઉપર બેશાડેઓ અને એવોતો બાંધેઓ કે તેને કોઇ પીછાંને નહી કે સામ ગુજરેલોછે. પછી પાંચ સવાર જરી જીનનાં તથા જરી કમરબંદનાં રાખનાર મુએલા સામની સાથે આપી હોકંમ કીધો કે એને જાલે જરની નજદીક લઇ જાઓ. અને તે બુઢા જાલેજરને કેહેજો કે શાહાનશાહોના શાહાનશાહ બહમને તારે વાસતે હદીઓ મોકલેઓછે. વલી કેહેજો કે એ રીતનો હદીઓ હું તારે વાસતે હમેશ મોકલુ તે તું કબુલ કરતો રેહેજે. શાવાશ તે કે હવે તારો બુઢાપાનો વખત છે તેથી તું ઉપર મને ઘણી મેહેરબાંની આવેછે કે તારા પોશેલાં જાહાંડ છે તેના ફલ એ બુઢાપામાં બેશી ચાખીઆ કરે. તું બેશક જાણજે કે હવે તારો ખોરાક બીજો છેજ નહી. એ રવેશે કહી પોતાના ઇગની સવારોની સાથે પેહેલવાન સામને તરીજે દાહાડે રવાના કીધો. જેવારે જાંમાંશપ હકીમે એવી જાલેમ મશખરીથી જાલનો જાન માહેતમ કરવાના ઢોંગથી રચાએલો દીઠો તેવારે એક બેપીઓ જાલ ઉપર મોકલી કેહેવાડેઉ કે હવે તું સરમાં ખાક ભરી શેતાબ એ જગોથી નાહાશ કે પરીજાદ બેટા સામનો નતી જો જોઇને તું ફરીથી એવો એતબાર કરે નહી અને પાદશાહા બહમનના એતબાર ઉપર તું ફરીથી કોઇને મોકલવાથી પરહેજ કરે. હકીમ જામાસપનો સંદેશો કહેઆ માફક તે બેપીઆએ જાઇ જાલને કહેઓ. તેવામાં પોતાના એવાંનમાંથી જાલ જોએ શુ કે સામ ઘોડા ઉપર બેશી જલકતા આફતાબની મીસાલે ચાલેઓ આવેછે. પેહેલવાન જાલે તથા બુજોરગ બાનુગોશશપે દુરથી જેવારે સામનો મામલો એવો દીઠો તેવારે પોતાનાં દેલમાં પશતાવા લાગાં કે જાંમાંશપ હકીમે કેહેવડાવેઉ તે શબુન ખોદા માલુમ કે શું હોશે. એ મારા શેરમરદ ફરાંમરજનું કલેજુ સામતો શોકથી ઘોડા ઉપર સવાર થઇ બીજા પેહેલવાંનો સાથે બગલમાં હાથ ઘાલી લટકતો ચાલેઓ આવેછે. એ રીત જાલેજર

અંનદેશો કરેછે તેટલાં બાનુગોશશપ ઘોડો દપતાવતી સામની નજદીક ગેઇ જે તમાશો જાલેજર પોતાનાં પેહેલવાંનો સાથે દુરથી જોએછે. બાનુગોશશપ સામની નજદીક જતાંવાર મોહોબતથી પુછવા લાગી કે એ પેહેલવાંન તું આજ રોજે ઘોડા ઉપર નાંકઉવત કેમ બેઠોછે. એવામાં પેલા પાંચ સવાર જે સામની સાથે હતા તે બાંનુગોશશપને જોઇ શેતાબ નાહાશી ગએઆ કે સામ ઘોડા ઉપરથી મરદાઇ જમીન ઉપર પડેઓ. તે તમાશો જોઇ બાંનુગોશશપે સામને શેતાબ ઉઠાવી પોતાની ગોદમાં લીધો અને એક પોકાર જારીનો ઉઠાવી માહેતંમ કરવા બેઠી. એવામાં પેલી તરફથી જાલેજર આવી જોએ શુ કે સામનો તો વાખો થએઓછે તેથી સરવ કોઇ તે મકાંન ઉપર ગંમ કરવા બેઠાં અને જાલેજર કેહેવા લાગો કે-એ તેહેમતંન રૂસતંમ તુને નહી ઘટતું હતું કે મને આ જઇફીના વખતમાં આવી જફામાં નાંખી તું નચીનતાઇથી આરામમાં જાઇ શુતો. અને એ દુનીઆંની હેજગારી મારા સર ઉપર નાંખી તો હવે એ મુજી બહમનને હું શું કરૂ. એ રીતે ગંમ કરી એક દાહાડો ગુજારેઓ. બીજે દંન આદરબુરેહે જાલનાં ખુવાબમા આવી સરવે બીનાંથી જાલને વાકેફ કીધો. વલી કહીઉ કે એ સામને વાસતે ફલાંના પાહાડ ઉપર એક દુખમુ તઇઆર છે તે મકાંન ઉપર એને લેઇ જાઇ મેલજે. એ હોકંમ તું પાક દાદારથી જાંનજે. આ અજાએબ અગમચેતી જોએઆ પછી દસતાન જાલેજર હેબત ખાઇ ખુવાબથી જાગી ઉઠેઓ અને શેતાબ તે પરીજાદા બેટ્રા સામની લાશને તે દુખમામાં પોહોંચાડી. તેના ગમમાં બુજોરગ જાલેજર એક હફતા લગી નકાંરાં તથા નફેરી તથા ઘોડા તથા હાથીઓનાં જીન તથા સાજ સામાંન સરવે ઉંધાં નાખેઆં અને સરવે કોઇ એક હફતા લગી ગંમમાં બેઠાં. નવમે દાહાડે બાનુઓની બાનું બાંનુગોશશપે પોતાના તન ઉપર સરવે લડાઇનાં હથીઆર ભીડી ઘોડે સવાર થઇ બહમનનાં લશકર ઉપર જાઇ પડી એવીતો તલવાર મારી કે શાહાનશાહા બહમનના લશકરની ગેરદ કાહાડી નાંખી. તે લડાઇ તરણ દહાડા અને તરણ રાત સુધી જારી રહી તેથી પાદશાહ બહમન ઘણો બતંગ આવી ગએઓ. આ જંગ બાનુગોશશપ મારતી હતી તેવામાં કરવું ખોદાનું તેથી શેર મરદ ફરાંમરજ આવી પોહોંચેઓ. તે કીનાં ભરેલા અજદાની મીસાલ ગુસસામાં આવી તે લશકરની ગેરદ કાહાડવા લાગો. બીજી તરફ બાંનુગોશસપ દમ બદમ હોમલો કરી સવારોનાં સર ખાકમાં નાખતી હતી

અને આ બાજુ ગરદન ઉઠાવનાર પેહેલવાન ફરામરજ પોતાના પાક જાદ બેટા સામના કીનામાં તલવાર ચલાવતો. તેથી ઇરાની તમામ લશકર બતંગ આવી કપાવાલાગું. આ મીસાલની જંગ મારતો અને ઇરાની લશકરની બુનબેખ ઉખેડતો પેહેલવાન ફરાંમરજ બહમનની નજ દીક જાઇ પોંહોચેઓ. તેવોજ શેતાબ પોતાની કંમરથી સીતતેર વામનો ફાંદો છોડી શાહાનશાહ બહમન ઉપર ફેકીઓ તે ફાંદામાં બહમન કબજ આવી ગએઓ તેવીજ એક જબરી ઝટક મારી જમીન ઉપર નાખેઓ અને શેતાબ તેનાં મુશકાં તંગ કરી જાબુલમાં લેઇ જાઇ કેદ કીધો. તેથી સરવે ફેશાદ બરતરફ થઇ ગઅઓ. ઇરાની બચેલાં લશકરને વગર એલજામ તેઓના મકાને જવાદીધું. તેથી સરવે લોકો પોતે પોતાનાં મકાંન ઉપર આરાંમથી બેઠા. પછી પેહેલવાન ફરામરજે જુલમગાર પાદશાહા બહમનને જંજીરમાં શીકરી એવા મકાંનમાં કેદ રાખેઓ કે તે જઓથી કેયે તે ફતકી શકે નાહી. હવે પેલી તરફ પાદશાહજાદી હોમા એ ઇરાંનનાં તખત ઉપર બેશી પાદશાહી કરતી હતી. તે પાદશાહ જાદીને લડાઇમાંથી નાહાસી બચીગએલાં લશકરે પાદશાહ બહમનની શીકસત ને જેહાં પેહેલવાન ફરામરજની ફતેહથી વાકેફ કીધી કે આજ રોજે ઇરાંનીઓનુ તાલે બરગશતે થએઉ કે પાદશાહ બહમન જાબુલીઓના હાથ ઉપર કેદ પકડાએઓ ગએઓ. તે ખબર શાંભલી શાહાજાદી હોમાએ ધણી ફેકરમાં પડી પોતાનાં દેલ સાથે વીચાર કીધોકે હરએક તદબીરથી હું પાદશાહની જોસતજો કરૂ કે તે નેક બખતને કાંહાં કેદ કીધોછે. તેથી હફતામાં એક વાર છુપી તેજ ચાલના ઘોડા ઉપર સવાર થઇ જાબુલનાં જંગલમાં આવતી ને ચેઆરો તરફ ફરી પાછી ઇરાંનમાં જાતી. એ રવેશે એક વરશ શુધી આ વફાદાર ઇરાણી રાણી આવીને જાબુલના જંગલમાં ફરી જતી પણ પોતાનાં ખાવીંદ પાદશાહ બહમનની કોઇબી રીતની નીશાંન તે પાંમી નાહી. જેવારે એ વાતને વરશ એક ગુજરેઉ તેવારે પેલી તરફ જે મકાંન ઉપર પાદશાહ બહમનને કેદ કીધો હતો તે મકાંનની નીચે જાલનુ બબરચી ખાંનું હતું અને તેની ઉપરનાં એવાંનમાં બહમનને કેદ કીધો હતો. તે એવાંનનાં જરૂખાની બારી ઉપરથી એક દાહાડે બહમને નીચે નીગાહ કીધી તે વારે જાલનાં બબર્ચ ઇઆને બબરચીને ફરતો દીઠો. તેવારે તે બબ ને પોકાર મારી કહીઉ કે એ બબર્ચ તું ઘણાં વરશનો જુનોછે અને તારૂ ગુજરાંન તું શી રવેશથી ચલાવે છે. વાસતે તુને જોઇ

મને ઘણી દએઆ આવેછે કે હું તુને એક ચીજ એવી આપુ કે તું ખુદાપાનાં વખતમાં બેઠો ખાએ તો મારી ઇઆદ ભુલે નહી. એટલું કહી પાદશાહ બહમને પોતાની બાજુથી એક ગોહર છોડી તે બબખ ને આપેઊ તે ગોહર કીમતમાં એક પાદશાહી લાએકનું હતું. તે દીઠાથી તે બબખે કહીઉ કે એ પાદશાહ તારી શું મોરાદ છે તેવારે હીસોબાજ પાદશાહે તેને કહીઉં કે હજુરમી હું તુને બીજું ગોહર આપશ અને તારી ચાકરી કધી ભુલસ નહી જો તું એક ફુંદો લાવીને એ જરૂખાની રાહથી મને આપે તો હું નીચે ઉતરી આવી એ મોટા દરવાજામાંથી નીકરી જાવું. એવી વાત શાંભલી તે નીમકહરામ બબખે એક કમંદ લાવી તે જરૂખાની વાતે અંદર ફેંકી તેવીજ બહમને જીલી લીધી. પછી તે ફુંદો જરૂખા સાથે બાંધી સીહા રાતને વખત પોતે નીચે ઉતરી પડી એવાનના મોટા દરવાજાની નજદીક ગએઓ. તાંહાં જોએ શું કે તે દરવાજાને ભારી કુલુફ લાગેલો અને તે દરવાજો ભારી જબરદશત દીઠો તેવારે તે બબખને કહીઉં કે એક લોહોડાંની શાંગ મને લાવી આપ. તેજ વખત તે બબખે જાઇ લોહોડાંની શાંગ લાવીને પાદશાહ બહમનને આપી તે શાંગે કરી તેણે તે ભારી દરવાજો ઉચકેઓ. પછી તે શાંગનો છેડો બબખનાં હાથમાં આપી કહેઉં કે એ શાંગ તું એજ રવેશથી ઉચકી રાખ કે હું એની નીચેથી નીકરી જાઉં. એ રીત મોટી કલાને જોરથી જાલમ બહમન તે દરવાજા નીચેથી નાઠો. તેવોજ કોટની દેવાલ ઉપર ચહડી જાઇ તેનાં બરૂજ ઉપરથી કુદી પડી જાબુલનાં જંગલની તરફ નાશતો જતો હતો. એવામાં એક જાબુલ શેહેરનો કાઠીવાન જંગલની તરફથી આવતો હતો તેણે દુરથી પાદશાહ બહમનને નાહાશતો દીઠો તેવોજ તે કાઠીવાન જઇ બહમનનો રસતો બંધ કરી કહેવા લાગો કે એ જાલેજરનાં ચોર આજ રોજે તું બામદાદને વખત પાંછ પેઆદો કાંહાં નાશી જાએછે. હું તુને હરગેજ થઇ જવા દેઉં નહીં. એ રીતે તે જંગલમાં કાઠીવાન સાથે હુજત થતી હતી એવામાં પાદશાહજાદી હોમાએ તે જગોએ આવી પોહોંચી તો બામદાદને વખત કાઠીવાન સાથે કોઇ લડે છે. તેવારે તેઓની નજદીક જઇને જોએ શું કે પોતાના બાવંદ પાદશાહ બહમનને દીઠો તેવારે શેતાબ હોમાએ પોતાની ગ્લાવ ગમાંથી નેજો ખેંચી કહાડીને તે કાઠીવાનની કમર ઉપર એવો તો હેક મતથી મારેઓ કે તે બીચારો ગરીબ કાઠીવાન જખમી થઇ જમીન ઉપર પડેઓ. પછી હોમાએ પોતાના બીસમાર ખાવીંદ પાદશાહ

બહમનને કહીઉં કે એ નેક નામ પાદશાહ તું શેતાબીથી મારી સાથે એ ઘોડા ઉપર સવાર થઈ જા કે આપણે એ જંગલમાંથી નીકલી જઈએ. તેવારે પાદશાહ પોતાની પેઆરી મોહરદાર હોમાએની સાથે સવાર થઈ ઇરાનની તરફ નીકલી ચાલીઓ. હવે પેલી તરફ પાદશાહ બહમન બબખનાં હાથમાં શાંગનો છેડો આપી પોતે તાંહાંથી નીકલી ગએઓ. પછી બબખ તે લોહોડાંની શાંગ કહાડવા ગએઓ તો તે શાંગે કરી તે બબખનો હાથ નીચે દબાઈ ગએઓ તેથી કરી તે હાથ તેનાથી પાછો કહાડી શકાએઓ નહી. એવામાં બામદાદનો વખત થએઓ તેથી તેની ચોરી જાહેર થઇ કે નીમકહરાંમ બબખે જુલમગાર બહમનને નહશાડી ફરી નવેસરથી જગડો જગાડઓ છે. તે ખબર જાલેજરને થઈ તેવારે જાલેજરે કહીઉં કે વલી ફરીથી નવી લડાઈ એ કમબખત બબખથી બરપા થઈછે વાસતે શેતાબ એ બબખને શુલી દેઓ. તેજ વખત તે ગુનેહગારને શુલી દીધો.

હવે પેલી તરફ પાદશાહ બહમન જેવો પોતાના મુલક ઇરાનમાં જઈ પોહોંચેઓ તેવોજ લશકર શેતાબ જમાવ કરી તે મોટાં ભારી લશકર સાથ ફરીને કુચ કરતો દર મંજલ ચાલેઓ આવીને જાબુલના કોટને ઘેરો દેઈ પડયો અને દેહેરા તંબુ ઠોકેઆ. એ ખબર દસતાન જાલેજરને થઈ કે પાદશાહ બહમન આવી જાબુલના કોટને ઘેરો ઘાલી પડેઓ છે. તે ખબર શાંભલી જઈફ જાલેજર અફશોસ કરી કહેવા લાગો કે એ પાદશાહ બહમન તો મોટો દુશમન થઈ બેઠો છે અને મારૂં કલેજું શેર મરદ ફરામરજ તો આએ વખત સામના ગમથી બીચારો થઈ બાહેર જઈ બેઠો છે. એ રવેશથી જાલેજર દરદ ભરેલો પોકાર મારતો અને પોતાની આંખમાંથી લોહીનો વરશાદ વરશાવતો રેહતો હતો. તેણે પોતાના શેહેરમાં મનાદી ફેરવી સરવે કોઈને કહેવાડીઉં કે આપણા શેહેરને ઘેરો ઘાલી જુલમગાર બહમનનું લશકર કીના ભરેલું થઈ પડીઉં છે. તેથી ખુબ તકેદારીથી રહેવું અને કોઈ આદમીએ કીલા કે શેહેરની બાહાર નીકરવું નહીં. જો કોઈ બાહાર નીકરશે તે પોતા ઉપર ખરાબી દેખશે. એ રવેશે મનાદી ફેરવી પોતાના શેહેરના દરવાજા ઓસતવારીથી બંધ કરાવેઆ અને લડાઈના સરવે સામાનની તઈઆરી કીધી. પછી ગમ ભરેલાં જીગરથી જઈફ જાલેજરે લશકરનો શુમાર કાહાડેઓ તેવારે સવાર તથા પેઆદા મલી એક લાખ લશકરનો શુમાર આવેઓ. જાલેજરે હોકમ કીધાથી તમામ લશકર

તથા શેહેરની રઇએતના લોકો કોટની શફીલ ઉપર ચહડી બાંગે બુ-
લંદ આવાજે પાદશાહ બહમનને બદ દોવાના સખુન બોલી કેહેવા
લાગા કે તું નેહશ કંદમનો મુજી પાદશાહ હરગેજ થાઇ જેહાંનનાં
દરમેઆંનમાં ખુબીનું મોહો દેખતોજ મા અને તારૂ નાંમ શેતાબ એ
જેહાંનથી ગુમ થાજો અને તું ગુજરતી વખત ઘણી શખતીથી મરજો.
એવા નાલાએક ઘણાંએક શખુન પાદશાહ બહમને જાબુલની રઇએતથી
શાંભલેઆં કે તે જુલમગારે ગુસસા ભરેઓ થાઇ લડાઇનો હોકંમ કી
ધો તેથી કરી એક મરતબે સખત લડાઇ ઊઠી ઊભી થાઇ પણ તે લ
ડાંઇમાં ઇરાની લશકરનુ કશુ જોર ફાવીઊ નહી. એ રવેશથી દર રો
જ બાંમદાદથી તે રાતના વખત સુધી લડાઇ કરતાં આઠ હફતા ગુજા
રી ગીઆ તોપણ એક દાહાડે પાદશાહ બહમન લડાઇ કરવાથી આ
સુદે બેઠો નહી અને પેહલવાંનો દર રોજ લડાઇથી આજેજ થાઇ સ
રવે હથીઆરો છોડી બેઠા તેથી જુલમગાર પાદશાહ બહમને તે લોકે
ને દેલાશો દેઇ કહેઊ કે તમો લડાઇ બંધ કરી આરામથી બેશો. તેવા
તમામ લશકર જાબુલ શેહેરને ઘેરો દેઇ પડી રહેઊં તેથીકરી શેહેરમાંને
ખોરાક ઘટી પડેઓ તેનાં સબબથી જાબુલનાં આદમીઓ ભુખે મરવા
લાગાં તે ભુખનાં સબબે કરી સરવેનાં મોહો ઉપર સોજા આવેઆ.
એ ઉપર એનો શાએર અબુતાએર તુશી એમકરી કહી ગએઓછે કે
તાજા બાગને વખતે વખત પાણી નહી મલે તો તે બાગ શુકાઇ જાએ
તે મીસાલે આદમીને ખોરાક નહી મલેતો તે આદમીનો ચેહેરો જરદ
થઇ જાએ અને હાથ પાંઊ સરવે શોસત થાઇ જાએ બલકે આદ
મીનો જીવ ખાધા વગર જતો રેહે અગર આદમી ગમે તેવું સરકશ
તથા દલેર હોએ પણ જેવારે તેને ખાંનું નહી પોહોંચે તો તેના તનમાં એક
જરીની બરાબર તાકાત રેહે નહી. એ મીસાલે તમાંમ જાબુલનાં આદમી શો-
શત થઇ ગએઆં. એક દાહાડે તમાંમ લશકર તથા રઇએત સાથે
મલીને પોતાના પાદશાહ જાલેજરની નજદીક જાઇ પોકાર તથા શોર
કરવા લાગાં અને ભારી મીનત તથા આજેજી કરી તે નામદાર દસ-
તાનને કેહેવા લાગાં કે એ નામવર હવે તો ભુખેકરી હમારા તનમાંથી કુ
ઉવત તથા હોશ સરવે જતો રહેઓછે ને અમો સરવે કોઇ બતંગ
આવી ગએઆં છઇએ બીજું એજે અમો કાંઇ લડાઇમાં મરવા બીહીતાં
નથી પણ ભુખેકરી અમો સગને મોહોતે મરીએ છઇએ. એવી ફરીઆદ
શાંભલીને જાલેજરે પોતાના ગલલાની બાંણુ બોલી સરવે કોઇને પાંચ

મહીના સુધી પોંહોંચે તેટલો આનાજ આપેઓ. તેથી સરવે કોઈ ખુશી થએઆં. એમ કરતાં તે પાંચ મહીનાંબી તમાંમ થએઆ અને તે અનાજબી લોકો ખાઈ રહેઆં. તેવારે બીજી મરતબે આદમીઓ ભુખે મરવાલાગાં તેવારે જાબુલમાં જેકાંઇ ગોશપંદ જેવાં સરવે જાનવરો હતાં તેબી આદમીનાં ખાધામાં આવેઆં. એ મુજબ કરતાંબી બીજા પાંચ મહીનાં ગુજારેઆ. અને ફરીથી લોકો ભુખે મરવા લાગાં તેવારે બીજી મરતબે જાલેજરની નજદીક જઇ પોકાર કરી કેહેવા લાગાં કે એ ખુદા જાલેજર હવેતો આપરા શેહેરમાં આદમીઓ ઘણાં હેરાંન થાએછે વાસતે તું અમોને હોકંમ આપ કે હમો બીજે મોલક જઇએ અગર નહીતો આદમી મરદુમખાર થઇ આદમીને કરડી ખાશે. આજ બે દાહાડા થએઆ અમો પોતાનાં હાથનાં આંગલાં ચુશી ચુશીને ગુજરાન કરીએછઇએ. હવેતો ભુખે કરીને આંખે સુહજતું નથી તેથી હવે અમે એમ ચાહીએચ કે ભુખે મરીએ તે કરતાં બેહેતરછે કે દરવાજો ખોલી દુશમેન ઊપર જાઇ પડીએ. પછી તાંહાં જેકાંઇ બનશે તે ખરૂં. તેવારે દાનાવ જાલે જવાબ દીધોકે એ લાઇલાજ થએલા લોકો એકાએક તમો જાઇને દુશમંનનાં હાથમાં મા પડો અને પોતાનું મોહોત શાવાસતે અખતીઆર કરોછેઓ જાંહાંલગી સબર થાએ તાંહાંલગી ધીરજ પકડો. એરીતે જાલેજરે દેલાશાથી નસીહત કરી સહુ મજાવેઆં પણ તે આજેજ આવેલા લોકોએ જાલેજરની વાત નાકબુલ કીધો. તે તમાંમ વાતની ખબર પેલી તરફ પાદશાહ બહમનને તેના જાબુલની ખબર લાવવાને રાખેલા છુપા જાશુશોથી થઇ કે જાબુલમાં એ રવેશનો હાંદેશો સરવે લોકો ઊપર ગુજરેછે અને ભુખેકરી તમાંમ લશકર તથા રઇએત દરરોજ બેશુમાર મરેછે અને જેકોઇ જીવતાછે તે મુરદાંની માફકછે એ રવેશ સરવે કોઇ ભુખના સબબથી નાતવાંન થઇ ગએઆંછે તેથી તે લોકો બેઅખતીઆર શેહેરમાંથી બાહેર નીકરવા ચાહેછે. એવી ખબર શાંભલવાથી પાદશાહ બહમન ઘણો ખુશી થઇ શુકરાંનાં કરવા લાગો કે હવે મારૂં કાંમ પાર ઊતરશે અને મ.રી મોરાદનાં જાહાડને ફલ લાગશે. એ રવેશે કહી પોતાનાં લશકરમાંથી બાજાર દુર મંડાવેઊં અને તેઓ પાશે બેશુમાર અણાજ ખરીદ કરાવેઓ. પછી તે બાજારને આશપાશ ઘણાએક લશકરનાં પેહેલવાંનો સાથે કમીનગાહ કરી છુપો થઇ બેઠો અને દુકાંનદારોને હોકંમ કીધો કે ઘણોએક અનાજ બાહાર દેખાઇતા માંડે અને બબબ લોકોને હોકમ

કીધે કે ખાંનું ખણું ખરખું અને ખુશબોદાર પકાવીને દુકાંનો ઉપર રખાઈતું મુકે. એવો હોકમ શાંભલી ભઠીઆરા લોકોએ ઘણીએક તરફતનું ખાંનું પકાવી દુકાંનો ઉપર મુકીઉં, તે ખાંનાની ખુશબો જાગલમાં ગઈ. હવે તે રાતે મુરગે બાંગ દીધી તે વખતે પાદશાહ બહમને કીલાથી કુચનું નગારૂં ઘોકાવેઉં તે કુચનું નગારૂં શાંભલેઆથી જાગલી લોકો ઘણાજ ખુશી થઈ એક બીજાને કેહેવા લાગા કે પાદશાહ બહમન એ તરફથી ઉઠીને પાછો બલખ બાંમીની તરફ ચાલેઓ. એ રવેશે સરવે કોઈ માંહોમાંહે વાત કરી એકઠા મલી એકદમ દરવાજો ખોલી તેજ વાએની મીસાલે પેલા બજારની ઉપર જાઈ પડેઆ. એવો મામલો જોઈ જાલેજરે પોતાની બેટી ખુરશેદબાંનુંને ફરમાવેઉં કે તું ઘોડા ઉપર સવાર થઈ શેહેરનાં દરવાજા આગલના પાહાડ ઉપર ઉભી રહી આપણાં ખાંનદાંનનાં તથા શેહેરના લોકો જે દરવાજો ખોલી બાહાર નીકલી ગએઆછે તેઓને હરેક તદબીરથી પાછાં શેહેરમાં બોલાવ કાંએ કે એ બાજાર તથા કુચનું નગારૂં એ કંઈજ નહી પણ ઈરાંની લોકોનો તમાંમ ફરેબ છે. જેવારે પાક એહેરેની ખુરશેદબાનુંએ જાલેજરથી એવો હોકમ શાંભલેઓ તેજ વખત પોતે શીતાબ ઘોડા ઉપર સવાર થઈ પાહાડ ઉપર આવી. હવે પેલા જાબુલી લોકો જેવા દોડતા ગએઆ તેવાજ પેલા બજારને લુટવા લાગા અને જે કાંઈ તઈઆર ખાનું હતું તે ખાવા લાગા એ મુજબ સરવે દુકાંનો ખાલી કીધી. એવામાં જંગલની તરફથી એક શોર ઉઠેઓ તે શોર દરમીઆનથી ઈરાંની લશકરે નીકલી આવીને જાબુલી લોકોને ચોતરફથી ઘેરી લીધા. તે ઉપરથી એનો શાએર લખેછે કે પેટ ભરવાને સારૂ સરવે લોકોએ પોતાનો પીઆરો જીવ ખોહેઓ. એ ભુખ હરવખતે માંનસનો જીવ લેવાને કશો આંચકો ખાતી નથી. એમ કરતાં તે જાબુલી લોકો ઘણાએક મારેઆ ગએઆ બલકે તેમાંનું એક તંનબી સલાંમત રહેઉં નહી. એવો મામલો જોઈ ખુરશેદબાંનું પાહાડ ઉપર હોશીઆરીથી ઉભી રહી હતી તે તરફ ઈરાંની લશકર ગલબો કરતું આવી પોહોંચીઉં તેમાંથી એક સવારે ખુરશેદબાંનું ઉપર એક તીર મારેઓ તે તીર ખુરશેદબાંનુંનાં ઘોડાના પેહેલુમાં લાગો પણ તે તકાવર ઘોડો તે તીરને ખાતરમાં લાવેઓ નહી. એવો ગલબો જોરમંદ બાજુની ખુરશેદબાંનુએ પોતા ઉપર દીઠો તેજ વખતે ઘોડાને એડી

મારી ઈરાંની લશકર ઉપર જઈ પડી અને તેમાંથી ઘણાએક ચુનંદા સવારોને જમીન ઉપર નાખેઆ. પછી પોતાના ઘોડાની લગામ જાબુલના દરવાજાની તરફ ફેરવી. એવામાં પછવાડેથી એક સવારે તીરનો જખમ ખુરશેદબાનું ઉપર ઘણો મજબુત રીતે મારેઓ તેથીકરી તે બાંનું પોતા ઉપર પેચ ખાવા લાગી અને પોતાનું સર ઘોડાની ગરદંન ઉપર મુકી શાએત એક દંમ મારેઓ પછી પેલા જખમ ઉપર પતો બાંધેઓ અને બીજી મરતબે ઈરાંની સવારો ઉપર તીરનો વરશાદ વરશાવતી હતી. એ રવેશેથી તે લોકોને પોતાના આંગ ઉપર આવવા દેતી નહી હતી. જેવારે આફતાબ માંથેથી નીચે આવીઓ તેવારે ખુરશેદબાંનું શેહેરના દરવાજામાં દાખલ થઈ સરવે હકીકત દેહશત તથા અંદેશામાં ગીરફતાર પડેલા જાલેજરની આગલ કહી તે શાંભલેઆથી બુઢો જાલ બેહોશ થઈ જમીન ઉપર પડેઓ. જેવારે તે પાછો હોશમાં આવીઓ તેવારે જારી કરી કેહેવા લાગોકે અફસોસ છે કે કોઈ વખત મારાં ખાંનદાંન ઉપર એવો ગંમ પોહોંચીઓ નથી આજે આ મારી જઈફીમાં એકદંમ એવી માહેતંમ મારાં ખાંનદાંન ઉપર શાવાસતે આવી પડીછે. એ રવેશેથી જાલેજર ઘણોએક અફસોસ ખાઈ જારી કરતો હતો.

હવે બીજે દહાડે જેવારે બાંમદાદનો વખત થએઓ તેવારે પાદશાહ બહમને હકીમોના હકીમ જાંમાસપને કહેઉં કે એક હફતા પછી આપણે એ જાબુલી લોકો સાથે એક સુલતાંની લડાઈ કરી જાબુલને આપણા કબજામાં લાવીએ. તેવારે દાંનાઈ ભરેલા જાંમાસપે કહેઉં કે એ પાદશાહ! જેમ તારી મરજી હોએ તે મુજબ અમો રાજી છૂંએ.—એટલું કહી પોતાના દેહેરામાં ગએઓ પછી જાલેજર ઉપર એક છુપો પેગાંમ કેહેવાડીઓ કે એ બુજોરગી ભરેલા જાલ! હવે તું હુશીઆર રેહેજે કે એ જુલંમગાર પાદશાહે એક હફતા પછી તારી સાથે સુલતાંની લડાઈ કરવાને મુકરર કરેઉંછે તેથી તું જો એ વખત કેહા છુપો થઈ બેશેં તો બેહેતર છે. એટલું કહી એક કાસદને છુપો જાલેજર ઉપર મોકલેઓ તેણે જઈ જાલેજરને સરવે બીનાથી વાકેફ કીધો તેવારે જાલે પોતાના કબીલાના લોકોને બોલાવી કહેઉં કે તમો સરવે કોઈ પોતાથી જાંહાં જવાએ તાંહાં જાંન બચાવી ઉગતરાહે નીકલી જાવો. કાંએ કે હવે એ મોલક ઉપર આસમાનથી

અજબ વરશશે અને એવો માહેતમનો બનાવ બનશે કે એ જગો કોઇથી ઉભુ રેહેવાઇ શકાશે નહી. એવા સખુન અંદેશામંદ જાલની જોબાંનથી શાંભલી સરવે કોઈ અફસોસ કરવા લાગાં.

---

## જાલેજર તથા ખુરશેદબાનુ ઉગત રાહે નાહાશી ગએઆં અને બેઉ જન એક ખુરજીગરના ઘરમાં જઈ છુપાઈ બેઠાં પછી જામાંસપ ઉપર નામું મોકલેઉં તે વગરેનો એહવાલ.

—:00:—

હવે જેહાં પેહલવાન રૂસતમના સરવે કબીલાના લોકોએ તે તેહમતન રૂસતમના ગુજરવા ઉપર કેટલીએક જારી કરી સરવે કોઇ ઉગત રાહે જાંહાં જવાએ તાંહાં નીકલી ગએઆં અને જેવારે ગતનો વખત થએઓ તેવારે બુઢો જાલેજર ખુરશેદબાંનુંને કેહેના લાગો કે હવે આપણે એ જગોથી બાહેર નીકલી જઇએ કે આપણને કોઇ શેર ઇઆ વરૂ ફાડી બાએતો એવા બેવફા દુશમનના હાથથી છુટીએ. એવા નાચારીના સખુન બુઢા જાલેજરની જુબાનથી શાંભલી ખુરશેદબાંનું કેહવા લાગી કે અએ બુજોરગ બાપ! તું શાવાસને એટલો બધો અંદેશો કરેછે. આપણે કીલલાના બુરજને રસતે છુપાં બાહાર નીકલી એ જંગલમાં કોઇને તાંહાં છુપાઇ બેસીએ. ખુદાતાલા એવા ગમ તથા આફતને આપણી ઉપરથી હરેક તદબીરથી દુર કરશે. એ મીસાલે બાપ તથા બેટી મનસુબો કરી રાતને વખત બુરજની ઉગત રાહે તે શેહેરના જંગલની તરફ નીકલી ગએઆં. તે જંગલમાં એક ખુરજીગરનું ઘર હતું. તે ઘરનો દરવાજો તે બાપ તથા બેટી બંધોએ ઠોકેઓ તેજ વખત તે ખુરજીગરે દરવાજો ખોલી તે બંધે બાપ તથા બેટીને અંદર લીધાં અને એક લાકડાનાં ઢગલાની પાછલ છુપાં કીધાં.

હવે પેલી તરફ નવમે દહાડે પાદશાહ બહમનનાં લશકરમાંથી કરનાએ વાંસલી તથા નગારાનો આવાજ ઉઠીઓ તથી જમીન તથા આસમાન ધ્રુજવા લાગો અને તમામ લશકર ઘોડે સવાર થઇ જાબુલનાં કીલલા આગલ ખુનખાર જંગ મચાવવા માટે જઇ ઉભું તેવારે

તે લશકર જોએશું કે જાબુલનો કીલલો ખાલી પડેલો છે. એ રવેશે વગર લોહીની નીખ ચાલવે જાબુલ ફતેહ થએલું જોઇ ખુશાલી ભરેલાં દીલ સાથે સરવે ઇરાની લોકો ગાવીઆતી ઝુંડા ઉઠાવી શોર તથા પોકાર કરતા જાબુલનો દરવાજો ટોડી અંદર દાખેલ થએઆ. તે જોઇ પાદશાહ બેહમન ઘણોજ પોતાના મનથી ખુશી થએઓ. અને જાંમાસપને હોકમ કીધો કે તું શીતાબ તારા લશકર સાથે જઇ પેલા જાદુગર બુઢા જાલેજરનો મેહેલ ઘેરી લે કે કોઇ બારકો મરદ તેના મેહલમાં જાએ નહી. પાદશાહથી એવો હોકમ શાંભલી હકીમ જામાસપે પોતાના ઇરાની સવારો સાથે આવી બુઢા જાલેજરનો મેહલ ઘેરી તે ઉપર ચોકી મુકી. પછી પાદશાહ બહમને તે શેહરમાં મનાદી ફેરવી કે આજ રોજથી તે તરણ દહાડા પછી કોઇ એ શેહરમાં રેહે નહી. કદાપી કોઇ આદમીને એ શેહરમાં ચોથે દીવસે જોશું તો તેને પકડી સુલીએ ચહડાવશું. બીજી મનાદી એ ફેરવી કે કોઇ જાલેજરનું સર મારી નજદીક લાવશે તો તેને હું બેશુમાર ગંજ તથા ખજાંનો આપી નેહાલ કરશ. જેવારે પાદશાહ બહમનનો એવો હોકમ તે શેહેરની રઇઅતે શાંભલીઓ તેવારે સરવે કોઇ નાચાર થઇ શેહેરથી બાહાર પડીઆં. પછી પાદશાહ બહમને બુજોરગ જાલની ઘણીજી સોધ કીધી પણ તેની કાંઇ પણ નીશાન મલી નહી. હવે પેલી તરફ બુજોરગ જાલેજર તથા બુરશેદબાનું બેઉ સરફરાજો ઉપર મોટો ગમ આવી પડવાના સબબથી પેલાં લાકડાંના ઘગની પછવાડે બેશતાં એટલાં તો આજેજ આવી ગએઆં કે બુજોરગ જાલેજર એક લોખડી કરતાંબી ઘણોજ ગરીબ તથા આજેજ દેખાવા લાગો. એ આજાએબ જાલેજરનાં આહેવાલ ઉપર એનો શાએર અબુતાએર તુસી કેહેછે કે જે ઇનસાન ઉપર તરણ હાડેસા આવી પડે તે ઇનસાન એક માંખ કરતાંબી બારીક તથા કમજોર થઇ જાએછે તેવા તરણડે હાડેસા જાલેજર ઉપર આવી પડીઆ હતા તેમાં એકતો એ કે તેનું સરવે કુટુંબ કબીલો મારીઓ ગએઓ હતો. બીજું તો દરરોજ મોટો દુશમન આવી બેજાર કરેઆ કરતો હતો. તરીજું પોતા ઉપર ભુખમરો આવી પડીઓ અને ખાવાનેબી કાંઇ મલે નહી. એવા તરણડે ગમોથી જાલેજર આજેજ હતો તથી તું કેહે કે ગોએઆ તે જાલને કોઇ જોવું તો તેથી તેને અફસોસના દરીઆમાં ગરક થવું પડતું હતું. એવો તે બુઢા અને

કમનસીબ જાન ઉપર હાદસો ગુજરતો હતો. વાસતે એ બંદા ! એ છુપા આસમાનથી એવાબી બનાવ બનેછે પણ હરદમ તું તેની ઈઆદમાં રેહેજે અને તારી નજરે જે કાંઇ ભલું ઈઆ બુરૂં તું જોએ તે ઉપર હમેશ શુકરના કરતો રેહેજે કે આકેબત તેજ તારો દોસત છે.

એ કીસસાનો બએઆન કરનાર શાએર હવે એ દાસતાન આગલ ચલાવેછે કે પેલા બુરજગરના ઘરમાં જાલેજર ઘણો બતંગ આવી ગએઓ. તેવારે નાચારીના સબબથી તેણે પેલા બુરજગરને કહેઉં કે મને લખવાને માટે દવાત તથા કલમ લાવી આપ. તેવારે પેલા નેકબાકે તેને દવાત કલમ લાવી આપીઓ. તેવારે બતંગ આવેલા જાલેજરે આસમાનની ગેરદેશથી તથા દરદના ગમથી એક નામું જામાસપ હકીમ ઉપર લખીઉં તેમાં આએ પરમાણે લખીઉં કે હું બી એક નામાના લખનાર નવીસંદાની મીસાલે છું પણ તારો પાદશાહ બહમન જે આપરંગીલોછે તેનો હું ફરમાબરદાર છું. હવે જો મારી આખર આવીછે તોબી હું એ પાદશાહથી મોહું ફેરવવાનો નથી શા વાસતે કે કોઇ શખસ એ જેહાંનમાં પાએદાર રહેઓ નથી તે કરતાં હું તથા તું તથા પાદશાહ અને એ વગેરે હરેક ચીજ કાંઇ હમેશ સુધી રેહેવાની નથી. સેવટે તો નેકી અને બદીજ સઉની સાથે આવશે અને આએ તરણ પાંચ દહાડાની દુનીઆંમાં હંમેશ સુધી રાખી જવા લાએક દોલતજે નેકી અને બદી છે. કદાપી કોઇ જોલમગાર આદમી કો ઈની ઉપર જુલમ ગુજારી તેને પાએમાલ કરેછે પણ આખર તેનબી એ જેહાંનથી ગુજરવા વગર છુટકો નથી. તું જો કે એ રવેશે સરવે કોઇને મરવું છે વાસતે તું પાદશાહ બહમનને એક બે નેક નસીહતથી ભરેલી વાત સહમજાવી કેહેજે કે હવે મારો મરવાનો વખત આવીઓ તેવારે તુંને એવો જુલમ કરવાને સુજ પડેછે પણ પછવાડે તુંજ પસતાવો ખાશે. શાવાસતે કે જે શખસ આગલથી દુખી હોએ તે પછવાડેથી સુખ દેખે છે. એ રવેશે નામું લખી પોતાની મોહર ડાબી તે નામું પેલા નેક બુરજગરને આપીઉ અને કહેઉં કે એ નામું પાદશાહ બહમનના વજીર જામાસપને મેહરબાની કરી છુપું આપી આવ. તેવારે તે નેક મરદે તે નામું દાનાઇ ભરેલા હકીમ જામાસપને પોહોંચાડીઉં. જેવારે હકીમ જામાસપે તે નામું વાચીઉં તેવારે આજેસતેથી તે મરદને પુછીઉં કે એ નામાંનો લખનાર કાંહાં છે.

તું કશી વાતની ચીંતા કરતો માં તે નામદારતો મારો નેકખાહ સરદા-
ર છે અને હું તેનો કમીનો બંદો છેઉં. એવા દેલાસાના સખુન શાં-
ભલી પેલા ખુરજીગરે કહેઉં કે તે સરફરાજ બુઢો મારા ઘરમાં છે તે
પોતાની બેટી સાથ તરણ દહાડા થએઆ મારા ઘરમાં આવેલોછે પણ
એ લશકરની ધડપકડ આગલ તે નામદારે કાંઇ ખાધુંબી નથી અને
તરણ દહાડાનો ભુખીઓ એક લાકડાના ધગની પછવાડે પોતાની બે-
ટી ખુરશેદબાનું સાથે ભરાઇ બેહોછે. એવી વાત તે મરદની જુબાંનથી
સાંભલી દાંનાઇ ભરેલો જાંમાસપ ગમગીન થએઓ. પછી સીહા રાતને
વખતે પોતાના ઘોડા ઉપર જીન કરાવી સવાર થએઓ અને બે ઘોડા
જરી જીનના સાથે લેઇ પેલા ખુરજીગર મરદ સાથે આગલ ચાલીઓ
અને જેવારે પેલા ખુરજીગરના ઘરમાં જાલેજરને દીઠો તો તે જોએ
શું કે તે બુજોરગ બુનીઆદનો ભુખે કરી અધમુવો થઇ ગએલો હતો.
તું કહે કે ગોએઆ તે એક દાલની* મીસાલે નજર આવતો હતો
અને તે બેશુમાર ગજબના હાદેસાએ કરી તેનો આફતાબની મીસાલનો
રોશન ચેહરો કેસરની મીસાલે જરદ નજર આવતો હતો, તેનું સરવે બદન
બેદની મીસાલે ધુજતું હતું અને ગમ તથા દરદે કરી સરદ હાએ
મારતો હતો. જેવારે હકીમાન હકીમ જામાસપે સાંમેસવારના જોરેમંદ જાલે-
જરને એવી રવેશે દીઠો તેવારે એક સરદ હાએ મારી કેહવા લાગો
કે એ બારેહકતાલા! એવા બુજોરગી ભરેલા જાલેજર ઉપર તેં એવા
હાદેસા શાવાસતે નાંખીઆ અને એ નામદારને તેના બુઢાપામાં એવો
જોલંમ જોવાને શું કરવા જીવાડે છે? પછી ગમ ખાઇ જઇફ જાલે-
જરને કહીઉં કે એ તાજ તથા તખતને જેબના દેનાર! આએ જગો
તારે વાસતે બેશવાની નથી. બીજું એ કે એ ફરતા આસમાન સાથે
આપણો કાંઇ ચારો રેહેતો નથી એટલું કહી બાપ તથા બેટીને ઘોડા
ઉપર સવાર કરી પોતાના મકાન ઉપર લેઇ જાઇ તેઓની આગલ
ખાનું હાજેર કીધું તે ખાનું ખાધાથી બેહુ નામદારોના જીવ તાજા
થએઆ.

---

* તે દાલ તથા જાલની સુરત એકજ રીતે નીકલેછે. ફારસીમાં દાલ
તથા જાલ એ બેહુ હરફ આએ રીતે ")" વાંકા થાએછે તે મીસાલે
નામનો ઉઠાવનાર જાલેજર વાંકો નજર આવતો હતો.

## એલાજ કીધો હકીમ જાંમાસપે પાદશાહ બહુમન સાથે જાબુલી જાલના બાબમાં અને જાલને પાદશાહ બહુમનની નજદીક લેઈ ગએઓ તે બીચારા જાલને ઈરાંની પાદશાહે પાંજરાંમાં કેદ કીધો તે વગેરે બીજો એહવાલ.

——:00:——

કેહેછે કે નામદાર જાંમાસપ બાંમદાદને વખત પાદશાહ બહમનની નજદીક જઈ કેહેવા લાગો કે તારી મોરાદ પાક ઈઅજદાં તાલા બર લાવીઓ છે. તારા હાથમાં સરવે જાબુલસતાનનો મુલક આવીઓ અને તારો મુદઈ ગુમ થઈ ગએઓ તો હવે તું નામદાર પાદશાહને આએ જગોએ પડી રેહવાનું કાંઈ કામ નથી સબબ કે આપણે ઘણું થએઉં એ જગોએ પડી રહેઆ છઈએ અને આપણું તમામ લશકરથી બતંગ આવી ગએઉં છે ને જાલેજર તો ખોદા માલુમ કે કાંહાં ગુમ થઈ ગએઓ છે વાસતે તું નામદાર પાદશાહ હવે એ જગોથી હાથ ઉઠાવી બલખ શેહેરમાં જઈ આસાએશથી તખત ઉપર બેશી પાદશાહી ચલાવ કે હવે એ કંમતાલેનો જાલ રંજ તથા સખતી ભોગવી મરણ પામશે. એવી વાત હકીમ જાંમાસપની જુબાનથી સાંભલી પાદશાહ બહમન કેહેવા લાગો કે તું ફરીને એવી વાત મારી નજદીક કાઢતો ના, કે તે બુરા અંદેશાના જાલને વાસતે હું એટલી રંજ ખેંચતો એ જગોએ આવીઓ છું તો હવે તેને કેદ પકડીઆ વગર એ જગોથી મારૂં કદમ પાછું હઠાવનાર નથી કદાપી એનુ કામ ઉપર મારી સઘલી જીંદગી બરબાદ થાએ તોબી તે ફરેબબાજ જાલ તથા કીનાબાજ ફરાંમરજને જીવતા રેહવા દેઉં નહી. તેવારે દુરઅંદેશો કરીને હકીમ જાંમાસપે કહેઉં કે અએ પાદશાહ! તારી મરજી એવીજ છે તો તું એ જગોથી કુચ કરી ઈરાંનના તખત ઉપર આરામથી બેશ અને એશઆરામથી તારો વખત ગુજાર. અમો તારા બેઉ બંદાઓ પેશુતંન તથા હું એ જાબુલને ખરાબ કરીને જાલનું સર ખાકમાં નાખીએ. તેવારે પાદશાહ બહમને હકીમ જાંમાસપને કહેઉં કે તું એવું બેહુદુ બોલવાથી પરહેજ રેહ હું એ જગોથી કીઆરે કુચ કરશ કે તે બંને જાબુલીઓ જાલ તથા ફરાંમરજને જીવતા

કેદ કરશ અને જાબુલસ્તાંનને ખરાબ કરશ અને એ જગોએ જ શ્રી અનાજ વાવવાની જગા કરશ તેવાર પછી હું એ જગોથી પાછો ફરી એના બુજોરગોના દુખમાંને ખોદી નાખી ખરાબ કરશ અને તેમાંની લાશને આતશે કરી બાલી નાખશ. એ રવેશે કામ કરી મારૂં નામ જેહાનમાં હંમેશ તલગ રોશન કરશ કે રોઇનતન અસફંદીઆરના બેટા બહમને પોતાના બાપના કીનામાં એ રવેશના કામ કીધાં છે. એવી. શેખીખોરી વાત પાદશાહની જુબાંનથી સાંભલી જાંમાસપે કહેઉં કે અમો તો તારા ફરમાનને તાબે છઇએ જે તુંને પસંદ આવે તે મુજબ અમોબી ચાલીએ. તું અમારો પાદશાહ છે તેથી જે તું ફરમાવે તે અમો બજા લાવીએ. તેવારે પાદશાહ બહમને તદબીરથી હકીમ જાંમાસપને કહેઉં કે તું જો મારો ખરો નેકખાહ હોએ તો એ વાતનો મને નેક રવેશથી રસતો બતાવ કે તે મુજબ હું ચાલું. તેવારે વજીર જાંમાસપે પાદશાહને કહેઉં કે તું નેકબખત જાલેજરને જોવા ચાહાતો હોએં તો મારી સાથે મજબુત રીતે કબુલાત કર કે તે બુજોરગી ભરેલાને કેદ કરે નહી અને કોઇ વાતે તેને દુખ નહી દે તે વાતના કસમ લઇ મને કોલ આપે તો હું તે બુજોરગી ભરેલા જાલને શોધી લાઉં. એવી વાત પોતાના વજીર જાંમાસપની જુબાંનથી સાંભલી પાદશાહે કોલ આપી કહેઉં કે હું પાક ઇઅજદાંના તથા ખાલેશ જરથોશતી દીનના સોગંદ લેઇને કહુંછું કે હું જાલેજરને જીવથી મારૂં નહી અને કોઇ બીજાને હાથેબી મરાઉં નહી બલકે તેને કોઇ ચીજની ઇજાબી નહી દેઉં. એવો એકરાર હકીમાન હકીમ જાંમાસપે પાદશાહની જુબાંનથી શાંભલીઓ તેવારે તે નામદાર પોતાના દેલમાં ઘણો ખુશી થવા લાગો અને શીતાબ તે જગોથી બાહેર પડીઓ અને પોતાના દીલ સાથે કેહેવા લાગો કે આજ રોજે હું ઘણો ખુશી છેઉં કે એ દેવાંના પાદશાહે મારૂં કહેઉં કબુલ કીધું તથા બે રીતનો ફાએદો હવે મને નજર આવેછે. એક તો એ કે સામેસવારનાં ખાંનદાંન ઉપરથી જુલમ નાબુદ થશે અને સુદા જાલ વગેરે તેના ફરજંદાનાબી જીવ હવે સલાંમત રેહેશે. બીજું એ કે મારો પાદશાહ જેહાંનનાં તાનાજનીથી છુટશે કારણકે સરવે કોઇ કહેતા હતા કે નીમકહરામ બહમને જેહાંપેહલવાંન રૂસતમનો કોઇ રીતથી હક જાંણીઓ નહી કે તે તેહમતન રૂસતમે એને પાળી મોટો

કીધો અને વલી એને ઈરાંનના તખત ઉપર બેસાડી એના સર ઉપર પોતાને હાથે તાજ મુકીઉં તેથી સરવે ઈરાંનીઓ એને નમીઆ અને તે સીવાએ બીજા સરવે મુલકો એના તાબામાં આવીઆ અને તે નામવરથી પરવરેશ થએલો બહમન તેની બાઝુના બલથી તાજ અને તખત તથા ફરજંને પામેલો પાદશાહ તે તેહમતનનાં ગુજરવા પછી તેની પોતા સાથની ખુબીના બદલામાં તેના તમામ ખાંનદાનને નાબુદ કરી તેના મુલકનો ગંજ તથા ખજાનો લુટી પાએમાલ કરેછે અને એ મીસાલે જાબુલીઓમાં માહેતમ ને ખાનાખરાબી કરતો હજુર રોજબરોજ ખુહારી કરવાને ચાહે છે. એવા તાબાજનીના સખુનથી એ પાદશાહ છુટશે તે ઉપર હું શુકરાનાં કરૂંછેઉં કે હમેશે એને ખોદાતાલા એવીજ હેદાએત આપે. નેક અકલ અને રાસત એતકાદનો જાંમાસપ ઘણો ખુશી થતો જાલેજરની નજદીક જઈ ખુશીથી વધાઈ કેહેવા લાગો કે અએ નામના ઉઠાવનાર સામેસવારના ઈઆદગાર જાલ! તું ખુશીથી શાંભલ કે જે સખશ આજરોજે તારા માહોતનો પેઆસો હતો તે ખોદાની મેહરબાનીભરેલી બખશેશથી તારો ફરમાંબરદાર થએઆ છે વાસતે હવે તું શીતાબ ઉઠ અને મારી સાથે પાદશાહ બહમનની નજદીક આવ કાંએકે તે પાદશાહ આજ રોજે તારી ઉપર મેહેરબાંન થએઆ છે વાસતે જેવો હવે તુંને જોશે તેવોજ તે તુંને ખુજારગી આપશે. તેવારે વજીર જાંમાસપને ખુદા જાએ ખુબ અંદેશાથી ગમ પકડી કહેઉં કે ઓ સરદાર! તુંને એ પાદશાહના બોલવાની ઉપર ભરૂસો આવેછે પણ હું તો એ પાદશાહને હવે સારી રવેશથી પીછાંની ચુકો કે એ ઘણો બેશરમ અને તે સાથે ઘણો બેસહમજ છે તેથી તે મને જોતાંને વાર કોઈ રીતની આંખમાં શરમ લાવશે નહી અને શીતાબ મારી હોરમત લેવાને ચુકશે નહી સબબ કે એનો પીતો ઘણો તેજ છે તેથી કરી એ મગજનો ઘણો ફેશવન થઈ જાએછે અને કોઈની મરવત વફાદારી તથા ખુજેરગી ઉપર એ નેગાહ કરતો નથી. એ પાદશાહના સરવે કામથી હું સારી રવેશે વાકેફ થએઆ છેઉં કે એ મને જોશે તેવોજ ઈજા દેવાને જરા વીલમ લગાડશે નહી. તેવારે દાનાવ હકીમે ખુદા જાલેજરને કહેઉં કે તું કશી વાતે પોતાના દલ સાથે અંદેશો મા કર કે એ કેઆંની તાખમનો પાદશાહ હરગેજ થઈ પોતાનો કોલ તોડશે નહી. તુંને

ખબર નથી કે જે કોઇ સોગંદ લેઇને કોલ કરેછે અને તે કોલથી ફ રેછે તેને કેઆંની તાબમનો કહેવો મુનાસેબ નથી. કોલનો તોડનાર શખસ શરમીંદો ને હીનપસતી ભરેલો ઠરેછે. જેણે કોલ આપીને પોતાની ગરદન ફેરવી તેને આકેબતના અંદેશાથી સર ફેરવીઉં અને દોજખ ખરીદ કરીઉં તે તો તું નેક નામદારને શેશન છે. એવી ગોફતેગો કરી તરણે જણા પાદશાહ બહમનની નજદીક ગએઆં તેમાં ખુદો જાલેજર તથા ખુરશેદબાનું તથા અરફરાજ જાંમાસપ એ તરણે જન આગલ ચાલતાં હતાં તાંહાં રસતામાં જાલેજરે ખુરશેદબાનુંને કહેઉં કે એ બેટી! તું એ જગોથી જાંમાસપના મોકામ ઉપર પાછી જા, કેમકે પાદશાહ બહમન તારી ઉપરબી ઘણો ગુસસો રાખેછે તેથી તે શીતાબ તુંને જોતાંને વાર ગુસસો કરી બેહુને તરત ઈજા દેશે તો વલી તારો ગમ મને ખેંચવો પડશે. તેવારે ખુરશેદબાનુંએ ખુદા જાલને કહેઉં કે એ બાપ! તું કશો અંદેશો મા કર કાંએકે એ કેઆંની પાદશાહે આપણી ઉપર મેહેરબાંની કરી દાનાવ જાંમાસપને કોલ આપીઓ છે તો હવે તે પોતાના ઉસતવાર કોલથી હરગેજ થઇ ફરશે નહી પછી તો તે પાદશાહ છે તેની નજરમાં આવે તે કરશે પણ હું તો તું બાપને આ અંદેશાના વખત મુકીને જવાની નહી. તુંને સારીપેઠે ખબર છે કે આપણી જરથોશતી દીનમાં એવું ફરમાન છે કે ખુદો બાપ ઈજા ભોગવે અને તેના જવાન બચાં શું આસાએશથી બેશે. વાસતે એ વાતનો તો આપણી દીનમાં સઉથી મોટો ગુનાહ છે. એ મીસાલે ગોફતેગો કરતાં તે બાપ બેટી બંધો હકીમ જાંમાસપ સાથે ફીકા ચેહરાથી પાદશાહની નજદીક આવી પોહોચીઆં. પણ દાનાઇવાલા જાલેજરે ઈરાંની પાદશાહ બહમનને જોતાંજ પોતાનું સર જમીન ઉપર મુકી સેજદો કીધો અને કેહેવા લાગો કે અએ બુજોરગ ખાનદાનના પાદશાહ! હવે તારા દેલની મુરાદ માફક મારો સરવે જાબુલનો મુલક તારા તાબામાં થએઓ અને તે વગરે સરવે ખજાંનોબી તારે હાથ આવીઓછે તો તું હવે હું ખુદા પાશેથી શું ઉમેદ રાખેછે? અએ બુજોરગી ભરેલા પાદશાહ! હું તો કેઆની પાદશાહોનો નીમકનો પરવરશ છેઉં અને તમોજ કેઆનીઓ અમાને આજ તલગ પાલતા આવીઆ છેઓ અને આજ તું મારાં માતનો તરસીઓ થએઓછે તો હું ખુદાને શું મારશે તેથી તુંને શું

ફાએદો હાંસેલ થશે? આજ તો તું નામદાર પાદશાહે મારી ઉપર મેહરબાંની ભરેલી નજરથી જોતું ઘટારત છે અને મારા નામદાર જેહાં પેહલવાન બેટાનું એહસાન ઇઆદ કરવાનો વખત એજ છે કે હું ખુદા ઉપર એવો ગમ આવી પડીઓ કે મારો તેહેમતન રૂસતમ ગુજરી જવાથી મારૂં સરવે ખાનદાન બરબાદ થઇઉં અને મારો જોહારે તથા સામ મારેઆ ગએઆથી ફરામરજ પોતાની બેહેનો સાથે કાબુલ જઇ પડેઓછે તથા જોરેમંદ બાજુનો બરજો વગર સરવે બેટાઓ કેટલુંક થએઉં બાહાર ગએઆછે તે નામદારોની મને કાંઇ નીશાનબી માલુમ પડતી નથી કે તેઓ કાંહાં ગએઆ હશે. આજ કેટલી મુદત થઇ તે બેટાઓ મને મલીઆ નથી તેથી તેઓના ગમમાં હું ઘણો દુખી થએઓછું કે તેઓ કાંહાં હશે. એવા વખતમાં તું મારી ઉપર એવો બેરેહેમ અને દએઆ વગરનો થઇ બેહોછે તું જોકે મેં તારી સાથે નેકી સીવાએ કાંઇબી રીતની બદી કીધી નથી મેં તારા સર ઉપર આ બુલંદ ઇરાનનું પાદશાહી તાજ મેલીઉં તેથી તું જેહાંનનો પાદશાહ થએઓ તો હવે તું મારી ઉપર તથા મારા કબીલા ઉપર મેહરબાનીની રાહે નેકીથી ચાલ કદાપી તું અમો ઉપર જોલમનું વાદલ વરસાવશે તો પાક દાદારની દરગાહમાં તારૂં રવાન અમો લોકોથી શરમીંદગીમાં પડશે. વાસતે તું એવો બુરો ખેઆલ તારાં પાકજાદ દેલમાંથી કાહાડી નાખ. એવા સખુન નામદાર જાલેજરની જુબાનથી શાંભલી પાદશાહ બહમન ઘણો ગુસસામાં આવી ભવાં ઉપર ભવાં ચહડાવી ગુસસા ભરેલાં દીલનો થએઓ તેને એવો જોઇ નાંમદાર જાંમાસપ ઘાભરો પડી પોતાના મન સાથે કેહેવા લાગો કે અફસોસ એ ખુદા જાલ ઉપર કાંઇ હાદેસો નાખશે તો મારો કાંઇ ઇલાજ રેહેશે નહી. એવામાં પાદશાહ બહમને મગજ ફેરવીને શરમ તજી દઇ તથા આપેલા કોલનો કાંઇ પણ ખેઆલ કરીઆ વગર વેહતી તરવારની માફક એક પોકાર મારી જલાદને કહેઉં કે એના મુસકા તંગ કરી મારી નજદીકથી બંદીખાને લેઇ જાઓ. એટલું કહી હકીમાન હકીમ જાંમાસપને કહેઉં કે તું જોએછે કે એ નાપાક ખુદા વરની જોબાંન હજુર કેવી તેજ ચાલેછે. એટલું પાદશાહનું કેહેવું કે જલલાદ લોકોએ જાલેજરને બાંધી ખેચતા બંદીખાંને લેઇજઇ કેદ કીધો.

બીજે દીને પાદશાહ બહમને હોકમ કીધો કે જાબુલને

મોતરફ આતશથી સલગાવી બાલીનાખે. તે પાદશાહના એવા બુરા હોકમથી સારખાંન લોકોએ જાબુલમાં ચોતરફથી આગ લગાડી જાબુલને બીઆબાન જમીનની મીસાલે બનાવી મુકીઉં! તું કેહે કે ગોએઆ તે જગો ઉપર આબાદી કાંઇ હતીજ નહી. ફરી પાદશાહે કહેઉં કે એ જગો ઉપર જંગલી ગુલાનું ખેતર કરે તે મીસાલે તાંહાં ખેતર બનાવીઉં. જેવારે અકલમંદ જાંમાસપે બેહુંદા પાદશાહથી એવો ગજબ દીઠો તીઆરે તે બેહદ ગમ ખાઇને પોતાના પાદશાહને કેહેવા લાગો કે તું અમારો પાદશાહ છે અને અમો તારા હોકમને તાબે છઇએ તેથી તું અમોથી તો કાંઇ દરતો નથી તો બેર પણ પાક પરવરદેગાર કે જેને તમાંમ જેહાંન નમેછે અને તેના ઇનસાફથી બીહીને સારાં કામ કરવા ચાહેછે તે જેહાનને બરપા કરનાર સાહેબથી બી તું કાંઇ દરતો નથી અને હજરત જરથોશત પેગાંમબરનો તો મહલાજો કર કે તેં અવલ મારી સાથે કોલ કરી સોગંદ ખાધા હતા તે સખત સોગંદથી તું ફરીઓછે એવું જબુન કામ પાદશાહ લોકોને કરવું સજાવાર નથી. એવા સખુન પાક દલના હકીમ જાંમાસપથી શાંભલી તેને કહેઉં કે અએ કમબખત કાકા! તું જાંણતો નથી કે એ બેગુનીઆદ જાલને વાસતે હું એટલો રંજ બેંચુંછું તો તેને હું કેમ જવા દેઉં? તું તો માગ જોવામાં ધણોજ બેઅકલ નજર આવેછે કે દુશમન લોકોને આસાંનીથી પકડવાનો ચારો એજ રીતનો હીલો કરીઆથી હોએછે. એટલુ કહી લશકરને કાબુલની તરફ કુચ કરવાનો હોકમ કરીઓ અને પોતેબી તે લશકરના અમીરો સાથ કાબુલની તરફ ચાલુ થએઓ.

---

## ખબર થઈ પેહેલવાંન ફરાંમરજને જાલેજરને કેદ પકડીઆની અને પાદશાહ બહમનને કાબુલની તરફ આવીઆની પછી તેણે પોતાની દેલાવર બેહેનો સાથે એક રૂદનનો પોકાર ઉઠાવીઓ અને લડાઇની મસલહત કીધી તે વગેરેની દાસતાન.

—:00:—

જેવારે ગરદનફરાજ ફરાંમરજને બબર થઇ કે બુઢો જાલેજર નાપાક જુલમગાર બહમનના હાથ ઉપર કેદ પકડાએઓ છે અને તે

બુઢા ઉપર જફા ગુજરીછે. અને તેના હાથ બાંધી પગમાં ભારી બેરી નાંખી લોહોડાંના પાંજરાંમાં કેદ કરીઓછે તેથી તે બુઢો જાલેજર પોતાના બુઢાપાના વખતમાં શબોરોજ પોકાર કરી મોત માંગેછે અને તારા બુજોરગોનો મોલક આગ લગાડી તમામ જમીન બરોબર કરી તે જગોએ જંગલી અનાજ વાવીઓછે. એવી ખબર નામના ઉઠાવનાર ફરાંમરજે શાંભલી તેવારે પોતાનાં કપડાં ફાડી ચાક કીધાં અને આંખમાંથી લોહીની મીસાલે આંજુ વરશાવવા લાગો અને કેહેવા લાગો કે આએ બેકદર વીશવાશઘાટ કરનાર આસમાને અમો ઉપર એવોતો ગજબ નાંખીઓછે કે મારો બુજોરગ જાલ તાજ તથા તખતનો સરદાર એવા હાલથી કેદ પકડાએઓ છે. હું નથી જાંણતો કે તે ઇરાંની કમઅકલનો બદબખત પાદશાહ તે નામદાર ઉપર કેવો સેતમ ગુજારતો હશે અને મારાં ખાંનદાંનનું શું થઇઉં હશે અને વલી મારા બુજોરગોનું મોટું શેહેર ખાલી નાંખીઆથી સરવે જાબુલીઓનાં નામ આજ રોજથી ગુમ થઇ ગએઆં તો હવે મારૂં મોત કાંહાં છુપું થઇ બેઠુંછે કે આએ વખત જેહાંનજોએ બરજો તથા નામનો ઉઠાવનાર જેહાંબખશ તથા શેરની સુંગાલનો કરીમાન તથા ખુરશેદ મહાપેકર કાંહાં ગએઆ હશે. વલી તે કરતાં મારો બેટો શ્રી હીંદુસતાનનો પાદશાહ આદરબુરજીનબી એ વખત ઉપર નાંધલો છે અને વલી તે હીંદુસતાનનો મોલક મદદ મોકલવાથી ઘણો દુર દરાજ છે અને વલી એ વખત ઉપર મારી પાસે ગંજ તથા લશકરબી કાંઇ નથી અને લશકરોને જીરજબ કરનારી મારી દેલાવર બેહેનબી ગમથી કરી નાતવાંન થઇ ગઇછે. એ રવેશે શેરમરદ ફરાંમરજ હાએ અફસોસ કરતો હતો.

એ ખબર દેલાવર તેના કબીલાની બાનું ગેશસપને તથા જરબાંનુ વગેરે બીજી ઓરતોને થઇ તેવારે સરવે કોઇએ માહેતમનો પોકાર ઉઠાવીઓ અને તરણ દહાડા જારી કીધી અને કોઇએ ખાંનું તથા બુવાબ કીધો નહીં. પછી ચોથે દન રાતને વખતે પેહલવાંન ફરાંમરજ બેઉ બેહેનો સાથે મસલહત કરવા બેઠો કે હવે તો આપણા બખત પુરાં બરગસતે થએઆં કે એ નાપાક જુલમગારે ફતેહમંદ થઇને આપણી સાથે એવું ખરાબ કામ કીધુંછે. વાસતે આપણને આકેબત મોત તો કાંઇ મેલતું નથી વાસતે આપણે એક મરતબે ભારી જંગ મચાવી તલવાર મારી નામ ઉઠાવીએ. એમ કરતાં તે જંગમાં નામદારી

બજાવતાં સીપાઈઓના હાથ ઉપર મારીઆં જઇએ તો બેહેતર છે કે આપણી પછવાડે જેહાંનના લોકો એમ કેહેશે કે તેહેમતન રૂસતમના ફરજંદો લડાઇમાં નામ ઉઠાવી મારીઆં ગએઆં છે. વાસતે આપણે લશકર જમા કરીએ. એવો મનસુબો કરી નામદાર ફરાંમરજે તરત કાબુલ શેહેરમાંથી ચુનંદા લડનારાઓનું અધાર હજાર લશકર જમા કીધું. તેવાર પછી દલેર ફરાંમરજ કાબુલમાંથી બહાર પડીઓ. તે ખબર પાદશાહ બહમનને થઈ કે શેરમરદ ફરાંમરજ ભારી લશકર સાથે કાબુલમાંથી નીલના દરીઆવની મીસાલે જોશમાં આવી બહાર પડીઓ છે. જેવારે જુલમગાર બહમને એવી ખબર શાંભલી તેવારે શીતાબ પોતાના લશકર સાથે પેહેલવાંન ફરાંમરજનાં લશકરની મોકાબેલ થએઓ અને જેમ મંગલ તથા સનીશચર સેતારા એક એકનાં મુદઇ થઇ એક બીજાને ખરાબ કરવા ચાહેછે તે મીસાલે બેહુ લશકર બીજી મરતબે એક બીજાને મારવા ચાહાતાં હતાં પણ તેમાં પેહેલવાંન ફરાંમરજનું લશકર ઘણુંજ થોડું હતું. તોબી જુલમગાર બહમનના લશકરને ગોસપંદની મીસાલે જાંનેકે તે ઉપર ચીતતો છલાંગ મારવા ચાહે તે મીસાલે કાબુલી લશકર બહમનના લશકરને ઘેરતું હતું. એવામાં નામનો ઉઠાવનાર શેર મરદ ફરાંમરજ મસત અજદાંની મીસાલે જોશ કરતો પોતાનાં લશકરમાંથી મેદાનમાં આવીઓ. તે નામદાર પેહેલવાંન આવતાં વાર તે જંગના મેદાનમાં ચીતતાની મીસાલે બખારી કેહેવા લાગો કે એ નેક બુનીઆદના! હવે તમો એમ જાંણો કે આજ રોજની મારી લડાઇ ઘણી સખત છે. તમો બેશક રીતે જાંણો કે એ લડાઇનું મેદાન મારી નજદીક એક બાગની મીસાલે મને ઘણું પીઆરૂં લાગે છે. અને તમો નામવર સેપાહો મધેથી આજની જંગમાં મારી હમનબરદીમાં મારી મોકાબેલ જે સવાર આવશે તે પોતાનાં મોત સીવાએ બીજું કાંઇ દેખવાનો નથી. તમો રૂમી તથા ચીની અને ઇરાંનીઓ બેશક કરી જાંણો કે આજ રોજની લડાઇ એજ રવેશની કરી દેખાડશ. બીજું એ લડાઇમાં જે કોઇ સરદારો તથા સીપાઇઓ બેશુમાર મારીઆ ગએઆ અને હજુર મારીઆ જશે તે તમામોના ખુનના ગુનાહનો જવાબ કેઆંમતને દહાડે એ જુલમગાર બહમનને એક પગે ઉભો રહી મેહેર દાવરની દરગાહમાં આપવો પડશે. તમો સારી રવેશે જાંણો છેઓ કે અમો તો બેગુનાહ છઇએ અને અમોએ એ બદકાર બહમન સાથે ખુબી કીધામાં કાંઇ બાકી

રાખી નથી પણ એ નીમકહરામે અમારો કોઇ રીતે ગુણ જાંણીઓ નહી અને નાહક અમો લોકો સાથે કીનો ઉઠાવી બેઠોછે અને અમારૂં ખાંનદાંન કેટલુંએક ખરાબ કીધુંછે તથા અમારા બેહેશતની મીસાલના બાગો તથા એવાંનોને ખાલી તે જગોએ બીઆબાન ઉજડ બનાવી દીધુંછે અને શાંમેસવારના બુદ્ધા જાલેજરને કેદ પકડીઓછે અને કેટલાએક નામદારોને જીવથી મારીઆછે અને હવે મારી ઉપર એવું ભારી લશકર લેઇ આવીઓછે. તે લશકરનો શુમાર જોશો તો તમારા લશકરના છસો સવારે મારા લશકરનો એક સવાર ગણાએ. એ રીતે તમો એનો હીસાબ જોશો તો મારા લશકરના અધાર હજાર સવારો છતાં તમારાં લશકરના એક કરોડ અને આઠ લાખ સવારોનો શુમાર થાએછે. હવે તમો જુવો કે એવો બેઅકલ પાદશાહ બીજો કોણ હશે કે એક તન ઉપર એવું ભારી લશકર લેઇ આવે. એવી મરદાનગી કરવાની. કાંઇ નવાઇ નથી. તમો એ કમઅકલ જુલમી બહમનને કેહેવો કે મારાં મેદાનમાં આવે કે આપણે બેહુ જન લડાઇ કરીએ તો બેહુ લશકરને કશો આશેબ પોંહોંચે નહી અને આપણે બેહુ જના એ મેદાનમાં પોતાનો હુનર બેહુ લશકરને દેખાડીએ અને વળી જોઇએ કે ફરતો આસમાન કોણને ઇઆરી કરેછે અને કોણના બખત ઉપર કંબખતીની ચાદર નાખે છે. કદાપી એ લડાઇમાં મારી ફતેહ થાએ તો હું તમો લોકોને મારા મેહેમાન કરી રાખું. અને એ પાદશાહ બહમનને બેશુમાર હદીઓ નવાજી સરફરાજી બખશી તેના પાંઉને બોસો દેઉં અને એના તાજનાં ખુનાં આસમાન સાથે લગાડું. કદાપી એ પાદશાહ મારી ઉપર ગાલેબ આવે તો એ પાદશાહની નજરમાં આવે તે મારી ઉપર કરે તેમાં એને કોઇ બુરૂં બોલશે નહી. એ મીસાલે દેવબંદ ફરાંમરજ બેહુ લશકરની હજુર બાંગે બુલંદ પોકાર મારી કેહેતો હતો. તે સરફરાજ પેહેલવાનના મોહોથી એવા ઇનસાફી સખુન ઇરાની લશકર તથા અમીરોએ શાંભલેઆ તેવારે સરવે કોઇ માંહોમાંહે વાત કરવા લાગા કે એ તેહેમતન રૂસતમનો બેટો દલેર ફરામરજ બોલેછે તે ઇનસાફની રાહે બોલેછે. અગર જો એ પાદશાહ બહમનને કીનો લેવાની જરૂર હોએ તો એના મેદાંનમાં જઇ એની ઉપર પોતાના બાપ તથા ભાઇનો કીનો લીએ. જેવારે પાદશાહ બહમને પોતાના લશકરને એવી માહોમાહે ગોફતેગો કરતું દીઠું અને ગરદનફરાજ પેહલવાન ફરામરજની જુબાનથી એવા

તાના જનીના સખુનો શાંભલેઆ તેવારે ગુસસાથી ગરમ થઇ આદર-ગોશસપની મીસાલે તેજીથી પોતાના ઘોડાને મેદાનમાં જોંહકાવેઓ. જેવારે દાંનાઇ ભરેલા જાંમાસપે પોતાના પાદશાહ બહમનને દેવબંદ ફરાંમરજની મોકાબેલ જતો દીઠો તેવારે પોતાનાં ઘોડાને પવનથી ઉડતી ધુલની મીસાલે દોડાવતો આવી પોતાના પાદશાહ બહમનનાં ઘોડાની લગામ પકડી કહેઉં કે અએ પાદશાહ! તારાં તનને એ બલાનાં આતશમાં શા વાસતે નાખવા ચાહેછે તું એ તેહમતન રૂસતમના બેટા જોરેમંદ ફરામરજને કમજોર જાંણી એની લડાઇમાં જાએ છે પણ તેં એ દેલાવર મરદને ઘણી વેલાએ જોએઓછે કે એના ગોશબ ઘોડાની નાલે કરી જમીન તથા જમાનો પોકાર મારેછે અને એની શમશેરથી નરે શેરબી બલાસી પામતો નથી. એ ફરાંમરજ જુદો થએઓછે તોબી તારી આવી ભારી ફોજને એ કશા હીસાબમાં લાવનાર નથી. એ એબલોજ એવી ફોજને તારાજ કરી નાખશે. વાસ્તે તું એવા ભારી પેહલવાનની સાથે કાંઇ ફતેહ પાંમવાનો નથી. વાસતે મેહેરબાની કરી તું મારી વાતને કબુલ રાખી એ બાબુલી ફરાંમરજથી હાથ ઉથાવ અને એની સાથે તું સુલેહ કરી કીનાથી પાછો ફર કે તુંને એવું કીધાથી મોહોટી બુજોરગી હાંસલ થશે. તું નથી જાંણતો પણ એ પેહેલવાન ફરાંમરજતો એના બાપ તેહેમતંન રૂસતમની બરોબર છે. વાસતે તું એ પેહેલવાનથી હાથ ઉઠાવેતો ઘણુંજ બેહેતર થાએ. એવા સખુન પોતાના દાનાવ વજીર જાંમાસપની જુબાનથી શાંભલી ઈરાની પાદશાહ બહમને તેને કહેઉં કે ઓ નામદાર જામાસપ તું મને કમજોર અને નાતવાન ના જાણ. એ ફરાંમરજ જેવા હજારો પેહેલવાંનો મારા લશકરમાં મારા ફરમાબદાર બંદાની મીસાલે હાજેર ઉભા છે અને એના જેવા મારી જુટીના ઉઠાવનાર ગોલાંમો ઘણા છે. એટલું કહી પાદશાહે જાંમાસપનાં હાથમાંથી લગાંમ મેલાવી પડજડીના વાએની મીસાલે ઘોડો દપતાવતો ફરાંમરજની નજદીક ગએઓ. હવે દાંનાઇભરેલા જાંમાસપે એવી રીતનો મામલો જોએઓ તથી ઘાભરો પડી પાછો લશકરમાં આવી જે ઘણા સુનંદા સવારો હતા તેઓને કહેઉ કે એ સુખન પરવર પાદશાહ કોઇની નસીહત શાંભલતો નથી અને ગુસસામાં આવી પેહેલવાનોને જેર કરનાર અને લશકરોનાં લશકરો બરહમ મારનાર જંગી ફરાંમરજની મોકાબેલ ગએઓછે તેથી તમો લોકો કમીંગાહ કરી એની પછવાડે ઉભા રેહેવો.

## પાદશાહ બહુમન સાથે દેલાવર ફરાંમરજને ગોફતેગો થઈ તે વગેરે બીજું દાસતાન.

——:00:——

જેવારે પાદશાહ બહમન દેલાવર ફરાંમરજની નજદીક ગએઓ. તેવારે દાંનાઇ ભરેલા ફરાંમરજે શીતાબ ઘોડા ઉપરથી નીચે ઉતરી પોતાનું સર જમીન ઉપર મેલી પાદશાહને સેજદો કીધો અને કેહેવા લાગો કે તું બુજોરગ બુનીઆદના પાદશાહને કેહેવાની મને કાંઇજ અગત નથી પણ તું પાદશાહ દુરઅંદેશો કરી જો અને આએ દુનીઆંમાં બદીનું બીજ મા રોપ અને તું એમ કરી જાંણ કે એ દુનીઆં તંગી ભરેલાં ઘેરની મીસાલે છે તેથી એ દુનીઆંમાં હમેશે કોઇ કાએમ રહેઉ નથી અને કોઇ રેહેવાનુંબી નથી અગર તું જેહાં પેહેલવાંન રૂસતમને લીધે કીનો રાખતો હતો તો તે જોરેમંદોના સરદાર રૂસતમની હઇઆતીમાંજ લેવો સજાવાર હતો અને તે કરતાં વલી હવડાં તારી મરજી મોઆફેક કાંમ થએઉછે કે સરવે જાબુલનો મોલક તથા તેહેમતન રૂસતમનો એવાન વગેરે તેં ખરાબ કીધુંછે અને તે જગોએ ચીતતા તથા વરૂઓ વસવાની જગો કરી નાખીછે તથા નેકનાંમ બુઢા જાલેજરને તેં સખત બેડી વતે બાંધી આવા અજાબથી બંધ કીધોછે અને નાંમદાર જોહારેને તથા મારા બેટા પરીજાદા સાંમને તેં મારીઆ છે તો હવે તુંને લાએક છે કે મને માફ કરે તો હું તારા ઘોડાની રેકાબ પકડી તારી નજદીક ફરમાંબરદારીની કંમર બાંધી એક કમીના બંદાની મીસાલે રેહું અને જે તું ફરમાવે તે કામ બજા લાવું. કદાપી તારી મરજી અમો લોકોનાં મોહો જોવાની નહી હોએ તો તું અમોને ફરમાવ કે એ વેલાએતની જગોથી હમો હીંદુસતાનની તરફ જઇ અમારી બાકીની ઉંમર ગુજારીએ અને ફરી કદીબી બેહશત જેવા મુલક ઇરાંનની તરફ પગ મેલીએ નહી. બીજું એ કે દાંનાવ લોકો ફરમાવી ગએઆછે કે જેવારે દુશમનનું બાંનુ ખરાબ થએઉં વલી તે મુદઇ વતનથી બે વતન થએઓ અને રજલતો ફરીઓ. તારે તેને મુવા કરતાંને બદતર કરી જાંણવો. વાસતે એ પાદશાહ! તું અમોને માફ કર અને અમો ઉપરથી એવા જુલંમનો હાથ ઉઠાવ. તુંને સારીપેઠે ખબર છે કે હજરત સપેતમાન જરથોશત ફરમાવતો હતો કે તમો કોઇનું ખુન કરશો ના કાંએકે ખુની લોકો ઉપર પેલી જેહાંનમાં મોટો અજાબ

ગુજરેછે વાસતે તું અમો લોકોને માફ કરી અમો ઉપર મેહેરબાંનીની રાહે નજર રાખ, શાવાસતે કે પાદશાહ લોકોના દેલ હમેશાં મેહેરબાંન, તથા સખાવતનાં હોએછે વાસતે એ વખત તું મારી દાદને પોંહોંચ અને મારો ગુનાહ માફ કર. એવી વાત દલેર ફરાંમરજની જુબાંનથી શાંભલી પાદશાંહે બેહુંધાપણાંથી પાક રૂહનાં ફરાંમરજને જવાબ દીધો કે મેં તો સખત સોગંદ લીધાછે કે જેહાંપેહેલવાન રૂસતમનાં ખાંનદાંનમાંથી એક તંનનેબી સલામત રાખવું નહી તેમાં બુઢા તથા જવાન વગેરે છોરાં છોકરાં સરવેને મારી તલવારે કરી કતલ કરૂં. એ રવેશેથી મેં સોગંદ ખાધા નહી હતે તો હવડાં હું તુંને જતો મેલતે. વાસતે તું શેતાબી કરી હોશીઆર થા કે હવે તારીબી આખર નજદીક પોંહોંચી છે. તુંને ખબર હશે કે દાનાવ લોકો ફરમાવી ગએઆ છે કે દુશમન લોકોને તલવારે કરી જખે કરવાજ બેહેતર છે. જેવારે શેર મરદ ફરાંમરજે બેસહમજ બહમનની જુબાંનથી એવા સખુન શાંભલેઆ તેવારે પોતાના દેલ સાથે કેહેવા લાગો કે જે બદકાર આદમી હોએ તેથી નેકીનો બદલો ચાહવો એ પોતાની ખાંમી જાંણવી. એ રવેશેથી અંદેશો કરી પાદશાહ બહમનને કહેઉ કે અએ નાદાંન! જેનું મગજ અકલથી ખાલી હોએ તે શખસ પાદશાહીની રાહા તથા રસમને કાંઈ સહમજતો નથી તો તે પાદશાહને ભલો કરી કેહેવો મુનાસેબ નથી. એ બદબખત તાલેના નેહેસત કદમના બહમન! તું જે દીનથી ઈરાંનનાં તખત ઉપર બેઠોછે તે દીનથી તે તખતને કસી આખર નથી. અને તે ઈરાનનું જાહોજલાલી પાંમેલું તખતબી એવી દુવા માંગેછે કે કોઈ નેકબખત નીકલી આવે તો એવા નીમકહરાંમ રજીલા પાદશાહના હાથમાંથી હું છુટું એવો પોકાર તે તખતબી દરરોજ કરેછે. એ કમબખત! તુંને લડાઈની ખાહેશ છે તો શીતાબ હાથ ચલાવ. એ રવેશે બેહુ જન ગોફતેગો કરતા હતા એવામાં જંગલની તરફથી એક ભારી ગેરદ ઉઠી તેથી કરી આસમાનબી સીહા નજર આવવા લાગું તે ગેરદમાંથી શેરના વજનનો કરનાર બરજો ચીતતાની મીસાલ જોશ કરતો આવી પોંહોંચીઓ. એ તમાશો જોઈ પાદશાહ બહમન દરદમંદ દીલનો બનીને અંદેશામાં ગરક થએઓ.

---

## આવી લાગો બરજો તે લડાઈનાં મેદાનમાં અને પાદ શાહ બહુમને દેવોને મદદે બોલાવીઆ તે વગેરે બીજો એહવાલ.

——:oo:——

એવામાં રાતનો વખત થએઓ તેથી પાદશાહ બહમન તથા શેરનાં જેવા પીતતાનો ફરામરજ મેદાનમાંથી પાછા ફરેઆ અને પોતાં પોતાનાં મકાન ઉપર ગમગીન દેલ સાથે ગએઆ. હવે પાદશાહ બહમને બરજોના આવીઆની ખબર શાંભલી તેવારે નેતરનાં જાહાડની મીસાલે ધુજવા લાગો અને કેહેવા લાગો કે એકાએક એ બુરજીગર પોતાનાં બેટાઓ તથા લશકર સાથે જોશ કરતો કાંહાંથી આવી પોંહોંચીઓ હશે. એ બુરજીગર બરજો તો એના કાકા ફરામરજ કરતાંને ઘણોજ દેલાવર છે તેથી કરી એ કાકો અને ભતરીજો એના બેટાઓ સાથે હવે મારાં લશકરમાંથી એક તનનેબી સલામત રાખશે નહી એવો તરેહવાર રીતનો અંદેશો કરતો હતો. હવે એ નામાનો બનાવનાર શાએર અબુતાએર આ જગો શાંભલેલી નવાઈ બએઆન કરી કહે છે કે તે પાદશાહ પાશે એક સનદુક હતી તે સનદુકમાં પલીદ દેવોને બોલાવવા સારૂ શીમનીના બાલ ભરેલા હતા તે સનદુક તેને ઈઆદ આવી તેવારે હોકમ કરી તે સનદુક મંગાવી પોતાને હાથે ખોલી તેમાંથી એક બાલ કાહાડી આતશ ઉપર ધુપાવીઓ તેના ખરાબ ધુવાથી આસમાનની અને એહેરેમન પાદશાહની સરવે મીજલશ બતંગ આવી ગઈ. એવામાં જુલમગાર પાદશાહ બહમનની મીજલસમાં એક તરફથી બદબો ભરેલી હવા આવી અને તેમાંથી એક બદસુરત દેવ નજર આવીઓ. તે નાપાકને જોએ શું કે તેનું મોહું સીહા ગારની મીસાલનું અને તેની બેહુ આંખ જાગે લોહી ભરી બે તશ હતી અને તેનું કદ મીનારા કરતાંનેબી ઉંચું હવું અને ફરાખીમાં એક અલબરોજ પાહાડના જેવો નજર આવતો હતો. એવા જીઆંગાર દેવને જોઈ પાદશાહ બહમન બેહોશ આદમીની મીસાલે કાંપવા લાગો પણ નાચારે હીમત પકડી પોતાના મન સાથે કેહેવા લાગો કે એવા ભારી દેવ સીવાએ એવા દુશમનો જેર થનાર નથી. એવો વીચાર કરી પેલા દેવને પુછીઉં કે એ નામદાર! તારૂં નામ શું છે! તેવારે તે બદસુરત દેવે કહેઉં કે મારૂં નામ પુલેનદાન છે. આજ રોજે એ ઈરાની પાદશાહ! તુને મારૂં શું કામ આવી પડેઉં

છે કે તેં મને ઇઆદ કરેઓ છે ત્યારે એહરેમનની ખસલતના ઈ-રાની પાદશાહ બહમને તેને જવાબ દીધો કે મને એક ભારી દુશમન સાથે કામ આવી પડીઉં છે તેનું નામ જેહાંન જોએ બરજો છે તેથી મારૂં દીલ ઘણુંજ દુ:ખ ભરેલું થએઉં છે. તેથી મેં તુને એ જગોએ બોલાવીઓ કે તેની સાથે જંગ કરવાને બનુસન મારી ઇઆરી કરે.

તે બદકાર દેવોના દેવે પાદશાહ બહમનને દલાશાથી કહેઉં કે કાલ રોજે બામદાદને વખતે હું મેદાનમાં જઇ તે જાબુલી બરજોનું સર કાપી તારી નજદીક લાવું. એવા સખુન તેની જુબાંનથી શાંભલી પાદશાહ ઘણો ખુશીમાં આવીઓ. જેવારે બામદાદનો વખત થએઓ તેવારે હોકમ કરી લડાઇનાં નગારાંનો અવાજ કરાવીઓ। તેથી ઈરાંની સરદારોએ બખતર પેહેરીઆં અને કીનાની તલવાર મેઆનમાં ખોસી ઘોડા ઉપર સવાર થઇ પોતપોતાનાં લશકર સાથે મેદાનમાં સફ ખેંચી ઉભા.

હવે પેલી તરફ જાબુલી લશકરમાં જેહાં જોએ બરજો તથા શ-મશેરનો મારનાર ખુરશેદમાહાપેકર તથા દેવબંધ જેહાંબખશ પોત પોતાનાં લશકર સાથે બાહાર નીકલી લડાઇની સફ સમારી ઉભા. એ-વામાં બહમનના લશકરમાંથી નાપેકાર ખશલતનો એક દેવ પાહાડની મીસાલનો ચાલતો આવી મેદાનમાં ઉભો રહી બરજોને બોલાવા લાગો. તેનો આવાજ શાંભલતાંજ જેહાનને ધુંજાવનાર સોહરાબનો બેટો શેર-ની બરાબરી કરનાર બરજો શીતાબ ઘોડો જોંહકાવતો આવી તેની સાંમે ઉભો અને નાપેકાર બહમનને પોકાર મારી જોરથી કહેવા લાગો કે એ નાપાક! તેં આકેબત દોજખ કબુલ કરીઉં છે. ઓ જુલમગાર! આ દેવોની મદદ બોલાવીઆથી તું બેહુ જેહાંનમાં બદબો ભરેઓ થએઓ છે. તું જો કે એવી પાદશાહી કોઇ કેઆંની પાદશાહે કદી કીધી નથી અને તું એવી બુરી પાદશાહી કરે છે કે દોજખના નેહે-સત દેવોને બોલાવી તારા જીવની પનાહ ચાહે છે પણ તું ખાતર જ-માથી જાંણજે કે એજ દેવોનાં દોજખમાં તારો મોકાંમ અમો જાબુ-લી લોકો કરીઆ સીવાએ રહેનાર નથી. તું જેવા બુરા પાદશાહને માર-વો તે ગોએઆ કરોડ દેવોને મારીઆ બરોબર સવાબ હાંસેલ થાએ છે. એ રવેશથી જેહાનજેએ બરજોએ બાંગેબોલંદ પોકાર મારી જુલમી બહમનને ઘણાએક તાનાજની ભરેલા સખુન કહેઆ. પછી સીંહની મીસાલે પોકાર મારી પેલા આહરેમન દેવને કહેવા લાગો કે તારાં મો-તે એકાએક એ જગો કેમ શેતાબી કીધી છે? તું તો જાણતો

નથી પણ તારા તાલુકદારો તારે વાસતે ઈંતેજાર બેઠા છે. શાવાસતે કુ આજ શેજે એ જેહાંન પાક થશે અને તારા દોજખની જગો તુંને મલશે. તું તારા દોસત બહમનની ઈઆરી કરવા આવીઓછે પણ તું પોતાનો પીઆરો જાન દોજખને સવાધીન કરશે. જંગના મારનાર દેલાવર તું ખાતરજમાથી જાણજે કે મારા હાથ ઉપર તું સલામત રેહેવાનો નથી. એવા સખુન બરજોની જુબાંનથી શાંભલી પુલેનદાન ગુસસામાં આવી કેહેવા લાગો કે મને સારી રવેશથી નજર આવે છે કે તુંને બુઢાપો આવીઆનાં સબબથી તું ઘેલો થઈ ગએઓ છે કે એવા બદ સખુન તારે મોહડેથી નીકલે છે પણ તું જો કે હું તુંને શીતાબ એ ઘોડા ઉપરથી ઉઠાવી ખાઈ જવશ. વાસતે તું શીતાબીથી તારાં સરવે હથીઆર મારી ઉપર ઉઠાવ કે તારા દીલમાં ઉમેદ રહી જશે કે મેં નામના ઉઠાવનાર દેવ પુલેનદાન ઉપર મારા હથીઆર અજમાવીઆં નહી. એવા સખુન શાંભલી શેરમરદ બરજોએ ગુસસામાં આવી વીજલી કરતાંને તેજ શમશેર ઉઠાવી પોતાની જબાંન ઉપર પાકપરવરદેગારનું નામ લેઈ પોતાનાં દેવજાદ ઘોડાને એડી મારી આજર ગોશસપની મીસાલે જોસસાથી આવી પુલેનદાંનની કમરગાહ ઉપર એક જખમ એવો તો મારીઓ કે શીતાબ તે મેદાનની જમીન ઉપર તે એક નાપાક દેવના બે દેવ કરી નાખીઆ. પછી તેવીજ ગુસસામાંને ગુસસામાં શેરની મીસાલે નાપેકારોની પનાહ પકડેલા ઈરાની પાદશાહ બહમનના લશકર ઉપર જઈ પડીઓ. નામદાર બરજો આ વખતે જાંહાં હાથ મારતો તાંહાં ઈરાંનીઓની લોથના ઢગલા કરી મેલતો હતો તેથી તે જંગના મેદાનમાં જંગી સવારોના ઘોડાઓની નાલે કરી આસમાનબી જોશપો આવીઓ હતો. એ મીસાલે ભારી છલાંગ મારતો ડાહાબી તથા જમની તરફ ઘોડો જોંકાવી હોમલો કરતો તેથી સવારોને ઘોડા સાથે જમીન ઉપર નાંખતો એ રવેશની લડાઈ આફતાબ ગોરબ થએઓ તાંહાંસુધી જારી રહી હતી. તે લડાઈમાં કમબખત બહમનના એક લાખ સવારો મારીઆ ગએઆ તેવાર પછી બરજો તે મેદાનમાંથી પાછો ફરી જાબુલી લશકરમાં આવીઓ અને દલેર ફરાંમરજ સાથે ખુશીથી મીજલેશ સમારી શરાબ પીવા બેઠો.

પેલી તરફ ઈરાંની લશકર પાછું ફરી પોત પોતાના મકાન ઉપર ગએઉં તેવારે બુરા અંદેશાનો બહમન જખમી દેલ સાથે તખત ઉપર આવી બેઠો અને જેહાં જોએ બરજોના કાંમથી પોતે ઘણો અંદેશો

કરતો હતો કે એ બરજોની લડાઈનો બીજો ઉપાએ હવે શું કરૂં ? એવામાં વલી ઇબ્બાદ કરી પેલી સંદુક ખોલી એક બાલ તેમાંથી કાહાડી આતશ ઉપર બાલીઓ. તેની બદબોએ કરી તમામ જેહાંન લરજામાં પડી એવામાં જોએ શું કે પેલા પુલેનદાનનો મોટો ભાઇ મુસલેનદાન આવી પોંહોચીઓ. તેને જોઇ સરવે મીજલેસનાં અમીરો ધ્રુજવા લાગા સબબ કે પેલા આગલા પુલેનદાન કરતાં તે મુસલેનદાન ઘણોજ દરામનો અને બીહામની સુરતનો ભારી દેલાવર હતો. એવા ભારી તથા બદ સુરત દેવને જોઇ ઉંધી રાહે ઉતરેલા પાદશાહ બહમનનો દમ તું કેહે કે ગોએઆ તેના તનમાં હતો નહી એવો તે પાદશાહનો હાલ થએઓ હતો. એવામાં પેલા બદ સુરત દેવે પાદશાહને પુછેઉં કે કાલ રોજે મારો ભાઇ તારી પાશે આવેઓ હતો તે કાંહાં ગએઓછે? તેવારે બદ એતેકાદના બહમને તેને કહેઉં કે એ સરફરાજ સરવે દેવોના પાદશાહ ! હું ઘણો દલગીર છેઉં કે તારો નાંધગો ભાઇ પુલેનદાન તો જાબુલી બરજોના હાથ ઉપર બે ટુકડા થઇ મારીઓ ગએઓછે અને તે વગેરે મારા ખાસ લશકરમાંથી એક લાખ સવારો તે બરજોના હાથ ઉપર મારીઆ ગએઆ અને તે બરજો સલામત પોતાના જાબુલી લશકરમાં આસાનીથી મીજલેસ કરી શરાબ પીતો હશે અને હું તારા ભાઇ તથા લશકરના ગંમથી જારી તથા હાએનો પોકાર ઉઠાવું છેઉં. એવી વાત શાંભલી મુસલેનદાન ઘણો ગુસસામાં આવી કેહેવા લાગો કે મારા નામદાર ભાઇને બરજોએ એક જખમથી બે ટુકડા કરી નાખીઓતો હું કાંઇ બરજોને તથા જાલેજરના કબીલાને સલામત રાખવાનો નથી. તેની જુબાનથી એવા સખુન શાંભલી પાદશાહ બહમન કેહેવા લાગો કે એ સરફરાજી મેલા દેવ ! તું કેહેછે તે સરવે દરોસતછે પણ વલી મને ફીકર લાગેછે કે એકતો તારો ભાઇ તેના હાથ ઉપર મારીઓ ગએઓ અને વલી તું બીજી મરતબે તેનીજ સાથે લડાઇ કરવા ચાહે છે પણ હું નથી જાંણતો કે એ વાંકી પીયનો આસમાન સીહા ખાક કોણની ઉપર નાંખશે. તેવારે પેલા પલીદ દેવે તેને કહેઉં કે તું જોકે કાલ રોજે તે બરજોને તથા તેના સરવે ખાનદાનને જીવથી મારશ. એવી ગોફતગો કરી ખાનું ખાઇ ખાબ કીધો. અને જેવારે બાંમદાદનો વખત થએઓ અને આફતાબે સુનેરી ફરસનું બીછાંનું જમીન ઉપર બીછાવીઉં ને આને આફતાબ રોશન થએઓ તેવારે પાદશાહ બહમનના

લશકરમાંથી નગારા તથા ઘાંટનો જેહાંન ધ્રુજાવનારો આવાજ નીકલીઓ તેવારેં સરવે ઈરાંની લશકર મેદાનમાં સફ સમારી પોત પોતાની જગોએ આવી ઉભું.

પેલી તરફ જાબુલી લશકરમાં પેહેલવાન ફરાંમરજે તથા પેહેલવાન બરજોએ કીનાના નગારાંનો આવાજ શાંભલીઓ તેવારે હોકંમ કરી જાબુલી લશકરમાંથીબી કીનાના નગારાંનો આવાજ શરૂ કરાવીઓ તેવારે સરવે જાબુલી લશકર તઈઆર થઈ મેદાંનમાં આવી સફ ખેંચી દબદબાથી ઉભું. પછી ગરદનફરાજ ફરાંમરજે જોરમંદ બાજુના બરજોને કહેઉં કે એ નાંમના ઉઠાવનાર! તું આજ રોજની લડાઈ મને બખશ શાવાસતે કે તું ઘણા દાહાડાની મંજલ કાપતો આવીઓછે અને વલી કાલરોજની લડાઈમાં ઘણો થાકી ગએઓછેં. એટલું જંગી ફરાંમરજનું કેહેવું કે પેલા મુસલેનદાંને મેદાંનમાં આવી બરજોને પોતાના હમનબરદ તરીકે બોલાવીઓ તેવારે ફરાંમરજ નાચાર ઉભો રહેઓ. અને શેરની મીસાલનો બરજો તે નાપાક દેવનાં મેદાનમાં બખારતા શેરની મીસાલે જઈ ઉભો અને તે દેવને જોઈ પોતે અજબ થવા લાગો કે કાલરોજે એ નાપેકાર દેવને મેં મારી આતશી શમશેરે બે ટુકડા કીધો હતો અને આજરોજે એ શી રવેશે પાછો જીવતો થઈ મારા મેદાંનમાં આવી ઉભો હશે. એવો વીચાર પોતાના દેલસાથે કરી તે નામદાર પેહેલવાને એક જોરથી પોકાર મારી કહેઉ કે એ બદ બસલતના નાપાક! કાલ રોજે મેં તુને મારીઓ હતો અને વલી તું એકાએક જીવતો થઈ કેમ આવી ઉભો છે? જેવારે પાદશાહ બહમને પેલા બાલના ઢુપાવીઆથી તેની મદદ આવનાર દેવ મુસલેનદાંને બરજોથી એવો પોકાર શાંભલીઓ તેવારે ધાભરો પડી ધ્રુજવા લાગો પછી હીમત પકડી કલેજાંના જોરથી એક પોકાર એવો તે મારીઓ કે ગોએઆ તેના પોકારથી આઠમું આસમાંનબી લરજામાં પડેઉં. એવો પોકાર મારી પછી બરજોને કહેઉં કે એ સાંમેસવારના સગજી બચા તુંને તો ખબર નથી પણ કાલ રોજે તો મારો ભાઈ તારા મેદાનમાં આવીઓ હતો તે તારા હાથ ઉપર મારીઓ ગએઓછે તે મારા દેલાવર ભાઈના કીનામાં હું તુંને ખાક બરોબર કરી નાખશ. અને તુને ખાક કરીને પછી તારા સરવે બેશના લોકોની બુનબેખ ઉખેડી નાખશ. અને બુઢો જાલ મારા પાદશાહ બહમનના હાથમાં કેદ પડેલોછે તેને એ મેદાનમાં સુલી ઉપર ચહડાવશ. એવા સખુન તે દેવોના

દેવની જુબાંનથી શાંભલી શેરમરદ બરજો હસવા લાગો અને કેહેવા લાગો કે એ બુરી નસલના એહરેમન તારૂં નાંમ શું છે અને તું કીઆ શેહેરનો રેહેનારો છે? તેવારે તેણે કહેઉં કે મારૂં નાંમ મુસલેનદાંન છે અને હું કપચાક શેહેરનો રેહેનાર છેઉં અને તે મુલકની પાદશાહી હું કરૂ છેઉં. અમો દેવલોકોને હાલમાં ઈરાની પાદશાહ બહમન સાથે એખલાસ ને દોસતીનો જે હક વધીઓછે તેથી તે નામદાર પાદશાહના બોલાવીઆ મુઆફેક અમો એની મદદ તમો જાબુલીઓના હાડકાં ચુસવા આવીઆ છઈએ. પાદશાહ બહમન સાથે અમો દેવ લોકો દોસતીનો હક ઘણો રાખીએ છઈએ. તે સાંભલી બરજોએ તેને કહેઉ કે હવે તારી બતાઇ કરવાની કોતાહ કરી શીતાબ લડાઈનાં હથીઆર ઉઠાવ કે આપણો હુનર બેહુ લશકર સારી રવેશથી જોએ. એટલું કહી પોતાન ઘોડાને જોલાંન આપવા લાગો. તેવારે મુસલેનદાંને તેને કહઉ કે હું નથી જાંણતો કે એ ફરતો આસમાંન કોણુની મદદ કરશે. એટલું કહી તેણે એક હીંદુસતાની કુટકુ જે પોતાની પાશે હતું તે લોહોડાનું કુટકું ઉઠાવી ચાહેઉ કે બરજોને મારે. એવું ચાહી તે ઉપર જખમ મારવા ગએઓ. એવો મામલો જોઈ હુનર ભરેલા બરજોએ તેનો હાથ કુટકાં સમેટ પકડી લઈ બીજે હાથે જોર કરી તેના હાથમાંનું કુટકું આસાંનીથી છોડાવી લીધું અને પોતાના લશકરની તરફ ફેંકી દઈ પોતાનો ભારી ગુરૂજ બેહુ હાથે ઉહાવી ઘોડાની રેકાબ ઉપર ઉભો થઈ મુસલેનદાંન ઉપર તે ગરૂજનો જખમ એવોતો મારીઓ કે તેની ગરદન સીનામાં અને સીનો પેતમાં એ રવેશે તેને ગરદાપેચ કરી નાખીઓ. તેનો તમાશો બેહુ લશકર જોતાં હતાં. એવામાં જાબુલી લશકરમાંથી શાદીનાં નગાંરાંનો આવાજ ઉઠીઓ. પેહેલવાન બરજો દુશમનને મારી નાબુદ કરીઆથી ખુશી થતો પોતાનાં લશકરની તરફ ચાલીઓ. તેવારે બેહુ લશકરો પોત પોતાનાં મકાંન ઉપર જઈ લડાઈનાં હથીઆરો છોડીઆં અને જાબુલીઓ મીજલેસ સમારી ખાંનુ ખાઈ શરાબ પીવા લાગા.

પેલી તરફ પાદશાહ બહમન ગંમગીન દેલ સાથે પોતાના તંબુમાં ગએઓ. તે જુલમગાર પાદશાહ જાબુલીઓની જવાંમરદી ને ખુલાદ એકબાલ ઉપર તરેહવાર રીતનો પોતાનાં દેલમાં વીચાર કરવા લાગો કે એ સોહરાબનો બેટો બરજો તો મારાં લશકરની તથા મારી ગરદ કાહાડી નાખશે. એ બરજો તો જાબુલી પેહેલવાનોમાં ઘણોજ જોરાવર

ફતેહમંદછે, જેના શુરજના જરબની તાબેશ કોઇ રાખી શકતો નથી અને તેની શમશેર દેવ જેવા પલીદોને એક અનાર મીસાલે કાપી બે ફાંડચા કરી નાંખેછે. એ રવેશે અંદેશો કરતાં એક હફ્તો ગુ-જારીઓ. પછી પાછી પેલી સંદુક ખોલી તેમાંથી એક બાલ બાહાર કાહાડેઓ. તેનો એવો વીચાર જોઇ હકીમ જાંમાસપે તથા પાકજાદ દસતુર પેશુતને પાદશાહને કહેઉં કે તું એ કાંમ માં કર. તું જાંણતો નથી કે એવાં કાંમના કરનારનું રવાંન બેહુ જેહાંનમાં હલાક થાએછે અને તેનું રવાંન એશમ દેવને હવાલે પોહોંચેછે અને તેના બુજોરગોનાં રવાંન પાક ઇઅજદાંની નજદીક શરમીદાં રેહછે. તું જા-હેરાતમાં તો પોતાના બાપનો કીનો લેવા નીકલીઓછે પણ બાતેનમાં એવાં કાંમથી તેના રૂહને અજાબ દેવાનાં કાંમ કરેછે. તું જા-ણતો નથી કે આપણી જરથોશતી દીનમાં એવાં કાંમ કરનારને વાસતે કહેલુંછે કે તેના રવાંનનો તથા તેના બેશના રૂહનો બેહુ જેહાં-નમાં છુટક થતો નથી તો તું જાંણી બુજીને શું કરવા એવાં બુરાં કાંમ કરેછે? જો તું રાસત એતેકાદથી ખોદાતાલાને એક જાંણી લડાઇ કરવા ચાહાશે તો પાક પરવરદેગારના હોકમ તથા મેહરબાંનીથી તારી ચાહેલી ફતેહનું નગારૂં વાગીઆ વીના રેહેનાર નથી. એવા દાનાઇ ભરેઆ સખુનની અસર પાદશાહ બહમનના દેમાગમાં દાખલ થાઇ નડી સબબ કે તેનું દેલ એહરેમનની રાહ ઉપર ફરીઉં હતું તેથી પેલો બાલ આતશ ઉપર પકડેઓ તેની બદબોથી સરવે ઇરાંની પેહેલવાનો તથા દરબારીઓના મગજ ફાટવા ચાહતાં હતાં. એવામાં એક ભારી જીઆંગાર દેવ આવી જુલમગાર બહમનની નજદીક ઉભો. તે દેવને જોએ શું કે પેલા આગલા બેહુ બદસુરત દેવો કરતાંનેબી ઘણો ભારી કદનો અને દેખાવમાં ઘણોજ દરાંમની સુરતનો બીહાંમનો નજર આવીઓ. તેને જોવાથી ઇરાની પાદશાહ બહમનનાં અમીરો ભારી અંદેશામાં પડી ઘાભરા થઇ ગએઆ કે કોઇ વખતે એવા ભારી કદનો અને બદસુરત દેવ જોવામાં આવીઓ નથી. તે દેવે આવતાંને વાર પાદશાહ બહમનને સેજદો કરીઆ પછી પોતાનું બાંધુ જે ગરદંન ઉપર ઉઠાવેલું હતું તે જમીન ઉપર મુકી પોતાનાં હાથ જોડી તે ઇરાની પાદશાહની સાંમે ઉભો. તેને પાદશાહ બહમને પુછીઉં કે એ નાંમદારી ભરેલા દેવ તારૂં નાંમ શુંછે? પાદશાહ બહમનથી એ રવેશેના સખનો શાંભલતાંજ તે દેવે કહેઉં કે મારૂ નાંમ અલબાંનછે અને હું

કપચાક શેહરનો રેહનાર છેઉં અને મારી પાશે એક લાખ જબરદસત દેવો છે તે ઉપર હું સરદારી કરૂં છેઉં અને આએ બાંધુ મને પાદશાહોનાં પાદશાહ જમશેદે આપીઉછે અને એ બાંધાનું બએઆંન એક તખતી ઉપર લખેલુંછે પણ તેના હરફ કોઇ વાંચી શકતા નથી. તે તખતી મારા મોકાંમ ઉપર મોજુદછે. ફરી તે દેવ તે ઇરાની પાદશાહ બહમનને કેહેવા લાગો કે તારો શું હોકમછે તે મને ફરમાવ કે હું તે બજા લાવું. તેવારે પાદશાહે તેને કહેઉ કે તારા બેહુ ભાઇઓ જાણુંતી રૂસતમના નબીરા દલાવર સેપેહસાલાર જેહાનજોએ બરજોનાં હાથ ઉપર મારીઆ ગએઆછે તેથી હું ચાહું છું કે તે બરજોને તું. તે તારા બંધે ભાઇઓના કીનામાં મારે કે તેથી એ જબરદસત સેપેહસાલારથી હું તથા મારૂં તમામ લશકર છુટકારો પામે. અને જો તારા બંધે ભાઇઓની માફેક તારેથીબી તે સેપેહસાલારની લડાઇ બરદાસત થઇ નહી શકે તો શીતાબ તેની સાંમેથી પાછો ફરજે નાહક શરમને વાસતે પોતાનો પીઆરો જાંન બરબાદ કરતો માં પણ તે અલબાંનને તો ખબર હતી કે એ બાંધાંથી બરજને મારેઓ જશે તેથી તેણે પાદશાહને કહેઉં કે જે કાંઇ પાક ઇઅજદાં કરશે તે થશે. પાદશાહ તે દેવના આ સખુનો સાંભલીને પોતે અંદેશો કરી મન સાથે કહેવા લાગો કે એતો દેવછે અને ઇઅજદાંની પનાહ શાવાસતે માંગેછે. એવો વીચાર કરી તેને પુછીઉં કે તું દેવ થઇ પાક ઇઅજદાંનું નામ શા સબબથી લે છે. એવી વાત બહમનની જુબાંનથી શાંભલી તેણે જવાબ દીધો કે હું પાદશાહ જમશેદની વખતનો છેઉં અને હું તે પાદશાહનો ફરમાબરદાર બંદો છેઉં અને હજુર લગી હું તેનાં મકાનની ખબરદારી કરૂં છેઉં અને હજુર તે ખાવંદનું નીમક ખાઉ છેઉં તેથી તે સાહેબની પરસતેશ કબુલ રાખુ છેઉં. મને માલુમ નથી કે મારૂં મોત કોણ નામદારના હાથ ઉપર હશે વાસતે હવે તો હું કાલ રોજે મેદાનમાં જાવું અને જોઉં કે પાક પરવરદેગાર કોણની ઇઆરી કરેછે એવી ગોફતેગો કરતાં રાત તમામ થઇ અને બામદાદનો વખત થએઓ તેવારે પાદશાહ બહમને હોકમ કીધો કે લડાઇનાં નગારાંનો અવાજ કરે અને સરવે ઇરાની લશકર સફ સમારી મેદાનમાં હાજર થાએ. એવો હોકંમ શાંભલી નગારચી લોકોએ લડાઇનાં નગારાંનો આવાજ શરૂ કીધા અને લશકરના સીપાઇઓ તથા સરદારો સરવે કોઇ બખતરબંદ થઇ લડાઇનાં મેદાનમાં આવી સફ ખેંચી ઉભા.

## આવીઓ અલખાંન દેવ જેહાંનોએ બરજોની લડાઈમાં અને મારીઓ ગએઓ. જાબુલી સેપેહસાલાર બરજો તેના હાથ ઉપર તે વગેરેની દાસતાંન.

——:oo:——

શાએર કેહેછે કે એ ફરતો આસમાન કોઈ ઉપર બરકરાર રહેઓ નથી અને રેહવાનોબી નથી વાસતે એ ભાઈ તુંથી બની આવે તાંહાં સુધી નેકીના કાંમ કરતો રેહે શાવાસતે કે આખર તુંને મોત મેલનાર નથી. શું પાદશાહ કે શું અદના ફકીર સરવે કોઈને એક વખત આએ દુનીઆથી ગુજરવુંછે તેથી હમેશે બંદાને મોતની શું ગાલથી બીહીને ચાલવું સજાવારછે. હવે પાદશાહ બહમનને ઈરાની લશકર સાથે મેદાનમાં સફ સમારી કલબગાહમાં ઉભેલો જોતાંજ પેલી તરફ નામદાર ફરાંમરજે હોકમ કરી જાબુલી લશકરને મેદાંનમાં કાહડીઉં તેનો આગેવાન તહુર પેહેલવાન હતો તેણે ખુબ રવેશેથી સફ સમારી તે તહુર પેહલવાન ફરામરજને તથા નાંમના ઉઠાવનાર બરજોને કેહેવા લાગો કે આજની લડાઈ મને બખશો. તેને જેહાં પેહલવાન રૂસતમના ગરદનફરાજ ફરાંમરજે કહેઉં કે તું બુઢો નામદાર મારો ઘણો નેક બાહછે તેથી એવી ભારી લડાઈમાં તુંને હરગેજ જવા દેઉં નહીં. તેવારે દલાવર બરજોએ કહેઉં કે એ નામદારો તમો જરા સબર પકડો કે પાદશાહ બહમનના લશકરમાંથી કોણ પેહલવાન મેદાનમાં આવી કોણને હમનબરદ બોલાવેછે. તે હરીફ જે પેહેલવાનને હમનબરદ બોલાવે તે પેહેલવાન તેનાં મેદાનમાં જશે. એટલું કહી પોતે બખતર પેહરીઉં અને જરી કોહોલા પોતાના સર ઉપર મુકી અને કીનાનો કમરબંધ કમર ઉપર બાંધીઓ તથા તમામ હથીઆરો ભીડીઆં અને દેવજાદ ઘોડા ઉપર સવાર થઈ પોતાના લશકરની સફ સમારી તેમાં જંગી જેહાંબખશને લશકરની જમની બાજુએ રાખીઓ અને ડાહાબી બાજુએ ખુરશેદ માહાપેકરને રાખીઓ તથા તહુરને લશકરની ખબરદારી કરવા સારૂ ફરતો રાખીઓ અને પોતે લશકરની હરૈલમાં આગલ રહેઓ અને શેરને પીતતેનો દલેર ફરાંમરજ લશકરની કલબગાહમાં ઉભો હતો. એવામાં ઈરાંની પાદશાહ બહમનના લશકરની કલબગાહમાંથી અલખાંન દેવ પાંઉપેઆદો ચાલતો મેદાંનમાં આવી ઉભો તેના હાથમાં એક બાંકુ ઇઆને શાતુર વાંકાં ધારીઆંની

મીસાલનું પકડેલું હતું તેનું વજન આસરે બારસો મનનું હતું, અને તેજ તલવાર કરતાંને તે ચલકાતમાં જીઆદે હતું અને તેના દસતા ઉપર ઉનચાં ગોહરો જડેલાં હતાં તે દેવે જુશચામાં આવીને પેલું બાંધુ પોતાના હાથમાં ઉઠાવી ઉભો રહી એક પોકાર એવોતો મારીઓ કે તેના પોકારે કરી જાણુલી ઘોડાઓ ચાલાક પાંઉ થઇ નાહાસવા ચાહતા હતા. એવો અજાએબ પોકાર મારી તે ઇઆજદાંનપરસત દેવે કહેઉં કે સાંમેસવારનાં ખાંનદાંનનો બરજો પેહેલવાંન કાંહાં ગએઓછે કે તેણુ મારા બે ભાઇઓને જીવથી મારીઆછે તેને ખબર કરો કે તારો હમનબરદ મેદાંનમાં આવીઓછે તેથી શીતાબી કરી આ જંગના ખુનખાર મેદાંનમાં આવે. જેવારે અજલના પોંહોંચેલા પેહેલવાંન બરજોએ તે દેવનો એવો આતવાજ શાંભલીઓ તેવોજ પોતાનો ગુલરંગ ઘોડો આજરગોસસપની મીસાલે મેદાંનમાં જોંહકાવીઓ અને તેની બોકાબેલ થઇ એક પોકાર એવોતો મારીઓ કે તેના પોકારથી વાદલબી ફાટવા ચાહાતું હતું. તે પોકાર મારી તે નામદાર પેહલવાંને પેલા દેવને પુછીઉં કે અએ બેઆંનત ભરેલા દેવ તારૂં નામ શું છે અને તું કીઆ શેહેરનો રેહેનારછે અને એવા બુરા પાદશાહની મદદે તમો એકાએક કાંહાંથી આવી પોંહોંચો છેઓ. એવી વાત સેપેહસાલાર બરજોની જુબાનથી શાંભલી તે શાહાંનશાહ જમશેદના ફરમાન બરદાર દેવે પુછીઉં કે અએ જાણુલી પેહલવાન તારૂ નામ શુંછે અને તારા લશકરમાં તારી બરાબરીનો કોઇ પેહલવાનછે કે તું આવો ખુબ સુરત મારા મેદાનમાં આવેઓછે મગર પાક ઇઆજદાં તારી ઉપર આજ રોજે ગુસસે થએઓછે કે તું તારા પોતાના પગે ચાલી મોતના ફાંદામાં આવીઓછે અને તું મારૂં નામ પુછેછે તો મારૂં નામ અલબાન છે. તેવારે દલેર બરજોએ તેને કહેઉંકે તું મારૂ નામ માંગેછેતો મને તમામ લડાએકો પીછાનેછે કે હું દલાવર સોહરાબનો બેટો લશકરનો મારનાર બરજો છેઉં અને મારો નેક નેઆગાંન સામે સવારનો જાલેજર કરી કેહેવાએછે અને મારો સરફરાજ કાકો દેવોને બાંધનાર દલેર ફરાંમરજ મારાં લશકરની કલબગાહમાં ઉભોછે. તું મને પુછેછેકે તારી મીસાલનો બીજો કોઇ પેહેલવાન તારી સફમાંછે કે નહી તે પુછીઆથી તારી મતલબ શુંછે. વલી તું દેવ થઇને તેમજ આદમીના લોહીનો તરશીઓ કેહવાઇને પાક ઇઆજદાને ઇઆદ કેમ કરેછે. તેવારે તે દેવે કહેઉ કે એ નેક ખાંનદાનના બરજો! હુંબી તારા

નેઆગાનોનું નીમક ખાઇ પરવરશ થએલો છેઉં અને કપચા શેહરમાં મારૂ મકાનછે અને હું પાદશાહ જમશેદના વખતથી તેની ફરમા બર દારી કરતો હતો અને હજુર તેનાજ નીમકથી હું પરવરેશ પામુંછું તેથીજ હું ઇઅજદાને ઇઆદ કરૂંછું. અને મને તારી ખુબસુરતી જોએઆથી સીનામાં દરદ લાગેછે કે એ જાણુલી ખાનદાનના ઇઆદ ગાર પેહેલવાન બરજો તું આજતો મારી સાથે સારો દહાડો ગોફતે-ગો કર અને સાંહજને વખત તું સલામત પોતાના લશકરમાં જજે અને કાલ રોજે કોઇ બીજા પેહેલવાનને મારા મેદાનમાં મોકલજે કે તે નામદારના હાથ ઉપર હું મારીઓ જાઉંતો બેહેતર થાએ. તે ઇઅ-જદાંપરસત દેવના આવા સુખન શાંભલી તે બેફામ તથા અજલનાં ફાંદામાં ગીરફતાર થએલો બરજો હસવા લાગો અને કેહેવાલાગો કે એ અલખાન! તું એવડી ચાપલુસી શાવાસતે કરેછે તું મારો દુશ-મન થઇ એવડી મોહોબત મારી ઉપર શા સબબથી લાવેછે મારી ખા-તરજમાં થઇછે કે તું એવા ચારાથી સલામત જવા ચાહેછે તે કરતાં તું મારી પારી જીનહાર માંગી જતો હોએતો હું તુંને રૂખસદ આપું કે તું તારે મોલક સલામત પાછો જા. પછી હું પાદશાહ બહમન સાથે એક સુલતાની લડાઇ કરૂં. પેહેલવાન બરજોને મોહોથી એવા સખુન અલખાંને શાંભલેઆ તેવારે અંદેશો કરવા લાગો કે એ નામદાર જાણુલીને નાહકનો બેજાન કરવા કરતાં હું આ મેદાનથી નાહાસી ગેબ થાવું તો બેહતર પણ અજલે તેના દીલમાં જોશ ઉપજાવીઓ કે તેના પોતાના બેહુ ભાઇઓનો કીનો તે દેવને ઇઆદ આવીઓ. તેથી ગુસસામાં તે દેવે આવી પેહલવાન બરજોને કહીઉં કે ઓ જાણુલી બરજો તારી અજલ આવીછે તેથી હવે તું શેતાબી કરી તારો ગુ-રૂજ ઉથાવ. એવી વાત તે દેવની જુબાંનથી શાંભલી જીવથી ધરાએલા બરજોએ પોતાનો ગરૂજ ઉઠાવી આતશનાં શોલાની મીસાલ જોશમાં આવી તે દેવ ઉપર પેદરપે તરણુ જરબ મારીઆ. એવા ભારી ગુરૂ-જને તે દેવે પોતાના હુનરે કરી રદ કીધા. એવો મામલો જોઇ સરવે લશકરો અજબ થવા લાગાં એવામાં અલખાંને એક ભારી પોકાર મારી બરજોને કહેઉં કે ઓ નામદાર પેહેલવાન જમાનો આ જંગને દરમીઆન શાહેદ છે કે આ શાતુરના જરબે તારી અજલ તું ઉપર બરકરાર થનાર છે અને એ શાતુર જમાના થએઆ જેહાન જીતનારા મોટા શાહાનશાહ જમશેદના એજમતી ખજાના ખાનામાં કાએમ છે.

અગર, એ પેહેલવાન ! તું આજે મારા હાથ ઉપર એ શાતુરથી અજલ પામીઓ નહી તો જેહાનના દરમીઆનમાં કોઇ તારા તનના એક બાલને પણ એલજામ પોહોંચાડનાર નથી. પછી તે દેવે ઇઅજદાનું નામ જબાન ઉપર લીધું અને ફરીને પેહેલવાન બરજોને ગમભરેલા દીલથી કહેઉં કે હવે તું એ મારા હાથનો જરબ સંભાલ. એટલું કહી પોતાનું બાધું ઉઠાવેઉં તે જોઇ બરજોએ શીતાબ સર ઉપર ધાલ પકડી એવામાં તે દેવે બરજો ઉપર એક જખમ પેલા શાતુરનો મારીઓ. ત જખમથી બરજો સરથી તે સીના સુધી બે ફાડ થઇ ઘોડા ઉપરથી જમીન ઉપર પડેઓ. તેને જમીન ઉપર પડેલો જોઇ અલબાંન ઘણોજ ગમગીન થએઓ. એવામાં બેહુ લશકરમાંથી પોકારો ઉઠેઆ કે સોહરાબનો બેટો શેરમરદ બરજો મારીઓ ગએઓ.

જેવારે ખુરશેદ માહાપેકરે એવો મામલો દીઠો તેવારે ઘોડો ન બાવતો મેદાનમાં આવીઓ. જેવારે અલબાંને દુરથી ખુરશેદ માહાપેકરને ગુસસાથી ઘોડો નખાવતો આતશની મીસાલે આવતો દીઠો તેવારે પોતાનાં હાથમાનું શાતુર ફેંકી દીધું અને વાની મીસાલે પોતાનાં શેહેરની તરફ નાહાસવા લાગો. તેની પછવાડે ખુરશેદ માહાપેકર પોતાના બાપના કીનામાં આતશના શોલાની મીસાલે લાલ થએલો ઘોડો નખાવતો જતો હતો. હવે બરજો જેવારે જરી જીન ઉપરથી ખાકમાં પડીઓ તેવારે બાનુગોશસપ ઘોડો દપતાવતી તે જગોએ આવી અને જોએ છે શું કે દેલાવર બરજોના સરમાંથી બેશુમાર લોહી જાએછે તેવારે ઘોડા ઉપરથી નીચે ઉતરી જારીનો પોકાર ઉઠાવીઓ અને પોતાનાં સર ઉપર ખાક છાંટવા લાગી. એવામાં દલેર ફરામરજ તથા બીજા અમીરો તથા શેડાબે આવી પોંહોંચીઆં અને સરવે કોઇ દેલાવર બરજોનો એ રવેશે શીકશત હાલ જોઇ જારીનો પોકાર ઉઠાવતાં બરજોને પોતાનાં જાબુલી લશકરમાં લેઇ ગએઆં અને ઘણી માહેતમનો પોકાર ઉઠાવા લાગાં. તેવારે દલેર બરજો તઓને કેહેવા લાગો કે હજુર મારાં તનમાં તો જીવ બાકી છે અને તમો એટલી જારી શું કરવા કરો છેઓ. તમો એટલું કરજો કે મારા હમનબરદ અલબાંનને જીવથી મારજો. પછી ગમમાં ગીરફતાર થઇ પડેલા બુજોરગ ફરામરજને કહેઉં કે મારા નેકનામ કાકા એજ રવેશથી સરવે કોઇનું મોત આવે છે એ અજલના ફરેશતાની ચુંગાલથી કોઇ બચવાનું નથી વાસતે મારા મુવાથી તમો જારી મા કરતાં અને મારાં રવાંન ઉપર જારી કરી

અજાબ મા નાખતાં પણ આ તમો નામદાર મારા કબીલાના લોકો ખુબ રીતે સાંભલી ઇઆદ રાખજો કે એ નાપાક બહમનને હરગેજ થઇ સલામત રાખશો માં એવા કંમબખત પાદશાહને મારવો ઘણોજ બેહેતર છે. એ બીનાએ બરજો તરણ દહાડા જીવીઓ અને થોડે દંન તેનો જીવ ગરોથમાન બેહેશતની તરફ રવાંના થએઓ તેથી સરવે જાબુલી લશકરે એકદંમ જારીનો પોકાર ઉઠાવીઓ તે ખબર પેલી તરફ પાદશાહ બહમનને થઇ તેથી તે બેહુંદા પાદશાહે પોતાનાં તમાંમ લશકરમાં હોકમ ફેરવેઓ કે સોહરાબના બેટા દલાવર બરજોનો સરવે કોઇ ઇરાની મરદ ઓરત બે હફના લગી ગંમ કરે અને કાલાં કફન પેહેરે અને નગારાં તથા તમામ લડાઇનો સામાન ઉંધો નાખે. એવો પોતાના પાદશાહ બહમનનો હોકમ શાંભલી સરવે કોઇ પેહેલવાન બરજોના મોત ઉપર જારીનો પોકાર ઉઠાવવા લાગા.' તેમ પેલી તરફ જાબુલી લશકર પોતાનાં સરમાં ખાક છાંટી બેશુમાર જારી કરવા લાગું. પછી પેહેલવાન બરજોનાં તનને પાક પાણીથી ધોઇ સાફ કીધું અને ઘણી ઉંચી ઉમદા ખુશબોથી તેનું તન પુર કીધું અને સાફ કપડાં પેહેરાવી તેની લાશને એક ગોહેરના જડાવદાર તખત ઉપર મેલી અલબરોજ પાહાડની ઉપર જાંહાં શાહા જંમશેદનું બેકીમતી દુખમું હતું તાંહાં લઇ જઇને તેમાં તે પેહેલવાન બરજોની લાશને મેલી પછી સરવે કોઇ સેજદા કરી તાંહાંથી પોતાનાં મકાંન ઉપર આવી બે હફતા સુધી સરવે કોઇએ એવો ગંમ કીધો કે તમામ દુનીઆ તેઓએ તરક કરી નાખી હતી.

---

**ખબર થઈ બંદીખાને લોખંડના પીંજરામાં બંધ પડેલા બુજોરગ જાલેજરને પેહેલવાન બરજોના મારીઆ ગએઆની અને માહેતમ કીધી તે સામેસવારના બુજોરગ જાલે તે વગેરે બીજી દાસતાંન.**

—:00:—

હવે પેલી તરફ બુઢા જાલેજરને ખબર થઇ કે તારો બરજો મારીઓ ગએઓ તવારે તે બુઢા જાલે બંદીખાંને પોકાર તથા શોર ઉઠાવીઓ. અને કેહેવા લાગો કે એ લાજવરદી આસમાંન તેં મારી ઉપર એકાએક એવો ગમ કેમ નાખીઓ? કે મારાં ખાંનદાંનની

બુનબેખ જરથી ઉખેડી નાખે છે એવો તું અમો બાપુલીઓ ઉપર શા સબબથી ઉલતીઓ છે. પછી પોતાનાં બેટા જેહાનના પેહેલવાન રૂસતમને ઇઆદ કરી કેહેવા લાગો કે ઓ જેહાં પેહેલવાંન તું મને એવી સખતીના દરીઆવમાં ગરક કરી તું નચીંતાઇથી પેલી જેહાંન ખુરમ બેહેશતમાં આરાંમથી જઇ બેઠો છે અને જે ચીજો તુંને આએ જેહાંનમાં પીઆરી હતી તે ચીજોને તાંહાં બોલાવી લે છે ઇઆને બરજો તુંને ઘણોજ પીઆરો હતો તનેબી તેં બોલાવી લીધો તો એ બેટા! તું એ જેહાંનમાં મારી ઉપર ઘણી મેહરબાંની રાખતો હતો અને હવે પેલી જેહાંન જઇ એકાએક મારી ઉપરથીબી મેહર કેમ ઉતારી નાખી છે. એ બેટા! તુંને ઘટેચ કે મને તારી નજદીક શીતાબીથી બોલાવી લે કે હુંબી તે જેહાનમાં આવી અમનથી બેસું. એ દાદગર દાવર તું મારી બુજોરગીને નેગાહ રાખી એવા જુલંમગાર પાદશાહથી મને છોડવ અને તારી દરઘાહમાં બોલાવી લે કે એવા અજાબથી હું ખલાસી પાંમું. તું ખુબ રવેશે જાણે છે કે એવો પાદશાહ ઇરાંન જમીનના તખત ઉપર કોઇ બેઠો નથી. એવા જુલમગાર પાદશાહને તું અમો ઉપર સા સબબથી આપે છે તે હું જાંણતો નથી કે અમો લોકોએ તારો શું ગુનાહ કીધો છે તે અમોને કાંઇ ખબર પડતી નથી. આ લોખંદના પીંજરામાં હું હજાર વરસનો પીર મરદ બંધ પડીને આ અજાબ તથા ગજબનો જમાનો સોસું અને જે મારા નીઆગાનોએ પલીદ દેવો તથા જીઆંગાર બલાઓ મારી આ જેહાંનને સફા કરી તેનો બદલો આ રવેશ તારી રાસત દરગાહથી મને નવાજેશ થાએછે. ઓ જેહાનના સાહેબ આ હું પીરમરદ એકવાર લશકરનો મારનાર ને જંગને ફતેહ કરનાર ને બુરાઓની બદી ટાલનાર જવાન મરદ હતો અને જેહાંનમાં તારી મદદથી ઇનસાફ ને નેકી પાંઠરી હતી તથા બાબુલના કોટથી તે રૂમસામના મેહેલ તલગ મારી શમશેરનો રોબ મારતો હતો કે જેથી હું તુ નેક સાહેબને જે નેક રાહ પસંદ હતી તે આશકાર કરવાને ફાવીઓ હતો. ઓ શાહાનશાહોના શાહાનશાહ બારે તાલા! આ વખતે મને તારી મેહેરબાની બખશ અને મને મારી આ હાલતથી મોકલો કરી તારી દરગાહમાં બોલાવ એ રવેશથી બાલેજર બારી કરી કેહતો હતો. એ વાત ઉપર બે હફતા પુરા થએઆ તેવાંરે બીજી મરતબે પાદશાહ બહમને લડાઇનું નગારૂં ઠોકાવીઉં અને મોત ને માહેતમના છતર નીચે પોતાનું તન તકીઉં.

## નાહાસી ગએઓ અલબાંન દેવ કપચાક શેહેરની તરફ તેનો દુંબાલો ખુરશેદમાહાપેકરે પકડી તે દેવને મારીઓ તે વગેરે બીજો એહવાલ.

—:00:—

આ નામોનો બનાવનાર અને બએઆંન કરનાર શાએર કેહેછે કે પાદશાહ બહમનની લડાઇ મોકુફ રાખી નામદાર ખુરશેદ માહાપેકરની દેવના મુલકમાંની લડાઇનું દાસતાન શાંભલ કે જેવારે તે દેલાવર બરજોની અજલ લાવનાર અલબાંન દેવ પેહલવાન બરજોને જખમ મારી નાઠો અને તેની પછવાડે કીનાનો લેનાર તેનો બેટો નામદાર ખુરશેદ માહાપેકર ઘોડો ડપતાવતો ગએઓ. પણ તે નાપાક એવો દોડતો કે તેની બરોબર બાંમદાદનો પવનબી પાએદારી કરી શકતો નહી હતો. એવી ચાલાકીથી દોડતો હતો અને તેની પછવાડે ખુરશેદ માહાપેકરબી ઘોડો દપતાવતો પણ બેહુનો થોડો થોડો અંતર હતો. એવામાં કપચાક શેહેરમાં અલબાન દેવ દાખલ થએઓ અને તે શેહેરનો દરવાજો બંધ કીધો તેથી ખુરશેદ મહાપેકર દરવાજાની બાહાર રહી ગએઓ. એ રવેશે તે શેહરની બાહેર દીન છ સુધી પડી રહેઓ. પછી એકદંન રાતને વખતે પોતાનો ફાંધો તે કોટની ઉપર ફેંકેઓ અને તેના આસરાથી તે શેહેરના બુલંદ કોટ ઉપર ચહડી શેહેરમાં દાખલ થઇ દરવાજાની નજદીક ગએઓ. તાંહાં એક દરબાંન ચોકી કરતો હતો તેને પકડી કેદ કીધો. અને તે દરવાજો ખોલી પોતાના ઘોડાને અંદર લીધો અને તલવાર ખેંચી પેલા દરબાંન દેવની નજદીક જઇ કહેઉ કે તારા સરદાર અલબાંન દેવનો મકાંન મને દેખાડ નહી તો તારા તનના શીતાબ બે ટુકડા કરશ. જો તું મને તેનું મકાન દેખાડશે તો હું તેને મારી આએ શેહરની પાદશાહત તુંને બખશીને તેનો બદલો વાલશ. પેલા બંદમાં ગીરફતાર થએલા દરબાંને ખુરશેદમાહાપેકરથી એવા સખુન શાંભલેઆ તેવારે તે દરબાંન કેહેવા લાગો કે તું મને છોડ કે હું અલબાંન દેવનો મકાંન તુંને દેખાડું. તેવારે ખુરશેદમાહાંપેકરે તેને કહેઉકે તારી વાત હું પસંદ કરતો નથી. તમો દેવ લોકોનો ભરોશો રાખવો સજાવાર નથી. કદાપી હું તારાં મુશકાં છોડુ તો ફરીને મને મેહનતમાં પડવું જોઇએ સબબ કે તમો દેવ લોકો ફરી જતાં વાર લગાડતા નથી. વાસતે તું બાંધેલો મારી

સાથે ચાલી તે ખુરા દરામના દેવ અલખાંનની જગો બતાવશે તો બહેતર છે નહી તો હું પાક ઇઅજદાંના કસમ લેઇ કેહું છેઉં કે પરથમ હું તુંને મારી પછી મારા બાપનો કીનો તે નાપેકાર દેવ અલખાન ઉપર લેવશ. પેહેલવાન ખુરશેદમાહાપેકરને એવી કઠન નજરથી બોલતો જોઇ પેલો દરખાંન આગલ ચાલવા લાગો તાંહાંથી તરણ દાહાડે એક મેદાંનમાં જઇ પોહોંચીઆ. તે મેદાનમાં એક બુલંદ મેહલ દીઠો તે મેહલની આસપાસ એક લાખ દેવોની ચોકી હતી તે દેવોનો સરદાર એક દેવ હતો કે જે જાલમ દેવે આવી ખુરશેદમાહાપેકરનો રસતો બંધ કીધો અને પુછવા લાગો કે અએ નામદાર સવાર! તું કોણને પુછેછે અને એ જગોએ આવીઆની તારી મતલબ શું છે? તેવારે ખુરશેદમાહાપેકરે તેતે પુછીઉં કે એ મકાંન કોણનુ છે? અને તારૂં નાંમ શું છે? તેવારે તે દેવે જવાબ દીધો કે મારૂં નાંમ કઇઓકાંમ અને હું સપેહસાલાર અલખાંન દેવનો સરફરાજી ભરેલો છેઉં તથા એક લાખ દેવો મારા તાબામાં રહેછે અને એ અલખાંન દેવનાં મેહેલની પાસબાની કરૂં છેઉં. તેવારે તે દેવને કહેઉં કે તું જઇને તારા અલખાંનને મારી નજદીક બોલાવી લાવ અગર તું નહી જાએતો મને રસતો આપ કે હું તેની નજદીક જાઉં. તેવારે કઇઓકાંમ દેવે કહેઉં કે તું ચાહાતો હશે કે એવા ભારી દેવોની ચોકી ચુકાવી અલખાંનની નજદીક જાઉં પણ ઓ ખુબસુરત સવાર તું ખાતર જમાથી જાણજે કે એ જગો ઉપર તારી ઉમર આખર થાએ તોબી તારેથી તેની નજદીક જઇ શકાશે નહી. વાસતે અએ ખુબસુરત પેહેલવાંન તું શીતાબી કરી જે રસતેથી આવીઓછે તે રસતે તું પોતાનો જીવ સલાંમત લેઇ પાછો જાએતો ઘણુંજ બેહેતર થાએ કેમકે તું નવજવાન છે તેથી મને તારી ઉપર ઘણી મેહેર આવે છે કે કદાપી તું લડાઇ કરવા ચાહશે તો અમારામાંના એક કમીના દેવની બરાબરી તું કરી શકવાનો નથી અને અગર જો અમારા સરદાર અલખાંન દેવને તારા આવીઆની ખબર થશે તો તે તુંને જીવથી મારીઆ વગર રેહશે નહી. જેવારે સરફરાજ ખુરશેદમાહાપેકરે તે દેવોના લશકરના સેપેહસાલારથી એવા સખુનો શાંભલીઆ તેવારે તેણે તે દેવને જવાબ આપીઓ કે તું જાંણતો હશે કે હું ઘણો ખુબસુરત તથા નવજવાંન છેઉં વાસતે મારૂં મોત હરગીજ નહી એવું જાણીને તું એવા સખુન બોલેછે પણ તું મને અલખાંન દેવની નજદીક જવાની રાહ આપ

નહીતો તું તારા જાંનની ખરાબી મારા હાથથી કરશે. તેવારે કઇઓકાંમ કેહેવા લાગો કે હું તો તારો જીવ સલામત રાખવાની વાત કરૂંછેઉં અને તું મારો જાંન લેવાનો કસદ કરેછે તો હવે હું તુંને શી રવેશે સહમજાઉં. પણ તે દેવની વાત શાંભલીઆને બદલે ફરીને પેહેલવાન ખુરશેદમાહાપેકરે કહીઉં કે તું મને જવાની રાહ આપતો નથી તો તુંને હું જીવતો મેલવાનો નથી. એવા સખુન તે પેહેલવા- નની જુબાંનથી શાંભલી કઇઓકાંમ દેવ ગુસસામાં આવી કેહવા લાગો કે અએ નાદાન! જીઆરે તું સહમજતો નથી તો શીતાબ લડાઇનો હાથ ઉઠાવ. તેવારે શેરને પીતતેનો ખુરશેદમાહાપેકરે ઘોડાને એડી મારી તુરત તે દેવની નજદીક આવી પોતાનો હાથ તેના કમરબંદ ઉપર મારી તે નાપેકાર દેવને શીતાબ જમીન ઉપરથી ઉઠાવી લીધો અને પોતાના સર ઉપર ફેરવી હવા ઉપર ઉંચે ફેંકી દીધો અને જેવો તે નીચે આવીઓ તેવોજ તેના કમરબંદ ઉપર તાકીને પોતાની તલવાર એ- વીતો સાફ મારી કે તે કઇઓકાંમના બે ટુકડા થઇ જમીન ઉપર પ- ડીઓ. એવો તમાશો જોઇ બીજા દેવો માંહોમાંહે કેહવા લાગા કે એવો ખેલ કોઇ વખત આપણા જોવામાં આવીઓ નથી કે આએ જાણુલી છોકરાએ આવા ભારી દેવને આસાનીથી ફેંકીને કાપી નાંખીઓ. એવી ગોફતેગો સરવે દેવો કરતા હતા. એવામાં શેરની સુંગાલનો પેહેલવાંન આદરગોશસપની મીસાલે જોસમાં આવી પોતાનો ઘોડો દપતાવતો પેલા તમામ દેવોની વચે જઇ પડીઓ અને જેમ એક ભુખીઓ શેર મસતી કરે તે મીસાલે મસતીથી તે પેહેલવાન તલવાર મારતો અને તેના જખમે કરી તમામ દેવોના સર ખાકમાં પડતાં હતાં. અને જે તરફ તે ઘોડો દોડાવતો તે તરફ દેવોના ટોલે ટોલાં જમીન ઉપર બેજાન થઇ પડતાં હતાં. એ રવેશે દેવોની લોથોએ પાહડની મીસાલે તે જંગલમાં ટેકડા કરી નાખેઆ અને તેના લોહીએ કરી તે મેદાન દ- રીઆવની મીસાલે મોજા મારવા લાગું. એવી આઇીઅત ભરેલી લડા ઇ જોઇ બીજા દેવો તેની નજદીકથી નાહાસવા લાગા. તે ખબર તે કીલલાના પાદશાહ અલખાન દેવને થઇ કે એક જાણુલી પેહલવાનનાં હાથ ઉપર તારા ઘણાએક દેવો મારીઆ ગએઆ અને તારા સેપે- હ સાલાર કંઇઓ કામને હવા ઉપર ફેંકી દીધો અને જેવો તે નીચે આવીઓ તેવોજ તેને તલવારે કરી બે ટુકડા કરી નાખીઓ. બીજું તે નામદાર તારે વાસતે હરદંમ બોલેછે કે મારા મેદાનમાં અલખાનને

બોલાવો. એવી ખબર તે અલબાંને શાંભલી તવોજ તે નાપાક દેવ દેલાવર ખુરશેદ મહાપેકરની મોકાબેલ આવી ઉભો અને એક પોકાર મારી કેહેવા લાગો કે એ બેહુંદા મરદ તું નથી જાણતો કે હું અલબાંને જેહાંપેહલવાન રૂસતમના નબીરા જેહાંનને જીતનાર બરજોને એક જખમે કરી બે ટુકડા કરી નાખેઓછે તો વલી તારા મોતે કેમ શીતાબી કીધી કે તું ખુદ પોતાના પગે ચાલી બલાના ફાંધામાં આવી ફશીઓછે. હવે તું ખાતર જમાથી જાણજે કે તે બરજોની મીસાલે તુંનેબી હમના જમીન ઉપર નાખુછેઉં. એટલું અલબાનનું બોલવું કે શેરને પીતતેના ખુરશેદ માહાપેકરે બાજુ ઉપરથી કમાન ઉતારી તો ઉપર એક ખંદગી તીર ખેંચી પોતાની જુબાંન ઉપર પાક ઇઅજદાનું નામ લેઇ પોતાના બાપ જેહાંન જોએ બરજોના કીનામાં તે તીર અલબાંન ઉપર એવોતો જોરથી આબાદ નેમથી મારીઓ કે તે તીર તેની જમની બાજુ વીધી નાખી આરપાર નીકલી ગએઓ. તેવોજ ફરાને બીજો તીર તેની પેશાંની ઉપર દેખાડી દાહાબી બાજુમાં મારીઓ. તેથીકરી તેને કંમજોર કરી નાખીઓ અને તરીજો તીર તેની જમની રાનમાં મારીઓ તેણે કરી તે દેવ ઘણો નાહીમત થઇ ગએઓ. તેવારે તે દેલાવર પેહેલવાને પોતે પોકાર મારી તે દેવને કહેઉં કે હવે તું શું હુનર ધરાવે છે તે કરી દેખાડ. તેવારે અલબાંનેબી હાથમાં કમાન પકડી તે ઉપર તીરો ચકડાવી પેદરપે તે જાણલી દેલાવર પેહલવાન ઉપર ફેકવા લાગો. અને ખુરશેદમાહાપેકર તે દેવના તમામ તીરો પોતાના નેજાએ કરી રદ કરવા લાગો. એ રવેશે તેના તરાણુસો ને પાંહાંશત તીર પોતાના હુનરે કરી રદ કીધા. પછી ગુસસામાં આવી પોતાનો નેજો ઉઠાવી તે દેવની કમરગાહ ઉપર મારીઓ તેના જરબે કરી તે નાપાક બુલંદ તનનો દેવ જમીન ઉપર પડેઓ તેવોજ પાછો ઉઠી ઉભો થએઓ. તેને ઉભેલો જોઇ એક બીજો નેજો એવો તો જોરથી મારેઓ કે બીજી મરતબે તે દેવ પછાડ ખાઇ જમીન ઉપર પડેઓ તેવોજ તરીજો નેજો તેના સીનામાં ઘણુએક જોરથી મારેઓ તેથી તેનો સીનો વીધી તે નેજો જમીનમાં દાખલ થએઓ. તેથીકરી તે પલીદ દેવ ઉઠી શકેઓ નહી પછી પોતાનો ભારી ગુરજ ઉઠાવી તે દેવના માડાં ઉપર એવોતો મારેઓ કે તેનું મગજ ચુરે ચુરો થઇ ગએઉં અને તેનો પલીદ જીવ હવાસાથે મલી ગએઓ. એ મીસાલે તે જેહાં જોએ બરજોની અજલ લાવનાર અલબાંન ઉપર પોતાનાં બાપનો કીનો

નામદાર નવજવાન ખુરશેદ માહપેકરે લીધા પછી બીજા દેવોને કહેઉ કે હવે તમારી શી મરજી છે. જો તમો મારી સાથે લડવા ચાહાતા હોવો તો લડાઇ કરો. એવા સખુન તેઓએ શાંભલેઆ તેવારે હાથ જોડી કરી સરવે દેવો પનાહ માગવા લાગા તેવારે તેઓનો ગુનાહ માફ કરેઓ. પછી પેલો દરબાન દેવ કે જેને દરવાજા ઉપરથી પકડેઓ હતો તેને તે દેવોથી વસી ગએલાં શેહેરની પાદશાહી આપી અને તેના સર ઉપર પોતાને હાથે પાદશાહી તાજ મુકીઉં. પછી તે દેવને કેટલીક નશીહત દઇ તે પાસથી પોતાની સલાંમી લખાવી લીધી અને તે દેવોમાંથી કેટલુંએક દેવોનું લશકર પોતાની સાથે લઇ જાબુલી લશકરની તરફ પાછો ફરેઓ.

---

## નસીહત કીધી પાદશાહ બહમનને વજીર જાંમાસપે તથા પેશુતને પણ દેવની ખસલતના પાદશાહે તેઓની નસીહતને કબુલ નહી કીધી અને એક દેવને બોલાવીઓ તેની સાથે સપેહસાલાર જેહાંબખશે લડાઈ કીધી અને નાહસી ગએઓ દેવ એક પાહાડમાં તેની પછવાડે જેહાબખશ ગએઓ તે વગેરેનું દાસતાન.

——:oo:——

હવે આએ તરફ પાદશાહ બહમને પેહલવાન બરજોના ગુજરીઆથી બે હફતા લગી તેનો ગંમ રાખેઓ હતો. તેવાર પછી પોતાનાં બેહુ વજીરોને બોલાવી કેહેવા લાગો કે હવે આપણે ઇરાંનની તરફ જઇએ અને જાલેજરના તાલાને ઇરાનમાં રાખીએ. એવા સખુન પાદશાહની જુબાંનથી શાંભલી જાંમાસપે કહેઉં કે તું કેહેછે તે દરોસતછે કે હવે એ જાલેજર ઉપર સખતી ગુજારવી તુને સજાવાર નથી. તું જોકે તુને એલમ હોનર શીખવનાર જેહાં પેહલવાન રૂસતમે તું નામદારને ઇરાનનું તખત તથા તાજ મલે તે ખાતર કેટલી રંજ ખેંચીછે અને તેના ગુજરવા પછી તેના ખાનદાન ઉપર તું નામદાર પાદશાહ શી મુશીબત ગુજારેછે. એવા સખુન શાંભલી તે પાદશાહ બહમનના દેલમાં

મોહોબતે ગલબો કીધો તેથી રૂશતમના મુવાથી જારીનો પોકાર ઉઠાવેઓ અને ગંમગીન દેલ સાથે અંદેશો કરવા લાગો પણ બીજી તરફ તેની શેતાનીઅત ખશલત તેના મનને ઉલટી શાહે ઉશકેરતી હતી તેથી તેનું લોહી બીજી મરતબે જોશ ભરેઉં થઇઉં અને વલી આમ લોકોને ફરીને તેણે ગફલતનો બુરખો ઓરાધીઓ તેથી તેનું દેલ મોહોબતથી ખાલી કરીને પાછો હકીમ જાંમાસપને કેહેવા લાગો કે મને ઇઆદ આવેછે કે જાબુલી બરજોનો કીનો તેનો બેટો ખુરશેદ માહાપેકર અલબાન દેવ ઉપર લેવા ગએઓછે તો હવે હું મારા બાપનો કીનો શા સબબથી જવા દેઉં. એટલું કહી લડાઇનું નગારૂં ઠોકાવીઉં અને સરવે લશકરને હોકમ કીધો કે કીનાના કમરબંદ કમર ઉપર બાંધે. એવા સખુન પાદશાહની જુબાંનથી તે બંધો વજીર જાંમાસપે તથા પેશુતને શાંભલીઆ તેવારે ગુસસો કરી તાંહાંથી પોતાના મકાન ઉપર જતા રહેઆ. તેઓને જતા જોઇ જુલમગાર પાદશાહ બહમને ગુસસામાં આવી એક છડીદાર સીપાઇને કહેઉં કે શીતાબીથી મારા વજીરો જાંમાસપને તથા પેશુતનને બોલાવી લાવ કે તેઓ મારી મીજલશમાંથી શા સબબથી ઉઠી ગએઆછે. તેવારે તે છડીદારે જાંમાસપ તથા પેશુતન પાશે જઇ કેહવા લાગો કે તમોને પાદશાહ બોલાવેછે તેવારે તે બેહુ નામદારો પાછા તેની મીજલસમાં આવી બેઠા. તેઓને તે જુલમગાર બહમને કહેઉ કે એ નામદારી ભરેલા કાકાઓ તમો મારી ઉપર શા સબબથી ગુસસે થએઆ છેઓ. તમો જુવો કે જાબુલી બરજોનો કીનો લેવા તેનો બેટો ગએઓછે તો હું મારા બાપનો કીનો કેમ નાહી લેવું. તમો મારા થઇને મારા દુશમનની તરફદારી કરો છેઓ. તેવારે બેહુ બુજોરગ વજીરો કેહવા લાગા કે એ પાદશાહ તારા રૂઇનિતન બાપને જેહાં પેહલવાન રૂસતમે મારેઓ નથી. તેતો શીમુરગના ચારાથી મુવોછે. એ વાતમાં તો જેહાં પેહલવાન રૂસતમની કશી તકસીર છેજ નહી. અને તે તેહમતન રૂસતમે તારી સાથે ઘણી ખુબી કીધીછે. તે ખુબીના બદલામાં તું તેના ખાંનદાનને ખરાબ કરી નાખેછે તો તુંને અદલ પાદશાહ કરી કોણ કંબખત કેહશે. એ રવેશે ઘણીએક નસીહત કીધી પણ તે બુરા પાદશાહે તેઓની વાત નાપસંદ કરી આખરે એહરેમની શાહ પકડી. શીતાબ પેલી સંદુક મંગાવી તેમાંથી એક બાલ કાહાડીઓ અને આતશ ઉપર ધુપાવીઓ તેવામાં એક પાહડની મીસાલનો અને જોવામાં દરાંમની શીકલનો એક દેવ આવી ઉભો કે જેના મોહોડાંની સુરત

જે જોતા તેના તનમાં તાવ સાથે કંમપારો આવતો. એવા બદસુરત અને ભારી કદના દેવે આવી બહમનને સેજદો કરી કેહેવા લાગો કે હું તુંને મલવાને ઘણોજ ઉમેદવાર હતો શાવાસતે કે દેલાવર ફરાંમરજના બેટા જેહાંબખશના ખુનનો હું ઘણોજ તરસીઓ છેઉ. એ જેહાંબખશે મારા એક ભાઈને અલબરોજ પાહાડની તરફ મારીઓ છે. તેથી હું મારા ભાઈના કીનામાં તેને મારવા ચાહું છેઉં. તેવારે બુરી ચાલના નાપેકાર બદખસલતના બહમને તે દેવને કહેઉ કે એ સરફરાજ! તું જો એ કાંમ કરે તો મારી નજદીક તુંને સરફરાજી આપું અને તું જે મોલકની પાદશાહી કબુલ કરે તે મોલકની પાદશાહી તુંને સોંકું. એવા સખુન તેની જુબાંનથી શાંભલી પલીદ દેવ ઘણો ખુશીમાં આવીઓ. પછી પાદશાહ બહમને હોકમ કરી નેઆમત ખાંનાના ખુંચા મંગાવી ખાંનું ખાઈ શરાબ પીધો અને રાંમશગરોના સરોદ સાંભલવા બેઠા. એમ કરતાં આખી રાત ગુજરી અને રોશંન રોજ જાહેર થએઓ તેવારે બીજે દીને બદખસલત પાદશાહ બહમના લશકરમાંથી કીનાના નગારાંના અવાજ શરૂ થએઆ અને તેના ઈરાની સરદારો મેદાંનમાં સફ સમારી ઉભા રહેઆ. હવે પેલી તરફ દલેર ફરાંમરજ તથા જેહાંબખશે જોઈઉ કે કંમ તાલેના બદકાર બહમને વલી આપણીસાથે લડાઈનો ઈરાદો કરી લશકરની સફ સમારી છે તો હવે આપણે એ પાદશાહને જીવથી મારવોજ બેહતર છે. એવી ગોફતેગો કરી લડાઈના નગારાં તથા કરનાએના અવાજો શરૂ કરાવીઆ. અને સરવે લશકરે ઘોડા ઉપર પાખર નાખી લડાઈના તમામ હથીઆરો પોતાના તંન ઉપર ભીડીઆં અને સફ દર સફ મેદાંનમાં આવી ઉભા. તે લશકરના શુલબાને કરી તમાંમ જેહાંન જોશ ભરી થઈ. એવામાં ઈરાંની પાદશાહ બહમનના લશકરમાંથી પેલો પલીદ દેવ સીહા વાદલની મીસાલે પોકારતો મેદાંનમાં આવીઓ. તે દેવ પોતાના ભાઈનો કીનો દીલમાં ઈઆદ લાવી કેહેવા લાગો કે પેલો જેહાંબખશ હીંદી કાંહાં ગએઓ છે. તેને કેહેવો કે મેદાંનમાં આવી મારા પગને બોસો દીએ કે હું મારો કીનો તેને માફ કરી મારા વતનની તરફ પાછો ફરૂં. એવી, તરેહથી તે બદસુરત દેવને દીંગ મારતો જોઈ દલેર જેહાંબખશે પોતાનાં તનમાં લડાઈનું બખતર પેહેરીઉં અને સરવે હથીઆરો બાંધીઆં અને પોતાની સવારીના હાથીનો જેરતંગ ખેંચી તે ઉપર સવાર થઈ તે વરૂની મીસાલના દેવની નજદીક આવી ઉભો. તાંહાં જોએ શું કે

મસત પાહડની મીસાલનો તગોએઆ ગજસતે એહરેમન ઉભોછે. અને કીનાથી કાલી સીહાઈ જેવી શીકલનો દીસેછે. તવારે તે પેહેલવાને એક પોકાર મારી તેને પુછીઉં કે અએ નાપાક તારૂં મકાન કીઆ પાહાડની ગારમાં છે અને તારૂં નાંમ શું છે અને તું મારૂં નાંમ કેમ જાંણે છે. તેવારે તે દેવે કહેઉ કે એ પીલના સરદાર હું જાંણું છેઉં કે તમો જાબુલી લોકો ઘણા ફરેબખોર છેઓ. તુંને મારા નાંમની શું જરૂરછે જો તુંને મારા નાંમની જરૂર હોએ તો મારૂં નાંમ તેજ તલવાર સીવાએ કોઈ જાણતું નથી કે તે તેજ તલવારથી તારૂં માથું કાપીને હું ખુશી થતો મારા મુલકની તરફ જવશ. વાસતે જો તું તારો જીવ બચાવા ચાહતો હોએ તો મારા પગને બોસો લે કે તારી સરવે તકસીર તુંને માફ કરૂં, નહીતો તારા તંનના ટુકડા કરીઆ સીવાએ પાછો ફરનાર નથી. એવા નાલાએક સુખન તે આહરેમન દેવને મોહદેથી સાંભલી દલેર જેહાંબખશે તેને કહેઉ કે અએ બદસુરત તારા એવા ધરપકડના બોલવાનેં હું જેહાંબખશ ખાતરમાં લાવનાર નથી. તું તારી ભતાઈ છોડી દેઈને જે હુનર રાખતો હોએ તે શીતાબીથી દેખાડ. એટલું તે પીલતન પેહેલવાન જેહાંનબખશનું કેહેવું કે તે ગુનેહગારે આસરે બારસો મણની ફતરાજ ઉઠાવી પીલતન પેહેલવાન જેહાંબખશ ઉપર મારી. તેણે કરી તે દેલાવર ઘાભરો થઈ ગએઓ. એ રવેશે તે નામદાર ઉપર તરણ તરણ ફતરાજ પેદર પે મારીઆ પણ તે નાંમનો ઉઠાવનાર જેહાંબખશ તેની ફતરાજને પોતાની ખાતરમાં લાવીઓ નહી. પછી ગોરજના ઉઠાવનાર જેહાંબખશે તે દેવને કહીઉ કે અએ નાપાક હવે મારા હાથનો એક જરબ સંભાલ. એટલું કહી પોતાની વીજલીને મીસાલની શમશેર ખેંચી. જેવારે પેલા નાપાક દેવે નામદાર જેહાંબખશને તેજ તલવાર ઉઠાવી આવતો દીઠો તેવારે ઘાભરો પડી જંગલની તરફ નાહાસવા લાગો. તેને નાહાસતો જોઈ દલેર જેહાંબખશે તેની પછવાડે પોતાનો હાથી જોંહકાવી તેની દુબાલે ગએઓ. એવો મામલો જોઈ જાબુલી લશકરમાંથી કેટલાએક પેહેલવાંનો તથા બાંનુગોશસપ અને દલેર ફરાંમરજે તે નામદારની મદદે ઘોડા દપતાવીઆ. હવે બાજે વખત પેલો જીઆંગાર દેવ જંગલમાં જેહાંબખશને નજર આવતો અને બાજે વખત તેની નજદીકથી ગુમ થઈ જતો. એ મીસાલે સાત દાહડા ગુજરેઆ. એવામાં પેલો દેવ ફરીને જેહાંબખશને નજરે પડીઓ તેવારે ગુસસામાં આવી તે દેવ ઉપર

પોતાની ફાંડ નાંખી તેથી તેનું સર બંધમાં આવીઉં પણ તે નાપાક દેવ તે ફાંડ તોડી નાઠો. તેવોજ એક પાહડની નજદીક જઇ પોંહોંચી એો. તે વખત ખોદાનું કરવું એવું થએઉં કે તે બુલંદ પાહાડ વચમાંથી ફાટી એક રસતાની મીસાલે થએઓ. તેવારે બદસુરત દેવ તેમાં દાખલ થઇ ગએઓ. તેની પછવાડે દલેર જેહાંબખશ હાથી સાથે અંદર દાખલ થએઓ. પણ તે દેલાવર પેહેલવાનનું તે પાહાડ ફાટીને થએલા મારગ અંદર પેસવું કે શીતાબ પેલો પાહાડ પાછો મલી ગએઓ. એવો અજાએબ તમાશો જોઇ તે પેહેલવાન પાછલ તેની મદદે ગએલા સરવે જાણુલી સરદારો ઘણાજ અજબ થવા લાગા. તે તમામ જાણુલી દેલાવર પેહેલવાનો તે પાહાડની આસપાસ તથા નીચે ઉંચે ઘણાજ ફરી ફરીને થાકા પણ પેલા દેવની તથા નાંમદાર જેહાંબખશની કાંઇબી નીશાંની પાંમીઆ નહી. તેવારે સરવેએ મલી એકદંમ તે પાહાડ ઉપર ભારી ગરૂજો કુટવા લાગા પણ તે પાહાડનો એક ટુકડોબી ખીસીઓ નહી. તેવારે સરવે કોઇ સહમજીઆ કે એ કરવું પાક ઇઅજદાંનું તેથી કરી પેહેલવાન જેહાંબખશ એ પાહાડમાં ગુમ થઇ ગએઓછે તો હવે એ જબરદસત પેહેલવાન જીનહાર હાથ લાગવાનો નથી. એવો વીચાર કરી તે જગોએ સરવે કોઇએ છ હફતા સુધી જારી તથા ફરીઆદ કીધી પછી નાચાર થઇ તાંહાંથી પાછા પોતાનાં મકાંન ઉપર આવીઆ.

---

## . સુલતાની લડાઈ કીધી બહમનના લશકર સાથે દેલાવર ફરાંમરજે તે વગેરેનું દાસતાન.

:oo:

જેવો દેલાવર ફરાંમરજ પોતાની જગોએ આવી પોંહોંચીઓ તેવોજ બદકાર પાદશાહ બહમનની લડાઇનો કસદ કરી મેદાંનમાં જઇ ઉભો અને મસતાના શેરની મીસાલે પોકાર મારી કેહેવા લાગો કે પેલો બેમુરવત બહમન કાંહાં ગએઓ. તેને કેહેવો કે અગર તું કોઇ હુનર ધરાવતો હોએ અને કીઆંની લોહીનું એક ટીપુંબી બદનમાં રાખતો હોએ તો શીતાબી કરી મારા મેદાંનમાં આવે. એવો પોકાર કીનાબાજ થએલા નામદાર ફરાંમરજની જુબાંનથી શાંભલી તે બદકાર પાદશાહ બહમને શીતાબ લડાઇની સફ સમારી અને પોતે પેહલવાન ફરાંમરજની મોકાબેલ આવી કેહવા લાગો કે એ કંમ અકલના

જાશુલી! હજુર તું મારીથી વાકેફ થએઓ નથી તો હું તુંને સારા રવેશે વાકેફ કરૂં છેઉં તે તું તારી નજરે જો. એવા સખુન તેની જુબાનથી શાંભલી દેલાવર ફરાંમરજ ગુસસામાં આવી કેહેવા લાગો કે એ બુરી ખસલતના નાપેકાર પાદશાહ! તારી સાથે ગોફતેગો કરવી સજાવાર નથી સબબકે તારા મગજમાં કેઆની પાદશાહોની મીસાલે દાદ તથા ઇનસાફનું જોહર છે નહી, તું તો પોતાને હાથે કરી દેવોનો આશનાવ થએઓછે અને દોજખની રાહ તે કબુલ કરીછે. તે દોજખી દેવોને તાલવાની જગોએ તું તેઓની પોશત પનાહ કરેછે પણ હવે તું જોશે કે તારી ઉપર શું મુશીબત ગુજારૂં છેઉં. વાસતે શીતાબી કરી લડાઇનો હાથ ઉઠાવ કે હું તારો હમનબરદ થઇ ઉભો છેઉં. જેવારે પાદશાહ બહમને કીનાબાજ પેહેલવાન ફરાંમરજની જુબાનથી એવા દબદબા ભરેઆ સખુન શાંભલેઆ તેવારે પોતાના ઘોડાને એડ મારી મેદાંનમાં જોલાંન દેવા લાગો. પછી પોતાનો ગાવીઆંની ગુરજ ઉઠાવી ફરાંમરજની ખાંધ ઉપર મારીઓ. તેના જરબને દેલાવર ફરાંમરજ ખાતરમાં લાવીઓ નહી અને અવાજ મારી બદકાર બહમનને કેહેવા લાગો કે એએ કંમજાદ પાદશાહ! તારા એવા ભારી જખંમથી તારા બુજોરગો પેલી જેહાંન શરમીંદા થએઆ હશે પણ તુંને કોઇ તરેહથીબી શરમ આવતી નથી. એ હીચકારા પાદશાહ! હવે તું પાકજાદ કેખુસરોના એક કમીના બંદાને હાથનો જરબ અછી રીત નાશતો કર. એટલું કહી પોતાનો પાંનસો ને સાઠ મનનો ગુરજ ઉઠાવી ગુસસા ભરેલા અજદહા મીસાલે પાદશાહ બહમન ઉપર કેહેર ભરેલાં દીલથી ઉઠાવીઓ. તે જોઇ શકલાબ રૂમી તથા બીજા ઇરાની તરણ સરદારોએ કમીંગાહ કીધી હતી તેઓ કમીંગાહમાંથી બાહેર નીકલીઆ કે પાદશાહની મદદ કરે. તેઓને આવતા જોઇ દેલાવર ફરાંમરજે પાદશાહ બહમનને પડતો મેલી તેઓની ઉપર હોમલો કરી એક પોકાર બાહારના વાદલની મીસાલે મારીઓ. તેના દરથી તે ચોર પેહેલવાનો તથા પાદશાહ પોતાના ઘોડાની લગામ ફેરવી નાહસવા લાગા. તેઓની પછવાડે ભુખીઆ શેરની મીસાલે નામનો ઉઠાવનાર ફરાંમરજ હાથમાં ભારી ગુરજ ઉઠાવી જઇ પોહોંચીઓ. અને શકલાબ રૂમીના ઘોડાની પીઠ ઉપર એક ગુરજ મારીઓ. તેણે કરી શકલાબ રૂમી ઘોડા સાથે જમીન ઉપર પડીઓ. તેવોજ દેલાવર ફરાંમરજની દહસતથી બેહોશ થઇ ગએઓ. એવો મામલો જોઇ દેલાવર પેશતન

ઘોડો દપતાવતો શકલાબ રૂમીની મદદ આવી પોહોંચીઓ. તથી શક-
લાબ રૂમી જમીન ઉપરથી ઉઠી પોતાના લશકરમાં ભરાઇ ગએઓ. ત
વારે શેરની હીમતના ફરાંમરજે બીજા પેહેલવાનો ઉપર હોમલો કીધો
અને ગુસસાથી જોશમાં આવી પોતાના ભારી ગુરજનો જરબ જમી-
આર નામના પેહલવાનના સર ઉપર મારીઓ. તેણે કરી ત ઇરાની પે-
હેલવાન જમીન ઉપર તુટી પડીઓ અને તેનો જીવ હવાની સાથે મ-
લી ગએઓ ઇઆને તે બીચારો મારીઓ ગએઓ. એવો તમાશો
પેલા બીજા પેહેલવાનોએ દીઠો તેવારે પોતાના જીવની દેહસત ખાઇ
શીતાબી કરી પોતાના લશકરની કલબગાહમાં જઇ ભરાએઆ. પછી
પાદશાહ બહમને આસાએશનાં નગારાં વજરાવેઆં તેથી સરવે લ-
શકર પાછાં ફરીઆં પણ દુશમનના દરથી કોઇએ પોતાની કંમર છો-
ડી નહી હતી અને ઘોડાઓ ઉપર જીનબી બાંધેલાંજ રાખીઆં હતાં.
હવે નામદાર ફરાંમરજ પાછો ફરી પોતાનાં લશકરમાં આવીઓ. ત-
વારે સરવે કોઇએ એવો એતફાક કીધો કે હવે એ બદપલીદ બહ-
મનને જીવતો રાખવો નહી. એવા બદ ચાલના પાદશાહને મારવો ઘ-
ણોજ બેહેતરછે. એમ કરતાં બાંમદાદનો વખત થએઓ અને આફ-
તાબે પોતાનાં ખજાંનાની બાંડ ખોલી ઇઆને આફતાબ રોશન થ-
એઓ તેવારે બેહુ તરફનાં લશકરમાંથી કીનાના જુમબેશ ભરેઆ
નગારાના આવાજો નીકલવા લાગા અને લશકરોની ફોજ દર ફોજ
બેહુ તરફથી મેદાનમાં નીકલી સફ ખેંચી ઉભા. તે બેશુમાર લશકરની
પછવાડે જીવ લેનારો જંમ હુશીઆરીથી છુપો કમીંગાહ કરી ઉભો
હતો. તેવામાં પાદશાહ બહમને પોતાના સરદાર અને સીપાઇ લોકોને
હોકમ કીધોકે તમો તમામ નામદારો એક મરતબે દુશમન ઉપર એ-
કઠો હોમલો કરો કે મુદઇના લશકરમાંથી એકબી તન સલામત જા-
એ નહી. આજ રોજે હું ચાહુછું કે તમો તમામ નામદાર લશકર
એક દીલથી લડાઇ કરશો તો આપણી ફતેહ થએઆ વગર રેહેશે
નહી. પોતાના કમ અકલ પાદશાહનો એવો હોકમ શાંભલી ચાર
લાખ સવારોએ જાબુલી લશકરને વચમાં ઘેરી લીધું અને હર તરફ-
ગુરજો તથા તલવારો અને નેજાઓનો માર મારવા લાગા. એવો
મામલો જોઇ દેલાવર ફરાંમરજ તથા બાનુ ગોશેસપ તથા જરબાનુ
વગેરે તેના બેશના લોકોએ પોતાનાં જીવ ઉપર આવી સરવે કોઇએ
એકઠો હોમલો કીધો તથી કરી સુલતાંની લડાઇ ઉભી થઇ. અને તે

લડાઈમાં ઘણુંએક ઈરાંની લશકર મારીઉ જતું અને જે તરફ દલેર ફરાંમરજ પોતાનો ગોરાબ ઘોડો જોંકાવતો તે તરફ ઈરાંની લશકરોનાં ટોલેટોલાં જમીન ઉપર બેજાન કરી નાખતો હતો. તું કેહે કે ગોએઆ તે જગોએ આદમીના લોહીએ કરી એક નદી જારી થઈ હતી. એવી સખત લડાઈ જોઈ આસમાંનબી બતંગ આવી ગઈઉં હતું. એવામાં જંગલની તરફથી નામનો ઉઠાવનાર જંગી ખુરશેદમાહાપેકર દેવોના લશકર સાથે આવી જોએ શું કે એક ભારી લડાઈ ઉઠી મચી રહીછે. એવો તમારો જોઈ પાદશાહ બહમનના ઈરાની લશકર ઉપર હોમલો કરી પડીઓ. તેની તલવારે કરી ઘણાએક દેલાવર ઈરાંની સવારો મારીઆ જતા હતા. એવી શોરશાર ભરેલી લડાઈમાં એક બીજાના હથીઆરો અથડતાં તેમાંથી વીજલીની મીસાલે આતશ રોશંન થતો હતો અને તે લશકરના શોર શારથી મંગલ સેતારોબી ઘાભરો પડી ગએઓ હતો અને તે જબરદસત પેહેલવાનોના ઘોડાઓની દોરધાંમની ગેરદે કરી આસમાંન ઉપર બીજું ધુલનું વાદલ નજર આવતું હતું. એવી ભારી લડાઈમાં નામનો ઉઠાવનાર ફરાંમરજ તથા કરીમાન તથા ખુરશેદમાહાપેકર તથા શેરને પીતતેની બાંનુગોશસપ તથા જરબાંનુ તથા નામના ઉઠાવનારા તમામ જાબુલી પેહેલવાંનો જેમકે ભરવાડનાં ગોવાલાંમાં ભુખીઓ શેર જઈ પડે અને તેના ગોસપંદોનો નાશ કરે તે મીસાલે કમઅકલ પાદશાહ બહમનના લશકરનો સદનતર ઘાન કાઢતા હતા. તે લડાઈમાં એટલુંતો લશકર મારીઉં ગએઉં કે બીજા સવારોના ઘોડાને દોડવાની જગો મલે નહી તેથી મુવેલાં માંનસોની ઉપર ઘોડાઓ દોડવા લાગા તેની નાલે કરી નીચે પડેલાં માંનસો સુરમાની મીસાલે બારીક થઈજિતાં હતાં. એવી સખત લડાઈમાં ઈરાંની લશકર ઘણું બતંગ આવી ગએઉં હતું અને જાબુલી લશકરબી બેશુમાર મારીઉં ગએઉં હતું. પણ જાબુલી પાંચ પેહેલવાંનો કોઈબી રીતે થાકતા નહી હતા. એવો તમારો જોઈ ઈરાંની લશકર માંહોમાંહે ગોફતેગો કરવા લાગું કે એ જેહાંપેહેલવાન રૂસતમના ફરજંદોતો આવી ભારી ફોજને કસા હીસાબમાં ગણતાં નથી અને પેદરપે હોમલો કરી લશકરના સવારોની ગેરદ કાહાડી નાખેછે. એવી ગોફતેગો કરી સરવે કોઈ નાહાસવા લાગા. એવો મામલો જોઈ ઘાભરો પડેલો પાદશાહ બહમન પોતાનાં લશકર ઉપર પોકાર મારી કેહેવા લાગો કે તમો બેશુમાર પેહેલવાંનો છેઓ અને જુજવી બલકે નહી સરખા જાબુલીઓથી

દર બાઇ નાહસો છેઓ તો તમોએ એકદંમ પોતાના મોહ ઉપરથી શરમ કેમ ઉઠાવી નાખીછે અને તમોએ લશકરમાં દાખલ થઇ પોનાના તન ઉપર મરદાંનીલેબાશ સા સબબથી પેઢીઓછે અને તમોએ પોતાની કમર ઉપર લડાઇની શમશેર સા વાસતે બાંધીછે. જેવારે તમોને એ રવેશે ડર હતો તેવારે તો તમોને જનાનામાં ખોજાવોની તથા ઓરતોની જગોએ બેસવું સજાવાર હતું સબબ કે તમો કોઇબી મરદને લાએક નજર આવતા નથી. એવા સખત શરમ પોહોંચાડનારા તાંનાજનીના સુખન પાદશાહને બોલતો જોઇ સરવે લશકરે ઘોડાની લગાંમ પાછી ફેરવી બોલવા લાગા કે એવા નાલાએક સખુન શાંભલવા કરતાંને એ પેહેલવાંનોની લડાઇમાં મારેઆ જવું ઘણુજ બેહેતરછે. એવો એતફાક કરી જાબુલી લશકર ઉપર બીજી મરતબે જઇ પડીઆ તેથી કરી જાબુલીઓ બતંગ આવી ગએઆ. એમ કરતાં આફતાબ ગુરબ થવાનો વખત નજદીક આવીઓ તેવારે પેહેલવાનોના સરને ઉડારનાર બાંનુ ગેશસપનાં ઘોડાને ઠોકર લાગી તેથી તે ઘોડો એકદમ જમીન ઉપર પડીઓ તેની સાથે નામની ઉઠાવનાર બાંનુબી પડી. તેવામાં એક બદખસલત ઇરાંની પેહેલવાંને તેની બાંધ ઉપર એક તલવારનો જરબ મારીઓ તેથી બાંનુ ગેશસપ ઘણી જખમી થઇ એવામાં નામનો ઉઠાવનાર ફરીમાન તે જગોએ આવી પોહોંચીઓ તે નામદારે તે ઇરાંની પેહેલવાનનુ સર દરી મીસાલે તલવારના એકજ જરબે ઉરાડી નાખીઉં. એમ કરતાં શતનો વખત થએઓ તેવારે બેહુ તરફનાં લશકર જખમી તંન સાથે પાછા ફરીઆં તે લશકરમાં ઘણાએક ઇરાંની સરદારો મારીઆ ગએઆ હતા. તેના સબબથી સરવે લશકર ઘણુ ગંમગીન હતું. અને તે લડાઇથી જખમી થએલાં લોકો મુવેલાંઓની લોથોની અંદર પડેલા હતા તે ઘણા પોકાર કરતા પણ તે જખમી થએલા બેચારાઓની દાદને કોઇ પોહોંચતું હતું નહી એવા માહેતમભરેલા દલે ગંમ ખેંચતા સરવે કોઇ પાછા ફરીઆ અને રાતની વેલા બેહુ લશકરમાંથી તલાએઆ ફરવા લાગા. હવે પાદશાહ બહમને પોતાનો એક શીહુમરદ નામનો પેહલવાન હતો તેને બોલાવી કહીઉં કે આજ રાતને વખત તું આપણા લશકરમાંથી ઘણાએક સુનંદા પેહેલવાંનોને લેઇ જાબુલીઓને નાહાસવાનો રસતો બંધ કર. શાવાસતે કે મને ગુમાન જાએ છે કે આજ સતના જાબુલી બુનીઆદનો ફરાંમરજ પોતાનાં કબીલા સાથે જરૂર એ જગોએથી નાહાસી

જશે તેથી તું શીતાબી કરી તેનો રસતો બંધ કર. એવો હોકમ શાં-ભલી શીહેમરદ એક લાખ સુનંદા સવારો સાથે લઇ લશકરથી બાહેર પડીઓ અને તે મેદાનના દરમેઆંનમાં કમીંગાહ કરી છુપો થઇ રહેઓ.

---

## નસીહત કીધી પેહેલવાન ફરાંમરજે પોતાની દેલાવર બેહેનોને અને જારી કીધી સરવે કબીલાની ઓરતોએ પછી તે કબીલા સાથે કરીમાન તથા ખુરશેદ માહાપેકરને શ્રી હીનદુસતાન મોકલેઆ તે વગેરેનો એહવાલ.

—:oo:—

હવે પેલી તરફ નાંમદાર ફરાંમરજનું બખત બરગસતે થએઉં તેથી પોતાની બેહેનોને તથા બીજી ઓરતોને બોલાવી કેહવા લાગો કે એ બીમાર અને જખમી થએલી બેહેનો હવે એ આસમાને તો આપણી ઉપર મોતનું બીછાંનુ બીછાવીઉંછે તો હવે આપણે કધી ખુશીનું મોહડું દેખવાનાંનથી અને આપણું રેહેઠાણુ હવે પાક ઇઅજદાંની દરગાહ સીવાએ બીજું કાંઇ નથી વાસતે તમો ઓરતોને માટે બેહેતર એ છેકે તમો એ જગોથી શીતાબી કરી બીજે વતન જાઓ કે હું એ બુરા પાદશાહ સાથે જીવની કોશેશથી લડાઇ કરી મારો જાંન પાક પરવરદેગારની દરગાહને સોપું. હવે તમો ખાતર જમાથી જાંણજો કે તમોં સાથે મારો મેલાપ હવે પછી દાદગર દાવરની દરગાહ ઇઆને બેહેશતમાં થશે. હું ખુબ રવેશથી જાંણુંછેઉં કે હવે મારી અજલ પોંહોંચી તેથી હું ચાહું છેઉં કે મરતી વખતે રસતા બેજની મીસાલની લડાઇ એ બુરા બખ્તશતે તાલેના પાદશાહ સાથે કરી પછી મારો જાંન હકની દરગાહને સેપોરદ કરૂં કે મારૂં નામ કેઆંમત સુધી રહી જાએ કે તેહેમતન રૂસતમના બેટા ફરાંમરજે ગુજરતી વખતે ઘણી સખત લડાઇ કીધીછે કે તેવી લડાઇ કોઇએ આએ દુનીઆમા કધી નહી હશે.

જેવારે તેની દેલાવર પણ જખમી ને બીમાર બેહેનોએ તથા બીજી કબીલાની ઓરતોએ પોતાના સરદાર ફરામરજની જુબાંનથી એવા નાઉમેદી ભરેઆ સખુનો શાંભલીઆ તેવારે બેહુ બેહેનો પોતાની આંખમાંથી આંસુ વરશાવવા લાગીઓ અને ઘણીએક જારી કરવા લાગીઓ તેવારે શેરની હીમતનો ફરાંમરજબી પોતાના કલેજાંથી

સરદ હાએ મારી જારી કરવા લાગો અને કેહેવા લાગો કે પાક ઇઅ-જદાંએ આપણી ઉપર એવો બરગશતે દહાડો નાખીઓછે વાસતે તમો મેહેરબાંની કરીને આએ વખત તો હીનદુસતાંન જાઓ તો હું એ બુરા પાદશાહને મારો લડાઇનો હાથ આછી રીતે દેખાડું. પછી તો જે ઇઅજદાંનું કરવું હશે તે થશે. તેવારે લડાઇની મારનાર બાનુ ગોશસપ કેહેવા લાગી કે એ નામદાર બુજોરગ ભાઇ જીનહાર હું તુંને એખલો મેલીને હીનદુશતાંન જવાની નહી. અમો અમારા જીવને ખુશી દેખાડીએ અને તું નેક ભાઇ પોતાના જીવને બલાનાં ફાંધામાં નાખી રંજ ખેંચે એવી વાત અમો કેમ પસંદ કરીએ અને પાક પરવરદેગારને પેલી જેહાંન અમારા ચેહરા શું દેખાડીએ. અમારૂં જીવવું તારાથી છે. તું સલામત હશેતો અમોને કાંઇ રંજ પોહોંચશે નહી વાસતે ઓ જાલ કરતા બેહેતર નામદાર ભાઇ તુને એખલો મુકી હું કંઇ જવાની નથી. અગર જો તારી મરજી તેમજ કરવાની હોએ તો અવલ અમો અમારાં ખંજરે કરી પોતાનો જાંન કાહાડીએ પછી તું એખલો ચાહે તે કર. એવા ગમભરેલા સખુન પોતાની દીલાવર બેહેનોની જુબાનથી શાભલી જેહાં પેહલવાન ફરાંમરજે કહેઉં કે તમોને પાક ઇઅજદાંના તથા અશો જરથોશત પેગંબરની દીનના કસમ છે કે તમો એ જગોથી મારૂં કેહેવું માનીને શીતાબી કરી નીકલી જાવો. દાંનાવ લોકો ફરમાવી ગએઆછે કે તારાથી દુશમનની બરોબરી થઇ નહી શકાએ તો તું તેનેથી ખીસતો રેહજેકે તો તેમાં તુંને કોઇ બુરૂં કેહેશે નહી. કદાપી તું તેવા ભારી દુશમનની બરાબરી નહી કરી શકે તો તેની મોકાબેલ થઇ ખતા પાંમશે તો તુંને કોઇ ભલું કેહશે નહી પણ ઓર તારી રૂસવાઇ થશે. વાસતે તમો એ જગોથી જાઓ તો હું તે લડાઇના તલબદાર બહમનની તથા તેના લશકરના સવારોની ખાતર નીશાં કરૂં. મને પાક નજુમીથી ખબર મલીછે કે મારા ગુજરીઆ પછી હીંદુશતાનની તરફથી મારો દેલાવર નવજવાન બેટો આદરબુરજીન આવીને મારો તથા મારા ખાંનદાનનો કીનો એ બુરા તાલેના પાદશાહ ઉપર જરૂર બા જરૂર લેશે અને એ નાપાકનો સે મારો નામદાર બેટો જીવથી મારશે તેથી કરી આપણાં ખાંનદાંનનું નામ ફરી એકવાર રોશન થશે. તે વખતે તમો આપણા મુલક તરફ પાછાં તેની સાથે આવજો અને એ નાપાક બહમનના મકરથી તેને હુશીઆર રાખજો અને તેની પોશત પનાહમાં રહી એ નાપાકને

શેકસત પોહોંચાડજો. હજુરતો તમો મારો કીનો મારા દુશમન ઉપર લે-વાના છેઓ વાસતે તમો શીતાબી કરી મારૂં કેહવું માનીને શ્રી હીં-દુસતાંનની તરફ જાઓ તે તરફ મારા દલાવર દોસતો ઘણા છે. તે દેલાવર લોકો મારી ખાતર તમો ઉપર પોતાનો જાંન ફીદા કરશે અ-ને તમો લોકોની તે હીંદુસથાનના રાજાઓ અછી રીતે મદારત કરશે. તમો જાણો છેઓ કે આકેબત મોતની ચુંગાલથી કોઇ સલામત રહેઉં નથી કદાપી મોત નહી હતે તો પેલી જેહાનમાં બેશુમાર રોશની ત-થા બુજોરગી હોતે નહી. વાસતે તમો મોતનો ગંમ હરગેજ થઇ રાખશો ના. આખર સરવે કોઇને પેલી જેહાંન જવા વગર છુટકો નથી. તેજ મીસાલે મનેબી જવું સજાવાર થએઉછે અને મારી પછવાડે તમોનેબી આવવુંછે. એવા સખુન જફા ને મોતથી બંતંગ આવેલા અને લડાઇને હાંદેશાથી જુદા થએલા ફરાંમરજની જુબાંનથી શાંભલી બેહુ બેહુનો નાચાર થઇ જવાનું કબુલ કીધું. પછી અરધી રાતને વ-ખત તે બેહુ બેહુનો બીજી ચાર ઓરતો સાથે ઘોડા ઉપર સવાર થ-ઇઓ તેવારે દાંનાઈ ભરેઆ ફરાંમરજે કરીમાનને તથા ખુરશેદ માહા-પેકરને કહેઉં કે તમો એ ઓરતની સાથે હીંદુસતાન જાવો. શાવાસતે કે દેલાવર બાનુ ગોશસપ જખમી થએલીછે તેથી બચાવમાં શમશેર પ-કડી શકનાર નથી. બીજું એકે એ ખબર નાપાક બહમનને થશે તો તે પોતાના જબરાં લશકરને મોકલી એ વગર બચાવની આપણા કબી લાની બાનુઓને કેદ કરશે તેથી તમો નામદારોને સાથે જવું જોઇએ. એવી વાત શાંભલી બેહુ ભાઇઓ નાચાર થઇ ઘોડા ઉપર સવાર થઇ ગમ ભરેલાં દીલથી દેલાવર ફરાંમરજની છેલી મુલાકાત લેઇ પોતાના ક-બીલાની ઓરતો સાથે ઉગત રસને રાહા કાપવા લાગા. તેઓ મંજલ દર મંજલ રાહ વતાવતા કેટલેક દહાડે હીંદુસતાંનના કેઆશમીર મુ-લકમાં જઇ પુગાં. અને તાંહાંના પાદશાહ સુરશાહને તાંહાં મુકામ કરી રહેઆં.

---

## જેસી લડાઈ કીધી નામદાર ફરાંમરજે બહમનનાં લશકર સાથે અને તે જંગલમાં બેશુમાર ઈરાની લશકરને કતલ કીધા પછી ફરાંમરજે પોતાનું મોત દાદાર પાસે માગીઉ તેથી ગુજરીઓ જેહાં પેહલવાન ફરાંમરજ તે વગેરેનો એહવાલ.

—:oo:—

જેવારે ફીરોજાની ખાંદમાંથી જહલકતો મોહરો બાહાર નીકલીઓ. ઇઆને ખાંમદાદને વખત આફતાબ જાહેર થએઓ. તેવારે બદકાર બહમનના લશકરમાંથી કીનાના નગારાનો આવાજ નીકલીઓ અને તમામ લશકર નીલના દરીઆવની મીસાલે જોશ કરતું બાહાર નીકલીઉં અને સરવે કોઇ લોહોડાંના પાહાડની મીસાલે સફ દર સફ ઉભા. તેવારે દેવ બંદ ફરાંમરજે પોતાના તનમાં લડાઇનું બખતર પેહેરીઉં અને તે ઉપર પોતાના બાપ જેહાં પેહેલવાનના ભારી હથીઆર બાંધીઆં અને ગોરાબ ઘોડા ઉપર સવાર થઇ પાક ઇઅજદાંનું નામ જુબાન ઉપર લેઈ પોતાના પાનસો સવાર સાથે મેદાંનમાં આવીઓ. તે પાંનશો સવાર ઘણાખરા જખમી થએલા હતા અને તેમાં કોઇએકજ સાજા હતા. તે ઘણાએક જખમી થએલા પોતાના જાબુલી દેલાવરો સાથ મેદાંનમાં દરદમંદ દેલસાથે જંગી ફરાંમરજે શમશેર મીઆન બાહેર કાઢી. તે ઉપર એનો શાએર કહેછે કે એવી સખતીનો દહાડો હરગેજ થઇ કોઇ ઉપર આવતો માં. કદાપી એવો દહાડો કોઇ ઉપર આવે તો તેનું મોત શીતાબીથી આવી પોહોંચજો. એવો બરગશતે દહાડો જાબુલી ફરાંમરજ ઉપર પોંહોચીઓ હતો. જેવારે મોત ઉપર મકમ થએલા ફરાંમરજને પોતાના જખમી જુજવી લશકર સાથે બહમને બહાર પડેલો દીઠો તેવારે હકીમાન હકીમ જાંમાસપને બોલાવી પુછેઉં કે આજની લડાઇમાં ફતેહ કોણની થશે. તે તું તારી આગાહીથી જોઇ મને વાકેફ કર. તેવારે દાનાઇ ભરેલા વજીરે નજુમની જીજમાં વરતારો કરી જોઇઉં તેવારે પોતાની આંખમાંથી મોતીના કટરાની મીસાલે આંસુ વરશાવવા લાગો. તેને એવી હાલતમાં જોઇ ઇનતેજાર થએલો બહમન પુછવા લાગો કે તું આજ રોજે એ ફાલ જોઈ એવડો ગમ ભરીઓ શાવાસતે થએઓછે જે હોએ તે મને રાસતીથી કેહે.

તે શાંભલી તે આગાહી જાણનાર જામાસપે પાદશાહને જવાબ દીધો કે અએ નામવર મને મોટો ગમ એ પેદા થએઓ છે કે તેહેમતનના ફરાંમરજનો વખત નજદીક પોંહોંચીઓ છે અને આવા બુજોરગ ખાંનદાંન ઉપર એ રવેશે આસમાંન એકાએક કેમ નામેહેરબાન થએઉં છે અને સાંમે સવારની બુનબેખ જરમુલથી શાવાસતે ઉખેડી નાખે છે. એવા સખુન હકીમોના હકીમ જાંમાંસપની જુબાંનથી શાંભલી પાદશાહ બહમન ખુશીમાં આવી હસવા લાગો અને કેહવા લાગો કે હવે મારી મોરાદના જાહાડને ફલ લાંગાં. એવો અંદેશો પોતાનાં દેલ સાથે કરીને પોતાની બાહાનું લાખ ફોજને હોકમ કીધો કે તમો સરવે કોઇ એકદમ એકઠો હોમલો કરી જાબુલી ફરાંમરજને વચમાં ઘેરી લેઇ તેને જીવથી મારો. એઓ લશકર ઉપર જઇ પડે. તે આગમજ પેહેલવાન ફરાંમરજે પાક ખુદાવંદ તાલાને એક ધીઆનથી ઇઆદ કરી પોતાની આખર શરમ જાલવવાની મુનાજાત કરી લીધી. તેમ તેના જાબુલી પાંચસો સવારોએ એક અવાજે તે દાદારે પાકની છેલી વારે માહેતમ ભરેલી આજુજી કરીને ઇઆહુમ લડાઇમાં ગએઆ, હવે તે ઇરાની લશકરે ફરામરજના તમામ લશકરને ઘેરો ઘાલી વચમાં લીધું. એવો મામલો જોઇ ફરાંમરજે બાંગે બુલંદ પાક ઇઅજદાંનું નામ જુબાન ઉપર લેઇ પોતાનો ભારી ગરૂજ ઉપલીઓ અને આજર ગોશસપની મીસાલે તેજીથી તે ભારી લશકર ઉપર જઇ પડેઓ. તેની પછવાડે પેલા જાબુલી સવારોએબી ઘોડા જોંહકાવીઆ અને તેઓ તેજ તલવારો ખેંચી ઇરાનીઓ ઉપર રસતાખેજ ગુજારવા લાગા. તે લશકરની ધરપકડના આવાજે કરી જમીન તથા જમાનો છીરો જબર થઇ ગએઓ હતો. એવી ભારી લડાઇમાં નામનો ઉઠાવનાર શેર મરદ ફરાંમરજ જે તરફ ઘોડો ઝોકાવતો તે તરફના સવારોને ઘોડા સાથે ગરૂજે કરી ગરદાપેચ કરી જમીન ઉપર નાખતો હતો. એવી સખત લડાઇ જોઇ ફરાંમરજ ઉપર ગેબથી શાબાશીનો પોકાર આવતો હતો અને તમામ લશકર એવું જોશમાં આવી લડતું હતું કે તેમાં બાપ બેટાને તથા બેટો બાપને કોઇ પીછાંણતું હતું નહી. તે લડાઇમાં મોત ભરેલા ફરાંમરજના પાનશો પેહેલવાંનો મારીઆ ગએઆ અને તે ફરાંમરજ એખલો પડી હોમલો કરતો હતો અને તે ઇરાની લશકરની ગરદ કાહાડી પોતાની તલવારનો નકશ ખેંચતો હતો. તે જાબુલી જંગી એ રવેશે પોતાનાં જીવ ઉપર આવી કોશેશ કરતો હતો. પણ

જેવારે આદમીનું બખત બરગશતે થાએ તેવારે ઘણીબી કોશેશથી મેહેનત કરે પણ હરગેજ થઇ તે મેહેનતમાં મુરાદનું ફલ સારૂં આપે નહી. જેવારે બપોરનો વખત થએઓ. તેટલામાં ગેરમરદ ફરાંમરજે બહમનના લશકરમાંથી પંદર લાખ સાઠ હજાર ચુનંદા સવારોને જીવથી મારીઆ. તે વખત ફરાંમરજના ઘોડાને બેશુમાર તીરો લાગા હતા અને તેના તંનમાંથી બેશુમાર લોહી ચાલતું હતું અને વલી એક ઇરાંનીનો તીર તે ઘોડાનાં સીનામાં ઘણોકારી લાગો તેથી તે ઘોડો પાહાડની મીસાલ તે મેદાનની જમીન ઉપર પડેઓ તેજ વખત દેલાવર ફરાંમરજ ચીતતાની મીસાલે કુદી જમીન ઉપર ઉભો અને ઘણોએક અંદેશો કરવા લાગો. એવામાં ઇરાંની તથા તુરકી તથા રૂમી તથા કીતાબી તથા ખોતનના અને એ વગરે સરવે મુલકના સવારોએ એખલા ફરાંમરજ ઉપર બીજી મરતબે એકઠો હોમલો કરીઓ. તેવારે નામના ઉઠાવનાર ફરાંમરજે બખતરનો દાંમાન ગેરદાંની તંગ કરી પોતાનાં સર ઉપર ઢાલ પકડી તેજ ધારની વીજલી વરશાવનાર હીંદી તલવાર મેઆંનથી બાહાર કાહાડી પોકારતા શેરની મીસાલે બખારતો અને ખુન વરશાવનાર ચીતતાની મીસાલે છલાંગ મારતો આવી તે આતશ પાડનારી તલવાર મારવા લાગો. તેની તલવારના જખમે પતજડીના પવને કરી જાહાડો ઉપરથી સુકાં પાંદડાં ખરી પડે તે મીસાલે સવારોના સર તથા પાંઉ તથા હાથ જમીન ઉપર પડતા હતા. એ રવેશેની સખત લડાઇથી તે જંગલ એક લોહીનો દરીઆવ થએઓ અને સવારોનાં સર તેમાં માહીની મીસાલે તરતાં હતાં. હું કેહે કે ગોએઆ એવી રસતાખેજની લડાઇ જોઇ આસમાંન ઉપરથી ખસ ખસ કરી પોકાર ઉઠવા લાગા હતા. એવી આફીઅત ભરેલી લડાઇમાં જેહાંપેહલવાન ફરાંમરજ નરે શેરની મીસાલે છલાંગ મારી કુદતો અને તેજ તલવારે કરી જંગી સવારોને જમીન દોસત કરતો અને પોતા ઉપર જખમ આવતો તેનો સંભાલ પોતાનાં હુનરે કરી ઢાલ ઉપર ઝીલી રદ કરતો હતો. એવો તમાશો જોઇ પાદશાહ બહમન દેલ સાથે કેહેવા લાગો કે પાદશાહોનો પાદશાહ કેખુશરોએ પોતાનાં બાપ અશો સીઆવખશનો કીનો તુરકી અફરાસીઆબ ઉપર આસાંનીથી લીધો હશે તો એવા જાણુલીઓની મદદથી લીધો હશે. બાકી કોઇની તાકાત નહી હતી કે તે આફતાબ સાથ સર પોંહોંચાડનારા અફરાસીઆબની મોકાબેલે જઇ શકે. હું ખુબ રવેશેથી જોઉ છેઉ કે એ જંગી ફરામરજની

પછવાડે કોઈ બીજો પેહેલવાંન હોએ તો એ મારી તથા મારાં ભારી લશકરની ગેરદ કાહાડી નાખે. હું અજબ છેઉ કે ઘોડા વગર પાંઉ પેઆદા એ રવેશે અજાએબી ભરેલી જવાંમરદીથી મારાં લશકરની ગેરદ કાહડેછે. એવો અંદેશો પોતાનાં દેલ સાથે કરી લશકરની જમની તથા દાહબી બાજુએ ફરતો જતો અને પોકાર મારી કેહેતો કે તમો એને વચે ઘેરી એકદંમ જખંમ મારો તો હમણા એનો હાથ લડાઈથી કંમ થશે. એવો પાદશાહનો અવાજ શાંભલી સરવે લશકરે એકદંમ પોકાર મારી જીવ ઉપર આવી જંગ મચાવનાર ફરાંમરજ ઉપર જખંમ મારવા લાગા પણ નામનો ઉઠાવનાર ફરાંમરજ પોતાનો જીવ બેઅખતીઆર કરી જીવ ઉપર આવી બેધડક લશકરનાં ટોલે ટોલાં મારતો હતો. એવામાં તેનાં હાથમાંની તલવારના ટુકડા થઈ ગએઆ તેવારે પોતાનો ભારી ગરજ ઉઠાવીઓ અને તેથી કરી ઘણુએક લશકર કુટી નાખીઉ તેવારે તે ગરજનો દમતોબી ધીલો થઈ ગએઓ તેવારે ગરૂજ ફેંકી દઈ ચાંચી કમાંન બાજુ ઉપરથી ઉતારી તે ઉપર ખદંગી તીર ચહડાવી મારવા લાગો. તે તીરોના મારે કરી કેટલાએક હજારો સવારોને વીંધી નાખીઆ હતા તેના ડરથી કરી કોઈબી સવારની તાકાત તેની સાંમે ઉભુ રેહેવાની થઈ નહી. એટલુંજ નહી પણ કેટલાએક સવારો તો મોહડું ફેરવી નાસવા લાગા. એવો મામલો જોઈ બદકાર બહમને બીજી મરતબે પોતાનાં લશકરને કહેઉં કે તમો એક પેહેલવાંનથી આવું ભારી લશકર દર બાઈ નાહાસો છેવો તો તમોને કોઈબી રીતે શરંમ આવતી નથી કે તમો એ રવેશ દુર નાહસી જાઓ છો અને બાજે મોહોડું ફેરવી નાહસો છો. હેફ છે તમારાં નામ ઉપર કે એક દલેર પેહેલવાંન તમોથી જેર થઈ શકાતો નથી. પોતાનાં પાદશાહને મોડેના એવા તાંનાજાંનીના સખુન શાંભળી તમામ સવારો એકદંમ પેહેલવાન ફરાંમરજ ઉપર છુટે ભાલડીઓ દુર ઉભા રહી મારવા લાગા પણ દલેર પેહેલવાંન તેઓની ભાલડીના જખંમ કાંઈ ખાતરમાં લાવીઓ નહી અને પેદરપે ફરતો જતો ને તીરનો વરસાદ વરસાવતો જતો હતો. એમ કરતાં તે લશકરમાંથી બાહાવંણ લાખ સવારો ને જમીન ઉપર નાખીઆ એવામાં તીરનો ભાથરોબી ખાલી થએઓ તેવારે ચાચી કમાને કરી કેટલાએક હજાર સવારોને કુટી નાખીઆ. એવામાં કમાનનાબી ટુકડા થઈ ગએઆ તેવારે પોતાનો નેજો ઉઠાવી તેણે કરી સવારોને જમીન ઉપર નાખવા લાગો તેથીબી ઘણાએક

સવારો મારીઆ ગએઆ પણ આખરે તે નેજોબી તુટી ગએઓ
તેવારે તે નામદાર પેહેલવાન નાચાર થઇ કુડીને મુકીઓ મારતો હતો
અને એક સવારને ઉઠાવી બીજા ઉપર મારવા લાગો તેણે કરી બેહુ
સવારોને ગરદા પેચ કરી નાખતો હતો અને બાજે વખત કોઇનો ક-
મરબંધ પકડી સફની ઉપર મારતો તેથી કરી ઘણાએક સવારો જમીન
ઉપર પડતા હતા એવી સખત લડાઇ નામદાર ફરાંમરજે તરણ દહાડા
અને તરણ રાત સુધી કરી તે ઇરાંની પાદશાહનું બેશુમાર
લશકર મારીઉ પણ તેના તન ઉપર ઘણાએક કારી જખમ લા-
ગેલા હતા તેમાંથી બેશુમાર લોહીના જવાથી નામનો ઉઠાવનાર
ફરાંમરજ ઘણો નાતવાંન થઇ ગએઓ હતો તેથી કરી વારે ઘડીએ
તેને ચકરી આવી જમીન ઉપર પડવા ચાહતો હતો. એવી પોતા ઉ-
પર બીમારી જોઇ એક જગો ઉપર ભારી પથર પડેલો દીઠો તેનો ત-
કીઓ કરી તાંહાં બેશી ગએઓ અને ખોદાતાલાને ઇઆદ કરી કે-
હેવા લાગો કે એ બારે હકતાલા! હવે તું મારૂં મોત શીતાબીથી
મોકલે તો મારી ઉપરથી એવો આફતનો આતશ બુજાઇ જાએ અને
હું તારી દરગાહમાં નચીંતાઇથી આવી બેશું. એટલું મોતના ઉમેદ-
વાર ફરામરજનું મીનતને આજેજીથી બોલી મોતનું ચાહવું કે પાક
દાદારે તેને પોતાની દરગાહમાં બોલાવી લીધો તેથી કરી તે નામદા-
રની જુબાંન બંધ થઇ ગઇ અને તેનું પાક રૂહુ બેહેશતની તરફ
હવા સાથે મલી ગએઉં ઇઆને તે નામદાર ફરામરજ એ જેહાંનથી
ગુજરી ગએઓ. પણ ઇરાંની લશકરની એટલી તાકાત નહી હતી કે
તેની નજદીક જઇ શકે સબબ કે સરવે કોઇને તેનો દર ઘણોજ
હતો અને તે ફરાંમરજની કોહલામાં શીમુરગના પીછાં ખોસેલાં હતાં
તે પીછાં પવને કરી હીલતાં હતાં તેને હીલતાં જોઇ તેની પાશેથી
લશકર એકદમ નાહસતું હતું કે ફરામરજ જાણુલી ઘણો પડો છે
તેથી એવો ઢોંગ કરી મુવેલાં માનસની મીસાલે બેશી હજુર ચાહે છે
કે કોઇબી મારી પાશે આવે તો તેને બેઠો બેઠો ફેંકી તેનાં હાથ પગ
ભાંજુ એવો ઢોંગ લઇ બેઠો છે. એવી ગોફતેગો સરવે લશકર પોત-
પોતામાં કરતું હતું અને જો કદાચ હોમલો કરી ફરાંમરજની નજ-
દીક આવતું તો વલી પેલાં પીછાંને હીલતાં જોઇ પાછું ઘાભરૂં પડી
નાહસતું હતું. એ પરમાણે તેઓ નાહસતા નાહસતા એક બીજા ઉપ-
ર તુટી પડતા હતા તેના જખમથીબી કેટલાએક હજારો સવારો

જખમી થતા હતા. કેહે છે કે એ રવેશે બીજા તરણ દહાડા ગુજરીઆ અને ચોથે દીવસે યાને સાતમે રોજ બામદાદને વખતે પાદશાહ બ- હમને સરવે લશકરની ઉપર ગુસસાથી પોકાર મારીને કહેઉં કે તમો એ પરમાણે શાવાસતે બીહો છો. તમો જોતા નથી કે એ પેહેલવાંન આજ તરણ દહાડા થએઆ જમીન ઉપર બેઠો છે તો અલબતે એ ગુજરી ગએઓ હશે એટલું કહી પોતે લશકરને સાથે લઇ આગલ આવીઓ અને એક નેજો મુવેલા ફરામરજ ઉપર મારીઓ તથી ફરાં- મરજનું તન જમીન ઉપર પડીઉં તેવારે સરવે કોઇ સહમજેઆ કે એ દેલાવર તરણ દહાડા થએઆ ગુજરી ગએઓ છે અને આપણે એ ને જીવતો સહમજીને આપણામાંના કેટલાએક ફોકટમાં જખમી થઇને મારીઆ ગએઆ છે. એ રવેશે સરવે કોઇ માંહોમાહે બોલતા હતા. પછી બુરી ખસલતના બહમને તે મુવેલા ફરામરજના હાથ પોતાનાં એક ખાસ ગોલામ પાસે બંધાવેઆ અને તેને શુલી ઉપર ચહડાવી- ઓ. એવો ગજબ તે બુરા પાદશાહથી જોઇ ગોદરેજાંની ટોલાએ તથા નોજરી ટોલાએ તથા નામદાર પારેશ પરહેજગારે તથા નેકનામ સરદાર જાંમાસપે અને પેશુતને પાદશાહ બહમનના મોહો ઉપર ઘણી લેઆંનત નાખી કેહેવા લાગા કે એ દેવની ખસલતના પાદશાહ! તારી ઉપરબી એવીજ રીતનો ગજબ ગુજરજો અને તું પણ એ- જ રવેશે મરજે અને તારૂં રવાન દોજખમાં ગીરફતાર થજો અને કદીબી તું ખુશીનું મોહ દેખતો મા સબબ કે આવા બુજોરગ ખાં- નદાનના જેહાંપેહેલવાન ફરામરજના તન ઉપર એવો અજાબ પાડેછે તે અમોથી જોઇ શકાતુ નથી પણ તું દેવના કાંમ કરનારને કશી રીતનો વીચાર આવતો નથી કે ખોદાતાલાની નજદીક મને જવાબ દેવો કેવો ભારી પડશે તેનો તો તુને કાંઇ દર લાગતોજ નથી. એ રવેશે કહી પછી નામદાર જાંમાસપે પાકજાત ફરાંમરજનાં બદનને પા- ણીથી સાફ કરી તેના બદન ઉપર ઉંચી ખુશબો મસલી સાફ કપડાં પેહેરાવી એક કીમતી જવાહેરથી મઢી લીપેલાં તખત ઉપર મુકી તેની લાશને એક દુખમામાં મુકાવી અને તરણ દહાડા સરવે લશકરે પો- તાનાં મકાંન ઉપર ફરાંમરજનાં ગુજરી જવાથી શોકમાં ગીરફતાર થઇ રહેઉં અને સરવે કોઇએ કાલાં કપડાં પોતાના તનમાં પેહેરેઆં.

---

## ખબર થઈ પાદશાહ બહુમનને જેહાંપેહલવાન ફરાંમરજના બેટા આદર બુરજીનને આવેઆની તેવારે તે નામદાર ઉપર એક નામું લખી પારેસ પાસે મોકલીઉં તેનો એહવાલ.

——:oo:——

એ કેતાબનો બનાવનાર શાએર કહે છે કે એ ભાઈ! એ દુનીઆંનું ચકર એવુંજ દોરંગી છે કે ઘડીભર તારી મુરાદ પરમાણે ચાલે છે અને ઘડીમાં તુંને ખાક બરાબરનો કરી નાંખે છે. માટે તુને ઘટેચ કે ત ઉપર તું મગરૂર નહી રેહે ઇઆને તારી સાથે એ દુનીઆં ઉલટી ચાલે તો તેનો ગંમબી તું હરગેજ થઇ રાખતો માં. વાસતે એ બંદા! તું બેશક કરી જાણજે કે સેવટે તો તુંને આએ દુનીઆંથી ગુજરી જવા વગર છુટકોજ નથી. તેથી બની આવે તાંહાંસુધી નેકી કરવાથી પાછો રેહેતો માં સબબ કે નેકી તારા મરણ પછી તુંને જીવતો રાખેછે અને બદી જે છે તે જીવતો છતાં તુંને મુવેલામાં ખપાવે છે વાસતે એ બંદા તુંથી બની આવે તાંહાંશુધી આએ જેહાંનની લલચાવનારી ને ખુશાઇમાં ગીરફતાર કરનારી સેહબતથી પાછો ફરી પેલી જેહાંનના ખુબીના કામ કરતો રેહેજે.

કેહે છે કે પાદશાહ બહમન પાછો ઇરાંનના તખત ઉપર આવી બેઠો અને જાલેજર બંદીખાને કેદ હતો તેના દારોગાને તે પાદશાહે તાકીદનો હોકમ ફરમાવીઓ કે જાલેજરના પાંજરાંને હરરોજ લાવી દરબારના દરવાજા આગલ તાંગે અને જેવારે રાતનો વખત થાએ તેવારે પાછું બંદીખાંને લાવી મેલે. એવો હોકમ શાંભલી તે દરોગો દરરોજ જાલના પાંજરાંને દરબારના દરવાજા આગલ લાવી ઉચું તાંગતો અને રાતને વખત પાછું બંદીખાંને કેદ કરતો હતો. એ વાત ઉપર કેટલાએક મહીના ગુજરી ગએઆ તેવારે પાદશાહ બહમને ખબર શાંભલી કે દલેર ફરાંમરજનો બેટો આદરબુરજીન નામનો હીંદુસતાનનાં મુલકમાંથી પોતાનાં બાપને મલવા સારૂ આવે છે. તે સાથે જેહાં પેહલવાન સામેસવારનાં ખાનદાનને સારૂ ઘણીએક ઉંચી ચીજો નજર કરવા લીધેલી છે. એવી ખબર કંમતાલેના પાદશાહે શાંભલી તેવારે તેને એકાએક તાપ ચહડી આવી અને તે અંદેશો કરવા લાગો કે મબાદા એ પેહેલવાની તાખમનો જોરેમંદ આદરબુરજીન પોતાના બાપ જંગી

ફ્રાંમરજની બીસાયે દેલાવર હશે તો મને તથા મારાં લશકરને જર-
મુલથી ઉખેડી નાંખશે અને કોઇની પણ નીશાન રહેવા દેશે નહી.
વાસતે એ છોકરાને સારૂ કઇબી રીતની તદબીર શોધી કાહડવી જો-
ઇએ. એવો અંદેશો પોતાનાં દેલ સાથે કરી તે પાદશાહે દાંનાઇ ભ-
રેલા જાંમાશપને કહેઉં કે એ મારા પીઆરા વજીર! તુંને તો નેક
રવેશથી ગેબની ખબર માલુમ પડે છે વાસતે તું મને કેહે કે એ દે-
લાવર મુદઇ ફ્રામરજનો બેટો નવજવાન આદરબુરજીન હીંદુસતાનથી
આવે છે તેનેથી મારી ઉપર શું મુસીબત ગુજરશે. હું તેની ઉપર ગા-
લેબ આવશ કે તે મારી ઉપર ફતેહ પામશે, એ છુપા ભેદથી તું મને
વાકેફ કર નહી તો તુંને જાનથી મારી તારૂ નામ આ દુનીઆમાંથી
નાબુદ કરશ. પાદશાહ બહમને ગુસસા ભરેલાં દીલથી ભવાં ચહડાવી એ
રવેશે કહીઉં. તેવારે દાનાઇના રાખનાર હકીમાન હકીમ જાંમાસપે જોઇઉં
કે નાપાક એ બદ ખસલતનો પાદશાહ ગુસસામાં આવીઓ છે તેથી
પોતે આહેસતેથી કહેઉં કે એ પાદશાહ! તું દાંના અને દુરંદેશ છે
વાસતે તારી નજદીક કોઇ શખસથી ખોટી રીતની તકરાર હરગેજ થઇ
શકે નહી વાસતે હું તુંને રાસત એકીનથી કેહુછું કે તું એ આદર
બુરજીન સાથે લડાઇ કરશે તો હરગેજ થઇ તું તે પેહેલવાનના જોર
તથા કુઉવતની બરોબરી કરી શકવાનો નથી વાસતે એનો એક ઇ-
લાજ કરવો જોઇએ નહીતર કે એ છોકરો પોતાનાં પીઆરા બાપ તથા
ખાનદાનનો કીનો તું ઉપર માહ જબુન રીતે લીધા સીવાએ રેહેનાર
નથી. એ જાબુલી ખાનદાનનો હીંદી નવજવાન તુંને ઘણી ખરાબી
પોહોંચાડશે. બીજું મને એવું જણાએ છે કે એ દેલાવર આદરબુર-
જીન કીસતીમાં બેશી ઇરાંનની નજદીકમાં આવી પોહોંચીઓ છે વા-
સતે તું કઇ ચારાથી કોઇ દાનાવ મરદને તેની નજદીક મોકલ કે તે તેના
બાપ તરફથી તેને ઇજત ને મોહોબતથી લેવા ગએઓ હોએ તેમ
દેખાવ કરે કે મને દેલાવર ફ્રાંમરજે તારી નજદીક મોકલીઓ છે અને
તેણે તુંને પોતાની તરફથી દુવા કેહેવડાવી છે અને મને કહેઉં છે કે
મારા બેટા આદરબુરજીનને મારી નજદીક બોલાવી લાવ. એ રવેશે
તે મરદ તેને સહમજાવી ઇરાંનમાં લાવે તવોજ તું તેને કાંઇ હીલ-
લાથી કેદ કરે તો તારો બચાવ થાએ નહી તો તું ખાતરજમેથી જા-
ણજે કે તમામ ઇરાનની પાદશાહાતની ખરાબી થએઆ વગર રેહ-
નાર નથી બલકે ઇરાનના તમામ મુલકમાં એક પણ ઇરાની સવાર એના

હાથ ઉપર સલામત રેહેનાર નથી. એવા સખુન હકીમ જાંમાશપની જુબાંનથી શાંભલી પાદશાહ બહમને આદેશ કરી પારેશ પરહેજગારને પોતાની પાસે બોલાવીઓ અને તેને ઘણોએક ગંજ બખશેઓ. પછી તે પારેશને કહેઉં કે તારૂં કામ પડીઉં છે અને તે કાંમની ફતેહબી તું'ને છે તેથી તારે તે કાંમ કરવું જોઇએચ. તેવારે બુધા પારેશે કહેઉં કે એ પાદશાહ! મને જેહાં પેહેલવાંન રૂસતમે તારી ખીદમતમાં જે દીનેથી રાખેઓ છે તે દીનેથી તે આજ લગી મેં તારી સાથે નીમકહરાંમી કીધી નથી વાસતે હું તારા હોકમથી હરગેજ થઈ સર ફેરવવાનો નથી. જેવારેં પાદશાહ બહમને બુઢા પારેશનું એવી રીતે બોલવું શાંભલીઉં તેવારેં પાદશાહી લાએકનો એક સરો પાવ મંગાવી તે પારેશને બખશી અવલ તે બુઢાને રાજી કીધો પછી તેને કહેઉ કે દલેર ફરાંમરજનો બેટો આદરબુરજીન નામનો હીંદુસતાંનથી આવેછે તેને તું તારી મીઠી જુબાંનથી સહમજાવી મારી નજદીક લાવ પણ અવલ તું જતાંને વાર કેહેજે કે તારો બાપ શેરની સુંમાલનો દેલાવર ફરાંમરજ પાદશાહ બહમનની ખીજમતમાં હાજરછે તેણે મને તું'ને એસતેકબાલ લેવા મોકલીઓછે..એવી રવેશે બુબ હીલા અને ચારાથી એને સહમજાવી મારી નજદીક લેઇ આવ. એવી વાત પાદશાહની જુબાંનથી શાંભલી બુઢા પારેશે કબુલ કીધું પણ પોતાનાં જીગરથી એક થંડી હાએ મારી ઘણોએક ગંમ ભરેઓ થઇ પોતાનાં મકાંન ઉપર ગએઓ.

જેવારે બાંમદાદનો વખત પોંહોંચેઓ તેવારે નામદાર પારેશે પાંનસો સવાર સુનંદા જોઇ પોતાની સાથે રાખેઆ અને અજદાહની શીકલનો જુંહદો પોતાની સાથે લીધો કે જે જુંહદો લેઇ ગરદન ફરાજ ફરાંમરજ હીંદુસતાંન ગએઓ હતો. પછી પોતે એક સુનંદા ઘોડા ઉપર સવાર થઈ બુબ દમામ સાથે ઇરાંનથી બાહાર પડેઓ. તે વખતે પાદશાહ બહમને એક નામું હીંદી આદરબુરજીનને સારૂં આપેઉં અને કહેઉં કે જતાંનેવાર આએ નામું તું તેને આપજે કે તારી સાથે ઘણો બુશીથી ચાલીઓ આવશે. એમ કરતાં પારેશ વીસ દહાડે તે નવજવાન બાબુલી આદર બુરજીને જાંહાં દેહેરા મારી મકાંન કીધો હતો તાંહાં જઈ પોંહોંચીઓ અને તેના દેહેરાની સાંબે પોતાનાં દેહેરાખી ઠોકીઆ. પછી પાદશાહ બહમનનું નાંમું લેઇ પોતે એલચી થઈ હીંદી આદરબુરજીનના દેહેરાની નજદીક ગએઓ તેવારે દરબાંન

લોકોએ તેને ઉભો રાખી પોતાના પાદશાહ આદરબુરજીનને ખબર કીધી કે પાદશાહ બહમનનો એક એલચી નામું લેઈ આવીઓ છે તેવારે તે જાણુલી જાદાએ પોંતાનાં માંણસોને ફરમાવીઉં કે શીતાબ તેને મારી નજદીક લાવે. એવો હોકમ શાંભલી દરબાંન લોકો તેને પોતાના પાદશાહ આદર બુરજીનની નજદીક લેઈ ગએઆ. તાંહાં પારેશ જોએ શું કે બા આબરૂ સાથે રોશંન આફતાબની મીસાલે નવજવાન ગોએઆ પેહેલવાન ફરાંમરજ પોતે આદરબુરજીનની શીકલમાં તખત ઉપર બેઠોછે અને તેનું તંન પીલતંન રૂસતમની મીસાલનું હતું તથા તેની બાજુ તથા ગરદન સાંમેસવારની તથા સીનામાં જેહાં જોએ બરજોની મીસાલે ફરાક હતો તથા ચેહરામાં ગોએઆ નામનો ઉઠાવનાર દલેર સોહોરાબ પોતે આવી બેઠો હતો અને દબદબામાં જેહાં પેહેલવાંન કેરશાસપની મીસાલનો હતો. જેવારે બુદો પારેશ તેની નજદીક ગએઓ તેવોજ પોતાનું સર જમીન ઉપર મુકી જમીનને બોસો લીધો પછી પાદશાહ બહમનનું નામું હતું તે મોટા દબદબા ભરેલા પેહેલવાન આદરબુરજીનને આપીઉં. તેણે તે નામું પોતાના હાથમાં લઈ ઘણાએક પીઆરથી બોસો દેઈ પોતાનાં નવીસંદાને બોલાવી વાંચી સંભલાવવાને હોકમ કીધો કે આએ નાંમું બુલંદ અવાજથી વાંચી શંભલાવે. તેમાં એ રવેશે લખેલું હતું કે તું આદરબુરજીન સાંમેસવારના ફરાંમરજની રોશંન ચેરાગ તું ઉપર પાક ઈઅજદાંની ઘણીએક મેહેરબાંની હોજો અને સાંમ નરીમાનની રોશન ચેરાગ કેઆંમત લગણ રોશની ભરેલી રેહેજો અને તારી પેહલવાંનનાં જેવી જોરેમંદ બાજુ ઉપર પાક ઈઅજદાંની હમેશાં મેહરબાની ભરેલી મદદ હોજો કે તમો જાણુલીઓ ઈરાંની પાદશાહોની ફરમાબરદારી પાકદલીથી બજા લાવો છો તેથી ઈરાંની પાદશાહો સરવે ઉપર શેહેનશાહ કેહેવાએ છે. બીજું જેવી બુજોરગી જાલેજરની તથા જેહાંપેહેલવાંન રૂસતમની હતી તેવીજ બુજોરગી હકતાલાએ દેલાવર ફરાંમરજને બખશી છે અને એ પાક એકીનનો ફરાંમરજ હજુર શુધી મારી પાસેથી દુર રેહેતા નથી અને હું તેના કાંમથી ખુશ થઈને નથીં તારઈમાં રેહું છું. અને આજ રોજે મેં તારી તારીફ હદથી જીઆદા શાંભલી છે તેથી મેં તારી નજદીક મારા બુઢા પારશા પરહેજગારને મોકલીઓ છે કે એ બુઢાથી ઘણાએક દલેર પેહેલવાંનો લડાઈના હુનર તથા દાનાઈ શીખેલા છે. તેવા દાનાવને મેં તારી નજદીક મોકલેઓ છે તેની સાથે તું શીતાબીથી મારી

નજદીક આવજે કે હું તારા દીદાર જોવાને ઘણો ઇંતેજાર છેઉં વાસતે તું અવલ ઇરાંનમાં આવી તારા બાપ ફરાંમરજ સાથે ખુશીથી જાંમુલ જજે.

---

## આવીઓ નામદાર આદરબુરજીન ખુદા પારેશ પરહેજગારની સાથે પાદશાહ બહુમનની દરગાહુમાં અને તેને તે પાદશાહે દગાથી કેદ કીધો તે વગેરેનો અહુવાલ.

—:00:—

એ રવેશે તે નામાની હકીકત પોતાના ગરદનફરાજ બાપના દીદારના ઉમેદવાર આદરબુરજીને શાંભલી તેવારે ખુશી થઇ ખુદા પારશને પુછીઉં કે એ દુનીઆની અજમાએશ મેલવેલા ખુદા તારૂં નામ શું છે? તેને પારશી જવાબ દીધો કે મારૂં નામ પારેશ પરહેજગાર પાદશાહોના પાદશાહની ઇઆદગાર બેરાગ છે અને હું તારા નેઆંગાંન જાલેજરનો કમીનો ફરમાંબરદાર બંદો છેઉં પણ જેવારે જેહાં પેહેલવાંન રૂસતમે બહમનને ઇરાંનની પાદશાહી સોંપી તેના સર ઉપર પાદશાહી તાજ મુકેઉં તે દીનેથી તે તાજબખશ રૂસતમે મને તેના ફરમાનમાં સોંપીઓ છે. એવી વાત પારશની જુબાંનથી શાંભલી લડાએક આદરબુદજીન પોતે ઘણો ખુશી થએઓ અને એક હફતા લગણુ તેની સાથે ખુશીથી શાંમશની કીધી. પછી પારશે કહીઉં કે એ નામદાર પેહેલવાંન હવે તું કુચ કરે તો આપણે ઇરાંન જઇએ સબબ કે જે દહાડેથી પાદશાહ બહમને તથા સરફરાજ ફરાંમરજે શાંભલીઉં છે કે સરફરાજી ભરેલો આદરબુરજીન આવે છે તે દહાડેથી તેઓ તુંને જોવાને ઘણા ઉમેદવાર રહેઆ છે. એવી વાત શાંભલી નવજવાન પેહેલવાંન ઘણો ખુશીમાં આવીઓ અને પોતાનાં રસાલાને પાછો હીંદુસતાંન રવાના કીધો અને પારશ સાથે પોતે એખલો ઇરાંનની રાહ પકડી ચાલીઓ. હવે પાદશાહ બહમનને ખબર થઇ કે નવજવાન આદરબુરજીન મકરબાજ પારશ સાથે આવી પોહોંચીઓ છે તેજ વખતે હોકમ કરી એક મીજલશ ખુરરમ બેહેશતની મીસાલની આરાસતે કરી હતી કે તેવી મીજલશ કોઇ પાદશાહે શીંગારી નહી હતી. એ રવેશની મીજલશ પાદશાહ બહમને પોતાનો ચારો શોધવાને માટે બનાવી હતી.

એવામાં મક્કર ભરેલો પારશ બોલા પેહેલવાન આદરબુરજીનમે બઇ નાપિકાર બહમનની દરગાહમાં આવી પોહોંચીઓ. જેવારે પાદશાહ બહમને આદરબુરજીનને દીઠો તેવારે તે જોએ શું કે નવજવાંન આફતાબની મીસાલે રોશંન ચેહેરાનો અને તેનું તન જાસેજરના તાજબખશ રૂસતમની મીસાલે હતું. એવો દલાવર કદનો જોઇ પાદશાહ બહમને પોતાના તખતની પારી એક સુનાની કુરશી જે તમામ બેપુલા જવાહેરથી મધી લીધેલી હતી તે ઉપર બેશાડીઓ અને ઘણીએક ઇજત સાથે તે ઉપર મોતીઓનો વધાવો કરેઓ. એવી રીતની પરોણાગત તથા માન ઇજત મલેલું જોઇ આદરબુરજીન ઘણો ખુશી થએઓ પણ તે મીજલશમાં પોતાનાં બાપને દીઠો નહી તેથી આસપાસ નજર કરી જોવા લાગો. તેવામાં દગલબાજ બહમને એક માનસને છુપી એશારત કરી બાંગે બુલંદ કેહેવા લાગો કે આપણા શેર મરદ ફરાંમરજને જઇ ખબર કરે કે દલાવર આદરબુરજીન પાદશાહની દરગાહમાં આવીઓ છે અને તુંને જોવાને ઉમેદવાર છે તેથી તું શેકાર કરવાની ખુશીથી હાથ ઉઠાવી પરથમ શીતાબીથી મારા ફરજંદને મલી જા. એ રવેશે તે પાદશાહે ઘણાએક હીલા અને મકરથી માનસને ફરમાવીઉં પછી હોકમ કરી શીતાબ ખાંનું મંગાવીઉં અને સરવે સરદારો સાથે ખાનું ખાવા બેઠો તે મોટી મીજલશમાં પેહેલવાન આદરબુરજીનને તે નાપાક પાદશાહે બાઆબરૂ સાથે પોતાની જમની બાજુએ બેસાડેઓ હતો. જેવારે ખાનું ખાઇ ફારેગ થએઆ તેવારે એકબીજાની સલાંમતી ચાહી શરાબ નોશ કરવા લાગા અને તંબોરા તથા ચંગના તથા ખુશચેહેરેની રામશગરોના આવાજ શાંભલવા લાગા. એવી ખુશીમાં અરધી રાત ગુજરી ગઇ તેવારે સરવે કોઇ શરાબની મસતીમાં આવીઆ. તેવામાં દગલબાજ બહમને એક શાકીને અવવલ શીખવેલો હતો તે શાકીને એશારત કરી તેથી તે શાકીએ સરવે કોઇની જાંમ શરાબે પુર કીધી તેમાં પેહેલવાન નવજવાન આદરબુરજીનની જામમાં બેશુધ કરે એવા દારૂના પાંચ કઠરા નાખીઆ તે શરાબ તેના પીધામાં આવીઓ તેવોજ તે બેહોશ થઇ જમીન ઉપર પડીઓ. તેવારે તે મુજી અને ધાટકી દીલનાં પાદશાહે હોકમ કરી લોહાર લોકોને બોલાવેઆ અને તેના હાથ તથા પગમાં લોહોડાંની ભારી બેડીઓ ઠોકાવી અને તેની બેઉ બાજુ શાંકલથી મજબુત રીત બંધાવી પછી ફરમાવીઉં કે જાંહાં જાલને કેદ કરેઓ છે તાંહાં એનેબી કેદ

કરે. એ કેતાબનો બનાવનાર શાએર લખે છે કે એ ભાઈ! એ ફરતા આસમાનના એક હાથમાં શરાબની જાંમ છે અને બીજા હાથમાં જેહેરનું પીઆલું છે તેમાંથી અવલ તુંને શરાબ પાઈ ખુશીથી મસત કરે છે. પછી પેલાં જેહરના પીઆલાંથી તારો જાન લે છે એતો એ આસમાન બે વફા છે. હવે જેવારે આદરબુરજીન પોતાની કેદમાં આવીઓ અને પોતાના તન ઉપર ભારી બંધ બાંધેલા દીઠા તેવારે અજાએબીથી ઘાભરો પડી રડવા લાગો અને હાએ અફસોસ કરવા લાગો પણ તે જગો કોઇ તેને રડવાથી મના કરનાર તથા હીંમતનું આપનાર હતું નહી. એવી જારી કરતાં દીવસ આઠ ગુજરી ગએઆ તેવારે બીજા બંદીવાંનોબી ઘણું આજુરદે થવા લાગા કે એ રસેશની જારી કોણ બીચારો કરતો હશે. એવી હાએ અફસોસના પોકારથી અને જારીથી કંટાલી એક દીવસે ખુરશેદબાંનું આદરબુરજીનને પુછવા લાગી કે અએ નેક મરદ તું એવડી કલાપીત તથા જારી શાવાસતે કરે છે. અમો ઘણાએક વરસ થએઆં એ જગોએ કેદ છઈએ પણ તારી મીસાલની જારી અમોએ કોઈ દીવસે કરી નથી. તું એ જગોએ એવડી જારી કરે છે તેથી શું કાંઈ ઉતાવલે છુટવાનો છે? જેવારે હકતાલા તારી ઉપર મેહેરબાન થશે તેવારે તારો એક પલકારામાં છુટકારો થશે. વાસતે અએ નાંમદાર! તું જારી કરવી બંધ કરી ખામોશ થઈ હઅજદાંની દરગાહમાં પનાહ માગ કે તેથી તારો ઉતાવલે છુટકો થશે. એવા સખુન જેવારે જવાંમરદ આદરબુરજીને સાંભલીઆ તેવારે પુછવા લાગો કે અએ નેકબખત તું બોલે છે તે આવાજ ઓરતના જેવો આવે છે વાસતે તું કોણ છે અને તારૂ મુબારક નામ શું છે? તેવારે તેને તે બાંનું કેહેવા લાગી કે મારૂં નામ ખુરશીદબાંનું છે અને હું સાંમેસવારના ખાંનદાંનની છેઊં અને મારો બુજરગ બાપ જાલેજરબી મારી સાથે કેદમાં છે. પાદશાહ બહમને પોતાના બાપ અસપંદીઆરના કીનામાં જેહાંગેહેલવાન ફરામરજ સાથ તમામ જાબુલી ખાનદાનને પાએમાલ કરી નાખીઉં છે અને તે બુઢા જાલનું બાંજરૂં દર રોજ દરબારના દરવાજા આગલ તાંગે છે અને જેવારે રોશન આફતાબ અસત પાંમે છે તેવારે તે બુઢા જાલનું પાંજરૂં પાછું લાવી આએ જગોએ રાખે છે. એવો અમો જાબુલીઓ ઉપર ભારી અજાબ અને સખતીનો દહાડો આવી પડીઓ છે તોપણ અમો સબુરી કરી પડીઆં છઈએ. હવે તું રાસત બોલ કે તું કોણ નામદાર

મરદ છે અને તારી ઉપર એવો ગજબ એ જુલમગાર પાદશાહે શા વાસતે નાંખીઓ છે. એટલું ખુરશેદબાનુંનું બોલવું કે તે લાઇલાજ થઇ પડેલો આદરખુરજીન બેહોશ થઇ પડીઓ અને ફરીને તેનો રડવાનો આવાજ આવીઓ નહી. તેવો મામલો જોઈ ખુરશેદબાનું ફરીને પુછવા લાગી પણ તેને કાંઇબી જવાબ પાછો મલીઓ નહી તેવારે ઘાભરી પડી ગઇ. તેવામાં સાંજનો વખત થએઓ અને જાલેજર બંદીખાને આવીઓ. તેને ખુરશેદબાનું કેહવા લાગી કે આએ પાશેના બદીખાનામાં જે મરદ રડતો હતો તેની સાથે મને વાત થઇ તેવારે મેં આપણી બુનીઆદ એને કહી તે સાંભલતાં વાર એ મરદ ચુપકીદો થઇ ગએઓ છે તે ફરીને મને પાછો જવાબ દેતો નથી. તેવારે બુઢા જાલેજરે પેલા સખત લોખંદના પાંજરામાંથી એક સરદ હાએ સાથે પોકાર મારી કહેઉં કે અએ નેકનામ મરદ! તારૂં નામ શું છે અને તું કોણના ખાંનદાંનની ચેરાગ છે. એવો આવાજ જાલેજરનો સાંભલી આદરખુરજીન હોશમાં આવીઓ અને પોતાનાં દીલ સાથે કેહેવા લાગો કે એ કોઇ મરદનો આવાજ છે તેવારે તે પુછવા લાગો કે અએ નેક મરદ! તારૂં નામ શું છે? તેવારે બુઢા જાલેજરે પોતાનું નામ તેને કહીઉં અને પોતાની બેટી ખુરશેદબાંનુ સાથે હતી તેબી કહીઉં. તેવારે તેને આદરખુરજીને પુછીઉં કે એ બુઢા પીર મરદ! સરવે વાત તેં મને કહી તે દરોસત છે પણ એક વાત હું તુંને પુછું છેઉ તેનો તું મને રાસત એતેકાદથી ખુલાસો કર કે જેહાંપેહેલવાન રૂસતમનો બેટો ફરાંમરજ કરી કેહેવાએ છે તે હવડે કાંહાં છે. તેવારે જાલે જોઇઉં કે એતો કોઇ મારી તોખંમનો નજર આવે છે અને ઘણું કરીને મારા બેહશતનશીન બેટા ફરાંમરજને ઇઆદ કરે છે. એવો વીચાર કરીને બુઢા જાલે તેની આગલ જુઠી વાત કહી કે ફરાંમરજ તો શેકાર કરવાને ગએઓ હતો તાંહાંથી આવતાં ઘોડાએ ઠોકર ખાધી તેના ઢકાથી તે નામદારે જમીન ઉપર પછાટ ખાધી તેના સબબથી તેનો જાંન કબજ થએઓ તેના ગમથી અમો સબુરી કરી ખોદાતાલાની દરગાહમાં ખામોશી અખતીઆર કરી પડીઆં છઇએ. પણ હવે તું રાસત બોલ કે તું કોણ નામદારની બુનીઆદ રાખે છે અને તારૂં નામ શું છે. તું એવા સુખન બોલે છે કે નવેસરથી મારાં કલેજાંમાં જખમ લાગે છે વાસતે તું મારી આગલ જે હોએ તે રાસત બોલ. એ વાત જાલને મોહોડેથી શાંભલી

પોતાનું માથું બંદીખાનાની દેવાલ સાથે અફાડેઉં અને પોતાનાં કલેજાંથી સરદ હાએ મારી જારીનો પોકાર ઉઠાવીઓ. એવો માંમલો જોઈ જાલ તથા ખુરશેદખાંનુંબી જારી કરવા લાગાં. પણ આદરબુરજીન એકદમ જારી કરવાથી જરા ચુપકીદો થએઓ નહી અને પેદરપે હાથ માથું કુટવા લાગો. તેને જાલેજરે ઘણોબી સહમજાવેઓ પણ રડતો મુગો રહેઓ નહી. ફરી જાલે તેને કહેઉં કે એ સરફરાજ તું તો જાંણુતો નહી હશે કે અમોએ એ પાદશાહ સાથે ઘણુી ખુબી કીધી છે અને તે ખુબીના અવેજમાં અમો આવી સખતી ભોગવીએ છઈએ. એ ફરતા આસમાંનનું કાંમ એજ રવેશનું છે વાસતે તું રડવાથી ચુપકીદો રહી પોતાના પેદા કરનાર પાક દાદારને ઈઆદ કર કે તેથી તારો શીતાબીથી છુટક થશે. વલી તે બુજોરગ જાલે કહીઉં કે તારા મુબારક નામથી મને વાકેફ કર. તેવારે આદરબુરજીને કહીઉ કે એ ખુદા બાપ હુંબી એક તારો કમીનો ફરમાબરદાર બેટો છેઉં. હવે તું મને રાસત કેહે કે આખાં હીંદુસતાનનો સરદાર દેલાવર ફરાંમરજ કાંહાં ગએઓ છે. તેને નામદાર જાલે કહેઉ કે ઓ નાંમદાર મરદ તેની વાત હું તુંને બોલી કહું તો તું એ કરતાં વધારે જારી કરશે વાસતે તે ગઈ ગુજરી વાતને વીસારી મેલી તારૂં મુબારક નામ મારી આગલ રાસત કેહે. તેવારે આદરબુરજીને ખુદા જાલને કહીઉં કે જાંહાં સુધી તું રાસતીથી નહી બોલે તાંહા સુધી હુંબી મારૂં નાંમ જાહેર કરવાનો નથી. તેવારે ખુદા જાલે અવલથી તે આખેર સુધીની વાત જે બની તે સરવે આદરબુરજીનને કહી. તેવી વાત જાલના મોહોડેથી સાંભલી આદરબુરજીન ઘણીજ અફસોસ કરવા લાગો અને વલી કેહેવા લાગો કે એ નાપાક પાદશાહની એવી ખબર મને કોઈએ અવલથી આપી હતે કે તારા કબીલાના લોકો સાથે એવી બુરાઈ એ પાદશાહે કીધી છે તો હરગેજ એના મકર અને ફરેબમાં હું ફશતે નહી અને એને એક મુકીના જરબથી બાક બરાબર કરી નાંખતે અને એ હરાંમજાદાના ગોશતને સગનો ખોરાક કરતે પણ એ નાપાકે તો મને ફરેબથી બોલાવી બેહોશ દારૂ પાઈ મારી ઉપર એવા ભારી લોહોડાંનાં બંધ બાંધીઆ છે વાસતે એ બારે હકતાલા! હવે તું મને ઉતાવલે એ સખત અને ભારી જંજીરથી છુટો કરે તો એ નાપાક અને શેતાંની અવાશનાં પાદશાહ બહમનને જાંનથી મારી એની ઉપર હું મારા બાપ

ફ્રાંમરજનો તથા મારા ભાઈઓનો અને તમાંમ સામે સવારના ખાંનદાંનનો કીનો લેઉં. તેવારે ખુદા જાણે જોઈએ કે એતો દલાવર ફ્રમરજનો બેટો આદરબુરજીન છે તેવારે તેણી જારી કરવા લાગો અને ઘણી જારી કરી કેહેવા લાગો કે એ બારે હકતાલા! એવો મારી ઉપર શું ગજબ નાંખે છે કે એક મારો નવો બેટો દુર દરાજ રાહથી અમોને મલવા આવતો હતો તેનેબી એકાએક એ ખુરા પાદશાહના હાથ ઉપર ગેરફ્તાર કરેઓ? એ રવેશે જારી કરી પોકાર મારતો હતો. અને આદરબુરજીન હરદંમ પાદશાહ બહમનને ગાલ દેતો તથા તે ઉપર લેઆંનત નાખતો હતો તેવારે જાલેજર તેને મના કરતો હતો.

---

## બોઆબ દીઠો પાદશાહ બહમને અને તે પછી જાલ તથા ખુરશેદબાંનુને બંદીખાનાની ભારી બેરીથી ખલાસ કીધાં અને જાબલુસતાંન અસલ મુજબ બાંધી આબાદ કરી આપીઉં તે વગેરેનું દાસતાંન.

—:oo:—

લખે છે કે જાલેજરને કેદ પડેઆને વરશ બાર ગુજરેઆં તેવારે પાદશાહ બહમને એક રાતના ખુવાબ દીઠો. તેમાં જોએ શું કે જેહાંપેહેલવાંન રૂસતમ ગુસસા ભરેલા દેલ સાથે આવી તેની સાંમે ઉભોછે તેને જોઈ બહમન ધાભરો થઈ ગએઓ અને નેતરના જાહડની મીસાલે ધુંજવા લાગો અને ઘણીએક નમનતાઈ અને આજેજીથી રૂસતમને કેહેવા લાગો કે અએ નામદાર પેહેલવાન! તું મારી જે કાંઈ તકસીર થઈ હોએ તે માફ કર અને એવડો ગુસસો મારી ઉપર મા કર. તુંને એવડો ગુસસે થએલો જોઈ મારો હોશ જતો રહેઓ છે અને હું તારી સાથે વાત કરવાને ઘણોજ ઉમેદવાર હતો કે એક વખત તારી આજરખાડી કરૂં પણ તુંને ગુસસા ભરેલો જોઈ મારીથી કાંઈ બોલાઈ શકાતું નથી વાસતે એટલી તકસીર તું હવે મને માફ કર. તેને તાજબખશ રૂસતંમ ગુસસાથી કેહેવા લાગો કે અએ હુંપી અકલના અને બદબખત ખુરા પાદશાહ! તું મારા ખુદા બુજરગ બાપ ઉપર હજુર શાવાસતે એવડી જાસતી અને જુલંમ ગુજારે છે હું શું કરૂં કે તારા બાપના કોલને લીધે હજુર હું તારી તરફ નરમાશ ભરેલી

રીતે જોઉં છું. નહીતો આ ઘડી તારી ગરદંન મરડી તારા તં-નના સાંધે સાંધા જુદા કરી નાખતે. પણ હજુ હું તુંને કેહું છું કે શેતાબીથી તું મારા બુઢા બાપ જાલેજરને ખલાસ કર નહી તો હવે પછી હું તારો જાંન કાઢી નાખશ.

એવો બુઆબ પાદશાહ બહમને દીઠો તેવારે ધુંજતો અને કાં-પતો બુઆબથી બેદાર થએઓ અને ઘાભરો પડી હર તરફ જોવા લાગો. તેવામાં બામદાદનો વખત થએઓ તેવારે પોતાના તખત ઉપર આવી બેઠો અને પોતાની હમેશની રીત મુજબ તે દીવસેબી બુઢા જાલેજરનું નાંમ નહી લીધું અને પાછો રાતને વખત બુવાબ કીધો તે દીને બુવાબમાં નામદાર શોહરાબને દીઠો કે તેના હાથમાં નેજો પકડેલો અને ભવાં ઉપર ભવાં ચહડાવી ગુસસાથી બહમનને ઘોરતો હતો તેને એ રવેશે ગુસસાથી આવેલો જોઈ બહમન ઘણો ઘાસતીમાં પડી ધ્રુજવા લાગો અને તેનો દમદબો જોઈ પોતે નાહ-સવા લાગો એવામાં બુઆબથી બેદાર થએઓ અને પોકાર મારી કેહેવા લાગો કે કોઈ હાજેર છે? તેવારે ખેદમતગાર લોકો આવીને હાજેર થએઆ. તેઓને ફરમાવીઉં કે શીતાબીથી જાંમાંસપને બોલાવી લાવે તેવારે તેઓ દોડતા જઈ જાંમાંસપને બોલાવી લાવીઆ. તેને પાદશાહ બહમને કહીઉં કે આજ બપે દહાડા થએઆ હું આવી રીતનો બુઆબ જોઉં છેઉં પણ હું કાંઈ જાલને બંદીખાનેથી ખલાસ કરવાનો નથી. તેને જાંમાંસપે કહેઉં કે જેમ તારી મરજી ચાહે તેમ કરાં તું મુખતીઆર છે. વલી તરીજી રાતની બાંમદાદે પાદશાહે બુઆબમાં પોતાના મોટા નેઆગાન પાદશાહ ગુશતાસપને દીઠો. તેના હાથમ એક ચાબુક પકડેલો હતો અને તે ચાબુકે કરી તે જુલમગાર બદબખત પાદશાહ બહમનની પીઠ ફાડી નાંખતો અને કેહેતો કે અએ જુલ-લમગાર! તું હકતાલાની નજદીક શું જવાબ દેશે? એવા તારા જુલંમથી પાક દાદાર અહુરમજદની નજદીક અમો ઘણા શરમીંદા ફ-રીએ છઈએ પણ તુંને કંઈ શરમ આવતી નથી કે તારાં કાંમથી દો-જખના દેવોબી હેરત ભરેલા રહે છે કે આવા પીરમરદ જાલેજર તથા તેના કબીલાના લોકોનું તેં ખાંનુખરાબ કરી નાખેઉં છે અને હજુર સુધી તે બુજરોગ જાલેજરને બંદીખાને કેદ રાખીઓ છે તેથી હું તુંને કેહું છેઉં કે તે બુજરગને તથા તેના કબીલાને કેદમાંથી શીતાબી કરી ખલાશ કર નહી તો તારી ખાતર નીશાં કરી નાખશ. એવો

જુલંમ બહમને પોતા ઉપર જોઈ ખુઆબથી જાગી ઉઠીઓ અને માંથું પટકી પોતાના મન સાથે કેહેવા લાગો કે અવલ મેં મારા કાકા જામાસપ તથા પેશુતંનનું કહેઉ કબુલ રાખીઉ નહી તેથી હવે હું ખાતર નીશાંથી સહમજેઓ કે હું મારા પાક બેહેશતથી દુર પડીઓ અને દોજખનો શરીક થઈ પડીઓ છેઉં. એવો ખીઆલ પોતાનાં મન સાથે કરી પોતાનાં કરેલાં કાંમથી પસતાવો ખાવા લાગો.

હવે જેવારેં બામદાદનો વખત થએઓ તેવારે તે પાદશાહ પોતાના વખત ઉપર આવી બેઠો અને હોકમ કરી બુઢા જાલેજરનું પાંજરૂં પોતાની પાશે મંગાવીઉં તથા ખુરશેદબાંનુને બી બંદીખાંનેથી મંગાવી. તેવારે પાદશાહ બહમને બુજોરગ જાલેજરને કહેઉં કે એ પીરમરદ! હવે મારી ખાતરી થઈ છે કે તું તારી સજાને પોહોંચીઓ વાસતે મારી મરજી હવે એવી થઈ છે કે હું તુંને એવાં બંદીખાનેના અજાબથી છોડું કાંએકે તેં ઘણી હલાકી ભોગવી છે તેથી તારા બુઢાપા ઉપર મને હવે રેહેમ આવે છે. વાસતે તું મારી સાથે કોલ કરકે હવે પછી તારા ખાંનદાંનમાંનું કોઈબી મરદ અથવા ઓરત ઇરાંનના પાદશાહ ઉપર લડાઈની કમર બાંધે નહીં. એવો મારી સાથે તું મજબુત બંદોબસત કરી કસમ લે. તેવારે બુજોરગ જાલેજરે તેને જવાબ દીધો કે પાક દાદગર દાદારે અવલમાં ચાર ચીજ પેદા કરી છે તેમાં આસમાન તથા જમીન તથા પાણી અને પવન એ ચારે ચીજનો પેદા કરનાર જે સાહેબ છે કે જેણે પાણીનાં એક કતરામાંથી સરવે ચીજોને ઉતપન કરી દુનીઆમાં ગતી આપી ચાલુ કીધી છે અને સરવે કોઈને રોજી રજખનો પોહોંચાડનારબી તેજ બેબદાંન છે કે તેની કુદરતનું બએઆન કોઈની જુબાંનથી થઈ શકતું નથી તે સાહેબે બેકેનારના કસમ લેઈને કહું છું કે હવે પછી મારા ખાનદાન તથા અતલકનાઓમાંનું કોઈબી માણસ એ ઇરાંન ઉપર હરગેજ થઈ કંમર બાંધે નહી. અએ પાદશાહ! એ મારો કોલ તું મુકરર કરી જાંણજે કે એવા કોલથી હું હરગેજ થઈ ફરનાર નથી. જેવારે પાદશાહ બહમને બુજોરગ જાલેજરની જુબાંનથી એવા સખત સોગંદ શાંભલીઆ તેવારે હોકમ કીધો કે એ બુઢા પીર મરદ જાલને એ પીજરામાંથી ખલાસ કરે. તેનો એવો હોકમ શાંભલી ખીદમતગાર લોકોએ તે પીજરૂં ભાંજી જાલને બાહેર કહાડેઓ. તેવારે જાલેજર દહાબી તથા જમની તરફ નેગાહ કરી જોવા લાગો કે પેલો નામનો ઉઠાવનાર આદરબુરજીન કાંહાં છે પણ તેતેને

જગોએ દીઠો નહી. તેવારે હાથ કબજ કરી પાદશાહ બહમનને કેહે-વા લાગો કે અએ નેકનાંમ પાદશાહ! તારી આગલ એક મારી અ-રજ છે તે હું તુંને કેહુ. તને બહમને કહેઉં કે જો તું આદરબુર-જીનને માંગશે તો બીજાં બાર વરશ તુંને બંદીખાનું એ કરતાં ઘણા અજાબથી ભોગવવું પડશે પણ જો એ શીવાએ બીજી કોઇબી ચીજની અરજ તું કરશે તો તે હું કબુલ કરી બજા લાવશ. તેવારે બુજોરગ જાસે પાદશાહને કહેઉં કે ઓ નામદાર પાદશાહ! મારી મુરાદ તું નામદા-રની હજુરમાં એ અરજ ગુજારવા સીવાએ બીજી કાંઇજ નથી. તને પાદશાહે ફરીને કહેઉં કે જો તું બીજી મરતબે એવી વાત બોલશે તો તુંને ફરીને બંદીખાનુ ભોગવવું પડશે વાસતે તું એવી તારી અ-રજ ગુજારવાથી હાથ ઉઠાવ. એવી તુંદ ચશમથી પાદશાહને બોલ-તો જોઇ જાસેજર ચુપકીદા થઇ બેઠો અને ફરી કાંઇબી હરફ પોતાને મોહોથી બહાર કહાડીઓ નહી.

તે પછી પાદશાહ બહમને હોકમ કીધો કે બુઢા જાસેજરને વા-સતે એક મેહેલ આરાશતા કરે અને તેમાં જે જોઇએ તે સામાન મોજુદ કરે અને તેમાં એ બુઢા પીર મરદને ઘણીએક તજુમલથી ખુશી રાખે. એવો હોકમ પાદશાહની જુબાંનથી શાંભલી ખેદમતગા-રોએ એક એવાંન સારી તજુમલથી આરાશતા કરી તેમાં બુઢા જા-લને તથા બુરશેદખાંનુને ઘણી આશુદગીથી રાખીઆં. ફરી પાદ-શાહ બહમને જાંમાસપ હકીમને બોલાવી ફરમાવીઉં કે તારી પાશે જા-બુલસતાંનનો નકશો ઇઆને નમુનો કાહાડેલો છે તે જલદીથી મારી નજદીક લાવ. તે હોકંમ થતાં વાર પાક મુરાદનાં જાંમાશપે તે નક-શો હાજર કરેઓ તે જોઇ પાદશાહે કહેઉં કે એજ અસલ મુજ-બ સીસતાંનને બંધાવે અને જે કાંઇ જર એ ઉપર ખરચ થાએ તે મારા ખજાંનામાંથી આપે. અને તે ખાસ એવાંન વરશ એકની મુદતમાં તઇઆર કરે તેની ઉપર કોઇ રીતે જર ખરચવાની કોતાઇ કરે નહી વલી કહેઉં કે એ સામેસવારના એવાંનો જેવાં અશલ હતા તેવાજ સુંદર બનાવે તેમાં કાંઇ તફાવત પડે નહી અને તેની તપાસ તું પોતે આગલ રહી કરે કોઇનો ભરૂશો કરે નહી અને જેમ બને તેમ વરસની અંદર બનાવી તઇઆર કરે. એવા સખુન પાદશાહની જુબાંનથી સાંભલી દાનાવ જાંમાસપે પાદશાહ ઉપર દોવા કહી તાંહાંથી ખજાંનાની તરફ ચાલીઓ અને તે જગોથી કેટલોએક ખજાંનો લઇ

ઉંટો ઉપર લાધીઓ અને પોતે તે સરવે અસબાબ સાથે શીસતાંન-
ની તરફ ચાલીઓ અને તાંહાં જઇ તે એવાનોનું કાંમ ઘણી તા-
કીદથી ચાલુ કીધું અને આગલ મુજબ સરવે એવાંનો તઇઆર ક-
રેઆ. બીજું સરવે રઇઅત લોકોના ઘરો જેવાં હતાં તેવાં પાછાં બાં-
ધેઆં તેવાર પછી શેહેરની પહનાનો અસલ માફક કોટ તથા બરૂજો
અને ખાહીઓ સરવે તઇઆર કરેઆ. પછી એક નામું પાદશાહ બ-
હમન ઉપર લખેઉં. તેમાં આએ પરમાણે લખેઉં કે અએ સરફરાજી ભ-
રેલા અને સખાવત દીલના પાદશાહ તારા હોકંમ મુજેબ મેં સીસ-
તાંન શેહેર અસલ મુજબ બાંધી તઇઆર કરેઉં છે એ મુજબ નામું
લખી એક કાસદ સાંડની ઉપર સવાર કરી શીતાબીથી ઇરાંન રવાંના
કીધો જેવારે તે કાશદ ઇરાંનમાં આવીઓ તેવારે પાદશાહ બહમન
ઉપર દોવા કરી તેવું નામું તેના હાથમાં આપેઉં તે નામું પાદશાહે
વાંચેઉં તેવારે પોતાનાં દેલ સાથે ઘણોજ ખુશી થાઇ દાંનાઈ ભરેલા
જાલેજરને કેહેવા લાગો કે અએ સાંમેસવારના બુઢા પીરમરદ મેં તારી
સાથે બદી કીધી હતી તેને મેં વીસારી મેલી અને તારૂ સીસતાન શેહેર
પાછુ મેં તુને બંધાવી આપીઉં કે તેથી મને ઘણી ખુશહાલી હાંસેલ
થઈ વાસતે તું ખુશી થઇ તારે વતન જા અને તું તારા બુઢાપાના
વખતમાં આસાએશથી બેશ. તેને જાલેજરે દોવા કરી કહેઉં કે અએ
બુજોરગ બુનીઆદના પાદશાહ! તેં આજરોજે મારી ઉપર એવી
કરંમ બખશેશ કરી છે કે તેવી કોઇબી કરશે નહી પણ હું તારી પાસે
એટલીજ મોરાદ ચાહુું છું કે એક વાર મારી ચશમેથી હું મારા નબીરા
આદરબુરજીનને જોઉં કે હવે હું મારો અસબાબ આએ જેહાનથી
ઉઠાવવાને લાએકનો થએલો છું. વાસતે મારી ઉમેદ તેને જોવા વગર
રહી જશે. શાવાસતે કે મેં તે બેટાને મારી નજરે દીઠોજ નથી. વાસતે
એક વખત તેને જોવાને હું ઘણોજ આરજુમંદ છું કે હવે પછી
હું કાંઇ ઇરાંનમાં આવનાર નથી. એવા સખુન જાલેજરથી શાં-
ભલી બહમન ગુસસામા આવી કેહવા લાગો કે એ બુઢા! તું હજુર
એવું ધારે છે કે આદરબુરજીનને જોઇ તેને બંદીખાનેથી છુટો કરાવી
મારી ઉપર જેહાંન તંગ કરે એવો તારા દેલમાં ખેઆલ છે પણ તે
વાત તારા સવપનામાંબી બનનાર નથી. જો તારી મરજી જવાની હો-
એ તો તું જા નહી તો આએજ તકે પાછો કેદ કરશ. તેવારે બુ-
ઢા જાલે નાચાર થઇ પોતાનું સર નમાવી પાદશાહ પાશે સીસતાંન

જવાની રજા માંગી. તેવારે બહમને હોકમ કીધો કે મારા નેઆગાંન લોહોરાસપનો પોશાક લાવી એ ખુદા પીર મરદને બખશેશ કરે તેવારે ખજાંનચી લોકો દોડતા જઈ તે પાદશાહી પોશાક લાવી જાલેજરને સરવે મીજલસની હજુર મોટી આબરૂથી સરોપાવ આપીઓ. અને તે સરોપાવ સાથે ઘણોએક ખજાંનોબી આપીઓ અને તેની જનાબમાં બાર હજાર સવારોની ફોજ આપી સીસતાંન વદેઆ કરેઓ. જેવારે જાલેજર મોટી આબરૂ સાથે સીસતાંન જઈ પોતાના તખત ઉપર બેઠો અને અસલ જેવું જાબલુસતાંનહતું તેવું પાછું વસાવી આબાદ કરીઉં.

હવે હીંદુસતાનમાં ખબર થઈ કે જાલેજર પાછો જાબુલનાં તખત ઉપર આવી બેઠો અને બીજી મરતબે જાબુલ આબાદ થએઉં છે. એવી ખબર શાંભલી તેવારે બાંનું ગોશસપ તથા જરબાંનું એ બેહુ બાંનુઓ ખુશી થતાં સીસતાનમાં આવીઆં. અને પોતાનાં ભાઈ ફરાંમરજનાં ગુજરવા ઉપર કેટલોએક ગમ કીધો. વલી બીજો ગમ જાલેજરને આદરબુરજીનનાં બંદીખાને કેદ પડવાનો થએઓ હતો. કારણકે તે બેટાએ કોઈબી રીતનો દુનીઆંનો રાહઘાત જોએઓ નહીં હતો તેથી જાલ જારી કરતો હતો અને ખોદા પાશે તેનો છુટકો થાએ એવી દોવા માંગતો હતો.

---

## બાંનુગોશાસપે આદરબુરજીનનો છુટકારો કરવા સારૂ એક નામું પાદશાહજાદી હોમાએ ઉપર લખેઉ તે વગેરેનો અેહવાલ.

—:00:—

જેવારે બાનુગોશશપે જાલેજરને આદરબુરજીનનાં ગંમમાં ઘણો ગીરફતારદીઠો તેવારે દીલાશો દઈ તેને કેહેવા લાગી કે અએ ખુદા બાપ! તું એટલોબધો દલગીર શાવાસતે થાએ છે એ મારા પીઆરા ભાઈનાં બેટાને હું મારી કોઈબી રીતની તદબીરથી બંદીખાનેથી છુટો કરાઉં છું. તેને ખુદા જાલે કહેઉં કે અએ નેકબખત બેટી જો એ ખબર પાદશાહ બહમનને થશે તો ફરીને એ આપણી ઉપર ભારી મુશીબત ગુજારશે. તેણે ખુદા જાલને કહેઉં કે તું જાંણતો નથી પણ પાદશાહ બહમનની ઓરત હોમાએ સાથે મને ઘણી દોસતી છે તેથી તે પાદશાહજાદી મારો સખુન હરગેજ થઈ રદ કરશે નહી. અને જોકે

તે બહમન એ કાંમ કરવાને ઘણોજ નાખુશ છે. પણ હોમાએનો સખુન તે હરગેજ થઇ ફેરવવાનો નથી. એવા સખુન બાંનું ગોશસપની જુબાંનથી શાંભલી ગરજમાં આવી પડેલો જાલ ઘણો ખુશીમાં આવી- ઓ. તેવાર પછી બાંનુગોશસપે એક નાંમું પાદશાહજાદી હોમાએ ઉ- પર લખેઉં તેમાં પરથમ એમ લખેઉં કે અએ મારી મેહરબાંન બખ- તાવર બુલંદ સેતારાની પાદશાહોની પાદશાહ હોમાએ! તારૂં તારો હુંમેશે રોશંન રેહેજો અને હમેશાં તું ખુશી અને આસાની સાથે જીવજો અને હમેશાં તારા સર ઉપર પાદશાહ બહમનનો મોટી પાદ- શાહી દબદબો સદા કાએમ રેહજો અને હમેશાં તારા બખતની ઇઆ- રાએ પાક પરવરદેગાર હોજો અને તારા મુદ્દઇ ઉપર હમેશાં તારા પા- દશાહની ફતેહ હોજો. બીજું મારામાં એટલી શકતી નથી કે જેથી હું તારી તારીફના સખુન કહી સંભલાઉં અને તારી વખાણ કરવાને મને તે વખાણને લાએકનાં શબદોખી મલતા નથી- હવે હું તુંને ઘણાં વરસ થએઆં મલી નથી વાસતે એક વેલા તુંને મલવાની ઘણી ઇં- નતેજાર થઇછું. સબબ કે હવે તારા પાદશાહ બહમને અમો ઉપરથી પોતાના દીલમાનો કીનો કાહાડી નાંખી અમારી ઉપર રહેમની નજ- રથી જોઇ સરફરાજ કરેઆં છે પણ એક મારા ભાઇ ફરામરજના બે- ટા આદરબુરજીનને કેદમાંથી ખલાશ કરેઓ નથી અને તેણે હજુર સુધી આએ દુનીઆંની સુકી લીલી જોઇ નથી અને તેનો કાંઇપણ અનુભવ મેલવીઓ નથી. એવા નાવારેસને અકાએક કેદ કરેઓ છે. તેને જો તું અમારી ઉપર મેહરબાંની કરી બંદીખાનેથી છુટો કરાવે અને અમારી તરફ મોકલે તો અમોને ગમના દરીઆવમાંથી મોકલા કીધેલાં કહેવાએ. એટલી મારી નમનતાઇ ભરેલી અરજ કબુલ કરજે એ રવેશથી નામું લખી એક એલચીને આપી કહેઉં કે એ કાગજ પાદશાહજાદી હોમાએ સીવાએ કોઇ બીજાને આપતો નાં અને એનો તે જે જવાબ આપે તે તાકીદથી મારી નજદીક લાવ. એ રવેશે કહી તે એલચીને વદેઆ કરેઓ. જેવારે તે એલચી ઇરાંન જઇ પોંહોં- ચીઓ તેવારે પેલું નામું પાદશાહજાદી હોમાએનાં હાથમાં આપેઉં તે નામું હોમાએ તે એલચીનાં હાથમાંથી લેઇ તેની હકીકતથી વાકેફ થઇ. તેવારે તે એલચીને કહેઉં કે તું શીતાબ સીસતાંન જઇ મોહોડેથી બાનુગોશસપને કેહે કે તું એ તરફ આવે તો તારા કામની હું મારી- થી બનતી તજવીજ કરૂં. એવી વાત તેને મોહોડેથી શાંભલી એલચી

પવનના વેગની મીશાલ લાંહાંથી સીસતાંન જઇ બાનુગોશસપને હોમાએનો પેગામ કહેઓ. તેવારે તે ઘણી ખુશી થઇ જાલેજરની પાશે રજા લેવા ગઇ તેવારે નાચારીથી ખુદા જાલે તેને રજા આપી કહેઉં કે તું ઘણી હુશીઆરીથી રેહેજે કે એ ખબર બહમનને નહી થાએ. તેજ વખતે બાનુંગોશસપે ખુશીથી બખતર પેહેરીઉં અને તે ઉપર પેહેલવાંની સરવે હથીઆર બાંધીઆં અને મોહોડાં ઉપર નેકાબ નાંખી જરી જીનનાં ઘોડા ઉપર સવાર થઇ એક ખીદમતગારને સાથે લેઈ ચાલવા માંડેઉં. જેવારે તે ઇરાંનમાં જઇ પોહોંચી તેવારે ખીદમતગારને મોકલી હોમાએને ખબર કરાવી. તેવારે હોમાએ તેને પાછલે દરવાજેથી મેહેલમાં દાખેલ કીધી અને હાથ પકડી પોતાનાં તખતની પાશે લાવી કહીઉં કે અએ નેકનાંમ બાનુ! તું એ તખત ઉપર બેશ કે હું તારી ખીદમત બજા લાઉં. તેવારે બાંનુગોશસપે કહેઉં કે અએ નેકનામ પાદશાહજાદી તું અવલ બેશે તો હું તારી પાશે બેસું. એ મીસાલે કહી હોમાએ સાથે બેહુજણા તખત ઉપર બેશી એક એકથી ખબર પુછી તેવાર પછી બાંનુંગોશસપે તેને કહેઉં કે તું મેહેરબાંની કરીને નાદાંન આદરબુરજીનને કેદથી ખલાસ કરાવે તો મને તે જીવતદાંન બખશીઉં કેહવાએ. કેમકે હું એને જોવાની ઘણીજ અધીરી પડી ગઈ છું. તેને હોમાએ જવાબ દીધો કે અએ જેહાંપેહેલવાંન રૂસતમની દેલાવર બેટી તું કાંઇ એ વાતની ચીનતા ના કર. એ કાંમમાં મારેથી જેમ બનેચ તેમ મેહેનત કરી હું તેને બંદીખાનેથી ખલાસ કરાઉં છેઉં. મારો પાદશાહ મારા સખુનને હરગેજ થઇ રદ જવા દેવાનો નથી વાસતે એ તારૂં કાંમ હું સરંજામ પોહોંચાડું છું. એટલું કહી હોમએ એક ચીઠી પાદશાહ બહમન ઉપર લખી મોકલી તેમાં એટલુંજ લખીઉં કે તું જાહાં હોએ તાંહાંથી શીતાબ જગા મારી પાસે આવી જા. એ મીસાલે ચીઠી મોકલી પછી બાંનુગોશસપને પોતાના એક છુપા ઓરડામાં બેશાડી કહેઉ કે એ ઓરડો એવો છે કે એમાં જે બેશે તેને બાહારનું માણશ કોઇ જોઇ શકે નહી અને તે સરવેને જોએ. એવી વાત સાંભલી બાંનુગોશસપ ઘણી ખુશી થઇ તે ઓરડામાં બેઠી કે હોમાએ પાદશાહ બહમન સાથે કેવી રીતે વાત કરી તેને સહમજાવે છે તેનો તમાશો જોઉં. હવે પેલી તરફ હોમાએનું નામું પાદશાહ બહમને વાંચી પોતે શીતાબ હોમાએની નજદીક આવીઓ અને કેહેવા લાગો કે અએ મારી

પીઆરી ! રાણી તારૂં કાંમ એકાએક શું છે કે મને એવી તાકીદ કરી બોલાવીઓ છે. તેને મેહલમાં આવેલો જોઈ પાદશાહજાદી હોમાએ શીતાબ પોતાનાં તખત ઉપરથી એકદમ ઉતરી નીચે આવી પાદશાહ બહમનના જાંમાની દાંમન સાથે વીંતલાઈ ગઈ અને પાદશાહ બહમનના રોખસારા ઉપર ઘણુંએક પીઆરથી બોસા દેવા લાગી તેવારે બહમનબી તેના ગોલાબના ફુલની મીસાલના રોખસારા ઉપર બોસા દેવા લાગો અને બેહુ જણ એક એક સાથે જેમ દુધ સાથે પાણી મલી જાએ તે મીસાલે લપેતાઈ ગએઆં અને એક એકને ઘણુંએક પીઆરથી દાબવા લાગાં. એવી ખુશી કરતાં પાદશાહે હોમાએને પુછીઉં કે અએ મારી પીઆરી મારા જીવને આસાએશની આપનાર તારી જે મોરાદ તું રાખતી હોએ તે મને કેહે કે તે હું બજાલાઉં. તેવારે હોમાએ તેને કહીઉં કે અએ મારા ખોદા જેવા પીઆરા ખાવંદ મારી એક મોરાદ છે તે તારી પાશે માગું છેઉં તે તું આજ રોજે બર લાવે તો મારી ઉપર તારૂં મોટું એહસાંન થશે. તેને બહમને કહીઉં કે અએ મારી નેકબાહ ! આએ વખત તું મારી પાદશાહી માગે તો તેબી તારે હવાલે કરૂં અગર તું બીજા મોલકો માગે તો તેબી તારે હવાલે કરૂં બીજું તું જે માગે તે આપુ પણ એક આદરબુરજીનને આપું નહી. તે વગેરે તારી જે મોરાદ હોએ તે શીતાબ બજાલાવશ. તેને હોમાએ કહીઉં કે મારી મોરાદબી આદરબુરજીને છોડાવવાનીજ છે. તેવારે બહમને તેને કહીઉં કે તારી ખુશી તેને છોડવવાની હોએ તો આએ મારી કંમરમાંથી ખંજર કાડી અવલ તું મને જીવથી માર પછી તે આદરબુરજીનને બંધથી ખલાસ કર. તેવારે હોમાએ ઘણી નામુરાદ થઈ. તેને એવી બેકરાર જોઈ બહમને તેને કહીઉં કે તું મારી હઇઆતીની ઉમેદ રાખતી હોએ તો એવા ખેઆલથી હાથ ઉઠાવ અગર તું મારી તથા મારા મોલકની અને પાદશાહીની સલાંમતી ચાહતી નહી હોએ તો આદરબુરજીનને બંદીખાંનેથી છુટો કરાવ. તું નેતો ખબર નથી પણ તે આદરબુરજીન દેલાવરીમાં તથા ગરદંન તથા બાજુ તથા જોરમાં જેહાંપેહેલવાંન રૂસતમની મીસાલે જોરાવર છે વાસતે તું જો કે એવા ભારી દુશમનને હું કેમ કરી ખલાસ કરૂં. તું ખુબ રવેશથી જાંણજે કે મારેથી તારો સખુન હરગેજ રદ થાએ નહી. તું જાણતી નથી કે એ આદરબુરજીનને હું પેત ભરતું દર રોજ ખાંણું પોહોંચાડું તો એ આદરબુરજીન ભારી

લોહોડાંનાં બંદ પોતાની બાજુના બલથી ટોડી નાખે અને શીતાબ એવા બંદથી ખલાસ થઇ મારા તનના ટુકડા કરવાને જરાબી મેહેતલ આપે નહી, પણ હું તેને એક રોટી કરતાં વધારે આપતો નથી તોબી તે પોતાનાં જોરમાં એવો કદાવર દેખાએ છે કે તેની બરોબરી આએ વખતમાં સારી જેહાંનથીબી થઇ શકે નહી. એવા સખુન પાદશાહની જુબાંનથી શાંભલી હોમાએ નાચાર થઇ પાદશાહને કહેઉં કે જેમ તારી મરજીમાં આવે તે ખરૂં. એટલું કહી પાદશાહને રોખસદ કરેઓ. હવે જેવારે બાંનું ગોશસપે પોતાના પાદશાહનો એવો વીચાર દીઠો તેવારે નાચાર થઇ પેલા ગુપટ ઓરડામાંથી બાહાર આવી તેવારે હોમાએ તેને કેહવા લાગી કે અએ નામની ઉઠાવનાર બાંનું! તેં તારી નજરે દીઠું કે પાદશાહ બહમનને મેં કાંઇ સહમજાવવામાં બાકી રાખીઉં નથી પણ એ પાદશાહ તો કાંઇ સહમજતો નથી. તેવારે બાંનુ ગોશસપે કહેઉં કે હવે હું ખાતર જમાથી જાંણુ છેઉં કે પાદશાહ બહમન કાંઇ આદરજુજીનને છોડવાનો તો નથી, પણ હજુર તારેથી બની આવે તાંહાં સુધી એ વાત ઉપર કોશેશ કરી તેને કોઇબી રીતે ખલાસ કરાવશે તો તારૂં એહસાંન અમો ઉપર મોટું રહી જશે, એટલું કહી હોમાએથી રૂખસદ માંગી પોતે જાબુલની તરફ ચાલી—જેવારે તે જાબુલ જઇ પોંહચી તેવારે બુઢા જાલેજરને સરવે વાતથી વાકેફ કીધો. તેના સખુન શાંભલી બુઢો જાલેજર ઘણોએક નાસીપાસ થએઓ અને પોતાના હાથ બકશ કરી પાક દાદારની બંદગી કરી તે સાહેબની હજુર ઓજરખાહીથી અરજ કરી કેહવા લાગો કે, એ બારે હક તાલા! મારા આદરજુજીનનો મદદગાર તું થજે અને એવા દેલાવર બેટાને તું એવા ભારી બંદથી શીતાબ ખલાસ કરજે અને આએ મારા બુઢાપાના દહાડાઓમાં તું મારી હોરમત રાખજે. એવી દોવા તે બુઢો જાલશરો રોજ તે દાદગર દાદારની દરગાહમાં ગુજારતો હતો.

---

**લખેછે કે પાદશાહ બહમને આદરબુરજીનને એક જજીરા ઉપર કેદ કરવા મોકલીઓ તે જગોએ એકાએક નીમ રૂસતંમ આવી પોંહોચીઓ અને તેણે ઈરાંની લશકર સાથે લડાઈ કરી આદરબુરજીનને બંદથી ખલાસ કીધો તે વગેરે બીજું દાસતાંન.**

——:oo:——

કેહેછે કે પાદશાહ બહમને પોતાના મન સાથે એવો અંદેશો કીધો કે, મારી ઓરત કૈસરની શાહાજાદી હોમાએ એ ગરદન ફરાજ આદરબુરજીનને અગર કાંઈ હીલા કે ચારાથી છોડવશે તો મારા જીવની તથા મુલકની ખરાબી થશે, વાસતે એ પેહેલવાંનને કોઈ બુલંદ જંજીરા ઉપર કેદ મોકલું તો મને આસાએશ મલે તથા ઘણું બેહેતર થાએ, નહી તો હું ખતા પાંમેઆ વગર રેહેનાર નથી. એવો ખીઆલ પોતાના મન સાથે કરી—હોકમ કરીઓ કે એક મોટું લોહડાનું પાંજરૂં હીંદુસતાંની આદરબુરજીનને સારૂં તઈઆર કરાવે. તેજ વખતે ખેદમતગાર લોકો જઇ લુહાર લોકોને બોલાવી લાવેઆ અને એક પાંજરૂં તેને સારૂં તઈઆર કરાવીઊં. અને તે જબરૂં કીલા જેવું પાંજરૂં પાદશાહ બહમનની નજદીક લેઈ ગએઆ. તેવારે પાદશાહે હોકમ કીધો કે એ મોટા લોખંડનાં પાંજરાંમાં પેહેલવાંન આદરબુરજીનને બંધ કરે અને માજીનદરાનના જંજીરા ઉપર લેઈ જઈ તેને કેદ કરે. એવો હોકમ શાંભલી આદરબુરજીનને તે પાંજરાંમાં બંધ કરીઓ અને દસ હજાર તલવારના મારનાર સુનંદા સવારો તઈઆર થઈ પેલાં પાંજરાંને હાથીની પીઠ ઉપર લાધી લેઈ ચાલીઆ. એ ખબર પાદશાહજાદી હોમાએને થઈ, તેવારે તેણે પોતાના ખાવીંદ પાદશાહ બહમનને કેહેવડાવીઊં કે પેહેલવાંન આદરબુરજીનને આએ મારા મેહેલની આગલથી લેઈ જાએ. એવો હોકમ શાંભલી આદરબુરજીનના પાંજરાંના હાથીને પેલા સવારો નાગી તલવારો સાથે રાંણી હોમાએના મેહેલને રસતે લેઈ જવા લાગા. તે તમાશો રાંણી હોમાએ તથા પાદશાહ બહમન મેહેલના જરૂખા આગલ ઉભાં રહી જોતાં હતાં. તેવામાં પેહેલવાંન આદરબુરજીનની નજર પાદશાહ બહમન ઉપર પડી તેજ વખત એક પોકાર જોરથી મારી બહમનને કહેઊં કે, એ નાપાક મુજી પાદશાહ! તું ખાતરજમાથી જાણજે કે પાક ઇઆજદાં મારો મદદગાર થશે

અને હું બંદથી જેનો ખલાશ થવશ તેવો શીતાબ તારાં તાજ અને તખતને પાએમાલ કરી તારા તનનાં પુરજેપુરજા કરશ અને તારા ગોશતને સગનો ખોરાક કરશ તે તું તારા હઇડાંમાં સીહા રાતની હસતી મીસાલે લખી રાખજે. એ મીસાલે બાંગે બોલંદ તે નવ જવાન બહમનને કેહેતો ચાલેઓ. એવા દબદબા ભરેલા આવાજથી પાદશાહ તથા રાંણી હોમાએ ધાસતીમાં પડીઆં. પછે હોમાએને બહમને કહેઉં કે તું કુહેતી હતી કે એને બંદથી ખલાસ કર, પણ હવે તેં નજરે દીઠું કે એને હું ખલાસ કરતે તો એ કદીબી આપણને પલવાર જીવવા દેતે નહી. તેની જુબાંનથી એવો સખુન શાંભલી રાંણી હોમાએ કેહેવા લાગી કે તેં એને આવા ભારી બંદમાં બાંધીઓ છે તોબી એવી દલેરી રાખે છે વાસતે હવે મારી ખાતરનીશાં થઇ કે, એ જેહાં પેહેલવાંન ફરાંમરજનો બેટો છુટો હોતે તો હું નથી જાણતી કે એ કદાવર તનનો જંગી છોકરો આપણી સાથે શું કરતે. એ મીસાલે પાદશાહ બહમન તથા રાંણી હોમાએ એક એક સાથે વાત કરવા લાગાં.

જેવારે પાદશાહ બહમને આદરબુરજીનને પાંજરાંમાં ઘાલી જજીરા ઉપર કેદ લેઇ જવાનો હોકમ કીધો હતો, તેવારે તે ખબર તરણ દાહાડા આગમજ જાબુલસતાનમાં નાંમદાર પેહલવાન બુઢા જાલને થઇ કે તારા નબીરા ફરાંમરજના બેટા જંગી આદર બુરજીનને જજીરાપર કેદ કરવા લેઇ જાએછે એવી ખબર જેવારે તે બુજોરગ જાલના કુટુંબે શાંભલી તેવારે પોતાના હાથ ઉપર હાથ મારી જારીનો શોર ઉઠાવેઓ. પછે બુજોરગ જાલે પોતાના મનમાં અંદેશો કરી એક રૂકો લખીઓ. અને તે રૂકો એક ખબરદાર માણસને આપી કહેઉં કે તું ફલાંના જંગલોમાં જઇ જોજે કે તાંહાં એક મોટો પાહાડ છે અને તે પાહાડ નીચેથી એક હાથી જાએ તેટલા રસતાની મીસાલે ફાટો છે અને તેમાં એક કોટર છે તે કોટરમાં તું ભરાઇ બેસજે અને જે વખત તે જગોએ મારા કદાવર બેટા આદરબુરજીનનો હાથી આવે તેવો આએ રૂકો તેનાં પાંજરાં આગે બાંધજે અને તે મારા ખાનદાનની રોશન ચેરાગ આદરબુરજીનને આપી એટલું કહેજે કે ખોદા તારી ઉપર મેહેરબાંન થાએ ને તુ એ બંધથી ખલાસી માંગે તે વખત આએ રૂકો વાંચી એ ઉપર અમલ કરજે. એટલું કહી તું શીતાબ તાંહથી પાછો આવજે. એવા સખુન બુઢા જાલની જુબાંનથી શાંભલી પેલો ખબરદાર કાસદ મરદ

પેલો રૂકો લેઇ આગલ ચાલેઓ અને પેલા પાહાડની કોટરમાં જઇ છુપો ભરાઇ બેઠો. હવે પેલી તરફથી પેલા દસ હજાર સવારો આદ-રબુરજીનનાં પાંજરાંનાં હાથી સાથે રાતને વખતે તે પાહાડની આગલ આવી પોહોંચીઆ અને પેલા હાથીને તે પાહાડની નીચેના રસતામાં આગલ ચલાવીઓ. જેવારે પેલા મરદે હાથીને આવતો દીઠો તેવોજ પેલા કોટરમાંથી બાહાર આવી બુજોરગ જાલેજર વાલો રૂકો તે હાથી ઉપરના પાંજરાં સાથે બાંધેઓ અને લડાએક તનના દબદબા ભરેલા આદરબુરજીનના આગલ જાલનો પેગાંમ કહેઓ અને તાંહાંથી છુપે વેશે પાછો ચાલીઓ પણ તે હાથી પાહાડની કધનમાંથી તે લશકર સાથે ચાલેઓ. તેવારે તે લશકરનો ચાલવાનો ઘોંઘાટ નીમ રૂસતમે શાંભલીઓ. તેથી તે આગલ જઇને પુછવા લાગો કે એ બનાવ શું છે, જે ઉપરથી એક સવારે તેને જવાબ દીધો કે ઇરાંનનાં પાદશાહ બહમનના હોકમથી તેહમતન રૂસતમના બેટા મરહુમ ફ્રાંમરજના બેટા દેલાવર આદરબુરજીનને કેદ કરવા લેઇ જઇએ છીએ. એવી વાત શાંભલી તે નીમ રૂસતંમ પોતાના દેલ સાથે કેહવા લાગો કે જો જાલેજરને એવી ખબર થશે કે તે વખત નીમ રૂસતમ તે જગે હાજેર હતો અને તેની હજુર લડાઇના મારનાર મરહુમ ફ્રાંમરજના બેટાને કેદ લેઇ ગએઆ તેવારે તેને હું શું જવાબ દેવશ. એવો અદેશો પોતાનાં દેલ સા-થે કરી પોતાનો એક લોખનનો ભારી સોટો હતો તે ખાંધ ઉપર ઉ-ઠાવેઓ અને દોડતા વાએની મીસાલે આવી પેલા હાથીના સરમાં તે સોટો એવો જોરથી મારેઓ કે તે હાથી શીતાબ પછાડા ખાઇ જ-મીન ઉપર પડીઓ. એવો મામલો જોઇ પેલાં લશકરે તે જબરદસત બાજુના પેહેલવાંન રૂસતમ ઉપર હોમલો કીધો તેવારે તે નાંમદાર પે-હેલવાંન પોતાનો સોટો ઉઠાવી ભુખીઆ શેરની મીસાલે તે લશકર ઉ-પર જઇ પડી પોતાનાં ભારી સોટાથી તે લશકરનાં માથાં કુટવા લા-ગો. એમ કરતાં ઇરાંનના પાદશાહ બહમનના લશકરમાંથી બાર હજાર માણસની ગરદ કાહાડી નાખી. એવો આફતનાક મામલો જોઇ બીજા સવારો તેની નજદીકથી ઇરાંનની તરફ નાહાસી ગએઆ. એવો બ-નાવ જોઇ જેહાં પેહેલવાંન ફ્રાંમરજનો નાંમદાર બેટો આદરબુરજીન ખોદા પાસે દુવા માંગવા લાગો, કે અએ બારે હકતાલા! એવો પેહેલવાંન તેં મારે સારૂં આએ બીઆબાંનમાં એકાએક મોકુલી મારી મદદ કરાવે છે તેથી હું

તારા ખેલને એક અજાએબ નજરથી જોઊં છેઊં. એ રવેશે હીંદુસ તાંની આદરખુરજીન ખોદાએને ઇઆદ કરી પોતે અજબ પતો હતો એવામાં નીમ રૂસતમે આવી પેલું પાંજરૂં ભાંગી નાખીઊં અને તે-માંથી તે કદાવર તનના જાલના ખાંનદાંનને રોશન કરનાર આદરખુ-રજીનને બાહાર કાહાડીઓ અને તેના તન ઉપરનાં સરવે બંધ ટોડી નાખીઆ.

---

### પાદશાહ બહુમને જાબુલીઓના દુખમાં જોવા સારૂં લશકરને તઇઆર કીધું તેવારે બુઢા જામાસપે તેને ઘણીએક નસીહુત કીધી પણ તેની નસીહુત માંની નહી તે વગેરે બીજો એહવાલ.

——:००:——

હવે પાદશાહ બહમને જે દહાડે આદરખુરજીનને માજીનદરાંનના જંજીરા ઉપર કેદ કરવા મોકલીઓ તેજ દહાડે પોતાની સરવે મીજલ-સને હોકમ મોકલીઓ કે આજ રોજે સરવે મારી નજદીક એકઠા થાઓ. એવો હોકમ શાંભલી સરવે મીજલસ આવી મલી તે બેહેશ-તના બાગ જેવી મીજલસમાં પાદશાહ બહમન પોતાનાં કેઆંની ત-ખત ઉપર બીરાજીઓ ઇઆને તે ઉપર આવી બેઠા પછે સરવે મી-જલસની હજુર હકીમાન હકીમ જામાસપને તથા દસતુરાંન દસતુર પે-શુતનને કેહેવા લાગો કે, તમો મારી સાથે આવીને સરવે જાબુલીઓનાં દુખમા મને દેખાડો કે હું તેઓનાં રવાંનને સેજદો કરૂં. તે પાદશા-હનો ખીઆલ જાણી હકીમ જામાસપે કહેઊં કે ગુજરેલાં માણસનાં દુખમાઓ જોઈ તેનાં રવાંનને જોવાથી શું ફાએદો હાંસલ થશે. બ-લકે તે કાંમ કરીઆથી તુંને પસતાવો ખાવો પડશે વાસતે એ કાંમ કરીઆથી તું પાછો ફર અને એવો બુરો ખીઆલ તારા મગજમાં-થી કાહાડી નાંખ કે તેથી તુંને ઘણુંજ સારૂં થશે. એવા સખુન શાં-ભલીને પાદશાહે તેને કહેઊં કે મને તેનાં દુખમાં જોવા વગર ચાલેજ નહી મને તેઓનાં દુખમાં જોવાનો ઘણો શોક થએઓ છે વાસતે શીતાબી કરી સરવે લશકર તઇઆર થાએ; એવી કઠણ નજરથી અને મજબુત ઠેરાવથી પાદશાહને બોલતો જોઇ સરવે લશકર તઇઆર થઇ તેવારે પાદશાહ

બહમનની ઘોડા ઉપર સવાર થએઓ તેના સર ઉપર ગોહરના જડાવનું છતર ફરતું હતું, એવા દબદબા સાથે શાહનશાહ બહમન ઈરાનથી બાહાર પડેઓ અને અવલ જેહાં પેહલવાંન રૂસતમનાં દુખમાંની તરફ સરવેને ચાલવા ફરમાવેઉં. તે જંગલના ગોવાલીઆઓ તથા] ખેડુત લોકો ધાભરા પડી જોવા લાગા કે એવાં વેરાન જંગલમાં એવી ભારી ફોજ સાથે પાદશાહ કાંહાં જતો હશે અને કીઆ શેહેરની ઉપર એને લશકર ખેચીઉં હશે કે જે લશકરની ગેરદ્દ કરી આસમાન ઉપર એક બીજું હવાનું વાદલ થઈઉંછે. અને એના કરનાઓના અવાજથી તથા ઘોડાઓની નાલનાં આવાજથી આસમાનથી લરજામાં પડેઉ છે તો એવા ભારી લશકરની ધર પકડ આગલ કોણની કમબખતી હોશે કે એની સાંમે તકી શકશે, એવો વીચાર તે જંગલના રેહેનાર લોકો પોત પોતામાં કરવા લાગા. એવા દબદબા સાથે પાદશાહ બહમન તેહમતન રૂસતમના દુખમાની આગલ જઈ પોહોંચેઓ. તાંહાં જોએ શું કે તે દુખમાના દરવાજા ઉપર એક પથરની તખતી ચોહોતાડેલી દીઠી; તે તખતી ઉપર એ રવેશે લખેલું હતું કે, અએ પાદશાહ સોહરાસપની ખુનીઆદનાં બહમન! આએ દુખમાના તાલાની ચાવી ફલાંની જગાએછે તાંહાંથી તું લેઈ એનો દરવાજો ખોલજે. એ રવેશે તે તખતીમાં વાંચી તાંહાંથી તે તાલાંની કુચી કાહાડી તે દરવાજાનું તાલું ખોલી પાદશાહ બહમન તથા હકીમ જામાસપ તથા દસતુર પેશુતન અને બીજા અમીર ઉમરાવો તે દુખમામાં દાખલ થએઆ. તાંહાં જોએશું કે જેહાં પેહેલવાન રૂસતમનો ચેહેરો રોશન આફતાબની મીસાલનો ચલકાત મારતો હતો. એ રવેશે જેહાન પેહલવાન રૂસતમને સુતેલો જોઈ પાદશાહ બહમન ઘણો અજબ થએઓ. અને હકીમાન હકીમ જામાસપને પુછવા લાગો કે તું જો કે આએ જેહાનનો ધુંજાવનારો રૂસતમતો જાણે મકર કરી સુતેલોછે એયો નજર આવેછે. તેને હકીમાંન હકીમ જામાસપે કહેઉં કે તારા દલમાંથી તું ખુરો અંદેશો કાહાડી નાખશી તો બેહેતરછે. તું જાણતો નથી પણ એવી જગોએ કાંઈ તું એવું ધારશી કે એ નેકનામ જેહાં પેહલવાનની લાશ ઉપર કોઈ રીતનો અજાબ પોહોંચાડે. જો એવો ખેઆલ તારા દલમાં હોશે તો તું તથા અમો આખર સુધી એ જગોથી ગુજર પાંમવાના નથી. મને એવું ગુમાન જાએમ કે તારા સીનામાં ખુરા અંદેશાએ

મકાન કીધુંછે. તે તું તારા હઇડામાંથી શીતાબ દુર કરજે. નહીતર કે તું હમણા તારી નજરે જોશે કે એ જગોએ શું થાએછે. જે-વારે પાદશાહ બહમને દાનાઇભરેલા, આગાહીબાજ હકીમ જામા-સબની જુબાનથી એવા દેહશતભરેલા સોખન શાંભલેઆ તેવારે પો-તાના મગજમાંથી બુરો ખેઆલ દુર કરી, પોતે કસમ ખાઇ કેહેવા લાગો કે મારા દેલમાં કોઇ તરેહનો બુરો ખેઆલ છે નહીં. એટલું કહી જેહાન પેહલવાન રૂસતમના સેરાનાની નજદીક જઇ સેજદો કરી પોતાના ગુનાહની તોબા કરી માફ માંગવા લાગો. પછે પોતાને હાથે તે તેહમતન રૂસતમના બદન ઉપર જે જરબફ્ની ચાદર ઓધા-ડેલી હતી તે ઉઠાવી લઇ, પોતા પાશે બીજી જરબફતી ચાદર હતી તે ઓધાડી. અને તે બીછાનાની નીચે એક પથરની તખતી હતી તે ઉઠાવી તે ઉપર લખેલું હતું તે વાંચવા લાગો. તેમાં એ મીસાલે લ-ખેલું હતું કે એ નેક ખાનદાનના મોબારક પાદશાહ! મને ખબર હતી કે તું મારૂં દુખમું જોવા આવશે, બીજું એ કે મારેથી તારી કાંઇ ખીદમત થ ઇ શકી નથી, વાસતે મેં તારે વાસતે એક ગંજ આએ દુખમાની બહાર જમના હાથ ઉપરના ભાએરામાં રાખેલો છે તે તું કાહાડી લેજે અને તું શીતાબી કરી એ બને જગોથી પાછો ફરી તારા શાહાનશાહી ઇરાનના તખત ઉપર જઇ બેશજે. તુંને પોતાનું તખત મેલી બહાર ફરવું મુનાસેબ નથી, બીજું એ કે, તારી સાથે એક ચોર છે તે હમણા પોતાની મેલે નજર પડશે. અને હવે પછે તું મારા કબીલા સાથે સુલેહ રાખી તેની બરદાસત કરતો રેહેજે—એવી રવે-શે તે તખતી વાંચી પાછી તે તખતી બીછાંના તલે મુકી ફરીને તેના પાક રવાંનને સેજદો કીધો. પછે તાંહાંથી પાછો બાહાર આવીઓ અને સરવે લોકોને ફરમાવીઉં કે સરવે કોઇ એક એક પછે જઇ જેહાંનપેહલવાન રૂસતમના રવાનને સેજદો કરી આવે. એવો હોકમ પાદશાહનો શાંભલી સરવે કોઇ વારા ફરતી સેજદો કરી આવીઆ. પછે છેલ્લે સરવાલે તે પાદશાહ બહમનનો એક ખીદમતગાર સેજદો કરવા ગએઓ તેને જેહાંનપેહલવાનના હાથની આંગલીએ પાદશાહી વીટી દીઠી. તે વીટી તેણે કાહાડી લીધી, તેથી તેને બાહાર નીકલવાનો દરવા-જો સુજ પડીઓ નહી તેથી અંદર ભમેઆ કીધો. તેવારે પાદશાહ બ-હમને જોએઉં કે હજુર પેલો ખીદમતગાર કેમ નહી આવીઓ,

તેવારે હોકમ કીધો કે તે, પેલી તખતીના વાંચેઆ મુજબ કાંઈ એ ખરાબ નજરનો હોએતો તેનો જાહાડો લેવો અને જે કાંમ હોએ તે નકી કરી તેને બહાર લાવો. તેવારે બીજા ખેદમતગારો અંદર જઈ તેનો જાહાડો જોએઓ તો તેની પાશેથી પેલી અંગોથી નીકલી. તે અંગોથી જેહાં પેહલવાન રૂસતમની આંગલીએ પેહેરાવી. પછે પેલા ખીદમતગારનેબી રસતો માલમ પડેઓ, તાંહાં સીવાએ તેનેબી તે દરવાજો પાછો માલમ પડતો નહી હતો. પછે સરવે કોઈ બાહાર નીકલેઆ, તેવામાં પેલો દુખમાનો દરવાજો પોતાની મેલે બંધ થઈ ગએઓ અને તાલુંબી પોતાની મેલે દેવાઈ ગએઉં. એવો તમાશો જોઈ સરવે કોઈ ખોદાની આગલ દોવા કરવા લાગા કે, એ બારે હકતોઆલા! એવા ભરમ તારા સીવાએ કોઈ સહમજી શકતું નથી. એ મીસાલે સરવે કોઈ ભારી અજાએબી સાથે તાંહાંથી પાછા ફરી નીચે ઉતરેઆ અને ફરીને પાછો દુખમાને સેજદો કરે એવા વીચારથી ફરીને જોએશું કે તેઓને તે દુખમુ નજર પડીઉં નહી. એવો તમાશો જોઈ શાહનશાહ બહમને ફરીને તે દુખમાની ઘણીબી શોધ કરી, પણ તેને બીજી મરતબે દુખમું નજર આવીઉં નહી. પછે હકીમ જાંમાસપને પુછવા લાગો કે, એ શું ભેદ હોશે કે ફરીને એ બેહેશતનશીન જેહાં પેહલવાન રૂસતમનું દુખમું આપણને નજર આવતું નથી. પાદશાહનો સવાલ શાંભલી હકીમ, જાંમાસપે જવાબ દીધો કે એકવાર એ દુખમું તું નામદારને જોવાનો હોકમ હતો તેથી તેં તે તારી નજરે એક વાર દીઠું પણ હવે પછે તું તારા મનથી એવો ખેઆલ કરે કે બીજી મરતબે એ દુખમાને જોઉં તે હવે હરગેજ થઈ બનવાનું નથી. એ જગો ઉપર તારી તમામ ઉમર ખતમ થાએ તોપણ તુંને એ દુખમું નજર આવે નહી. વાસતે હવે તું પાછો ફરે તો બેહેતર છે. એવા સોખન હકીમાન હકીમ જાંમાસપની જુબાંનથી શાંભલી પાદશાહ બહમન પોતાનાં રસાલા સાથે આગલ ચાલેઓ. એ રવેશે પાદશાહ બહમને જાબુલીઓના ચાર દુખમાં દીઠાં. તાંહાંથી શેર મરદ ફરાંમરજના દુખમાની તરફ ચાલીઓ. જેવારે તે દુખમાની નજદીક જઈ પોહોંચેઓ તેવારે તે પેહેલવાન ફરાંમરજના દુખમામાંથી એકાએક એક આવાજ એવો નીકલીઓ કે, એ પાદશાહ બહમન! તું એ જગોથી શીતાબ પાછો ફર નહીતો તું ઘણી હલાકી દેખશે. વાસતે કે હું તારું મોહો જોવાને

ખુશી નથી. એવો આવાજ જારે શાહાનશાહ બહમને શાંભલીઓ તે-
વારે ગુસસામાં આવી હોકમ કીધો કે તમો સરવે કોઇ બેદહશત એ
દુખમાની પાએરી ઉપર ચહડી જાવો. એવો હોકંમ પાદશાહનો શાં-
ભલી એક મરદ તે દુખમાની સીડીદી ઉપર પગ મુકેઓ તેવોજ તે
દુખમામાંથી એકાએક એક તીર એવો છુટો કે, પેલા મરદનો સીનો
વીધી તે તીર પાર નીકલી ગએઓ. તેવારે બીજા સવારે ગુસસામાં
આવી પોતાનાં સર ઉપર ઢાલ પકડી તે દુખમાની પેહલી સીડીદી ઉ-
પર પગ મુકેઓ તેવોજ બીજો તીર તેમાંથી છુટો અને તેનોબી સીનો
પાર કરી બાહાર નીકલી ગએઓ, એ રવેશે એક એકની પછવાડે સો
સો સવારો મારીઆ ગએઆ. એવો મામલો જોઇ પાદશાહ બહમન
ઘણો અજબ રહેઓ અને હકીમ જાંમાસપને પુછવા લાગો કે તુંને
એ વાતની ખબર છે પણ મારી નજદીક તું છુપાવી રાખે છે તો હવે
તું જો કે તારી ઉપર કેવી મુસીબત પોહોંચાડું છેઉં. એવા સોખન
પાદશાહની જુબાંનથી શાંભલી ફરમાંબરદાર બુજોરગ જાંમાંસપે લશક-
રને હોકમ કીધો કે, તમો સરવે કોઇ એક એકની પછવાડે જાઓ
અને એક એક સીડીડી વચમાં મુકી બીજી સીડીડી ઉપર પગ મુકી
ચહડી જાઓ કે તમો આસાંનીથી દુખમાના દરવાજા આગલ જઇ
પોહોંચશો, પછી જોઇએ કે પાક ઇઝદ પોતાની કમાલ કુદરતથી
શું ખેલો આપણી નજરે પાડે છે. એવો હોકમ શાંભલી કેટલાએક
સવારો તે દુખમાની એકએક સીડીડી વચમા મેલીને ચહડી ગએઆ,
તેથી તે દુખમાનો દરવાજો સહી કીધો. તેવાર પછી ખુની દેલના પા-
દશાહે તેઓને પોકાર મારી કહેઉં કે એ દુખમાનો દરવાજો તોડો.
એટલું બહમનનું બોલવું કે, એકાએક સીહા વાદલ થઇ આવીઉં તેથી
કરી તમામ જેહાંન સીહ થઇ ગઇ અને એકાએક એક તોફાંની પ-
વન એવો નીકલી આવીઓ કે તેથી કરી પેલા દુખમાના દરવાજા
આગલ ઉભેલાં માણસો સરવે ઉડી નીચે પડીઆં, જેથી તેઓના પુરજે
પુરજા થઇ ગએઆ, એવો મામલો જોઇ પાદશાહ બહમન તથા ત-
મામ અમીરો ઘાભરા પડી અજબ થવા લાગા, એવામાં તે દુખમાની
અંદરથી ફરીને એક બીજો આવાજ નીકલેઓ કે, એ પાદશાહ બહ-
મન ! તું એ જગોથી હવે શીતાબી કરી નાહાશ, નહી તો કે હવે તારી
ઘણી ખરાબી થશે. એવો આવાજ નીકલેઆ પછી એકાએક તે

હુખમામાંથી લાલ માખો મોટા ભમરાની મીસાલની કાંઇ હજારો હજાર નીકલી તે જુલમગાર પાદશાહ બહમનના લશકરમાં પડી, જેથી કેટલાંએક હજારો લશકરી માણસોનો નાશ કરી નાંખેઓ. એવી સખત આફત પાદશાહ બહમને પોતા ઉપર દીઠી તેવારે પોતાનાં બાકી રહેલા સવારો સાથે ઇરાંનની તરફ નાહાસવાનો રસતો પકડેઓ. કેહે છે કે, શાહાનશાહ બહમન ગરદનફરાજ ફરાંમરજના હુખમા આગલ ગએઓ તે વખતે તેની સાથે દશ હજાર સવારોની ફોજ હતી અને જેવારે તે તાંહાંથી નાહારો તેવારે તેની સાથે પાંનસો સવારો જીવતા હતા, બાકીના સરવે તે મરહુમ પેહલવાન ફરાંમરજના હુખમા આગલ મારેઆ ગએઆ હતા. એવો મામલો જોઇ પાદશાહ બહમન પોતાનાં દેલ સાથે પસતાવો ખાઇ કેહેતો હતો કે, એ મુવેલા ફરાંમરજે ફરીને મારાં લશકરની ગરદ કાહાડી નાખી. હું નહી જાણુતો હતો કે એ મીનોઇ જેહાંનમાં પોહોંચેલો ફરાંમરજ મારી ઉપર હજુર એવો હાદેશો ગુજારશે. મારી નાદાંનીથી મેં મારા સુનંદા લશકરને પાએમાલ કરાવી નાખેઉં અને મેં મારી નાદાંનીથી મારે હાથે મુવેલાનો માર ખાધો. એવી રીતનો પસતાવો પોતાનાં દેલ સાથે કરતો પાછો ઇરાંનના તખત ઉપર આવી બેઠો.

---

## આવી પોહોંચેઓ ફીનાનો તલબગાર આદરબુરજીન રએના મેદાંનમાં તે ખબર પાદશાહ બહમનને થઇ તે વગેરે બીજું દાસતાંન.

—:oo:—

કેહેછે કે, પેલી તરફ ફીનાનો તલબગાર આદરબુરજીનને બંધ કરવા કેટલાએક સવારો ગએઆ હતા તે સવારોમાંથી કેટલાએક નીમ રુસતમના હાથ ઉપર મારેઆ ગએઆ અને બીજા કેટલાએક પોતાનો જાંન બચાવી નાહારા ભાગ કરતા ઇરાંનમાં પાછા આવીઆ અને તે જગોએ જે બનાવ બનીઓ હતો તે જુલમગાર પાદશાહ બહમનની નજદીક વીગતવારે ખોલાસાથી કહી સંભલાવીઓ. તેઓને મોંહોડેથી શાહાનશાહ બહમને એવા સોખન સાંભલેઆ તેવારે પોતાનાં હાથ ઉપર હાથ મારી હાએ અફસોસ કરવા લાગો. અને પોતાની આંખમાંથી મોતીના કટરાની મીસાલનાં આંજુ વરશાવી પોતાની જીંદગીથી હાથ ઉઠાવી અફસોસ કરવા લાગો.

હવે એ દાસતાંનનો જોડનાર સાએર કેહે છે કે એ દાનેશમંદ વાંચનારસખો ! તમો એક બેમુલાં મોતીની મીસાલના આએ દાસતાંનને ખુબ રવેશે ધેઆંન ધરી વાંચજો કે, પેલા નીમ રૂસતમે તે ઇરાંની લશકરને પોતાની મરદાંનગીથી મારી હતાડેઉં અને તેવાર પછે આદરબુરજીનને બંધથી બલાસ કીધો. તેવારે જંગી પેહેલવાન આદરબુરજીને તે મરદને પુછેઉં કે, અએ શેર મરદ પેહેલવાન! તારૂં નામ શું છે અને તેં મારી ઉપર એટલી મેહેરબાંની શા સબબથી કીધી છે તે મને રાસતીથી કેહે. તેને તે નીમ રૂસતમે કહેઉ કે, એ હીંદી સામેસવારની બુનીઆદના શેર દેલ ફરાંમરજની રોશન ચેરાગ! તું મને કાંહાંથી પીછાંને? તારી ઊમર ઘણી નાંખલી છે, તે કરતાં હું ઘણાં વરશ થએઆં એ જંગલમા ફરૂં છેઉં. હું તો ઇરાંન સરજમીનનો રેહવાસી છેઉં અને મારૂં નામ નીમ રૂસતમ છે. બીજું મને તો એવી ખબર હતી કે, હજુર શુધી ઇરાંનના તખત ઉપર પાદશાહોનો પાદશાહ કેખુશરો છે. પણ આએ લશકરને પુછીઆથી મને રોશન થઇઉં કે ઇરાંનમાં પાદશાહ બહમન રાજ કરે છે અને સાંમેસવારનાં ખાંનદાંનનો હડહડતો દુશમન થઇ તેની બુનબેખ ઉખેડી નાખી છે. અને તુંને કેદ કરવાની મેં વાત શાંભલી તથી હું ઘણો દલગીર થએઓ અને મેં તુંને આએ ભારી બંદથી છુટો કરીઓ શા વાસતે કે મેં સામેસવારનું ઘણુ નીમક ખાધું છે અને જાએજર મારો જાની દોસત છે તેથી જેવારે તેની ઉપર મેં એવી સખતીનો વખત શાંભલીઓ તથી મારૂં દેલ બલાપાઆં પડેઉં છે. એવા સોખન જેવારે ગરદનફરાજ આદરબુરજીને નીમ રૂસતમની જુબાંનથી શાંભલેઆ તેવારે તેનો ચેહરો રોશન આફતાબની મીસાલે ખીલેઓ. પછે નીમ રૂસતમને કેહેવા લાગો કે, મારાં પાંજરા સાથે કોઇ મરદ એક રૂકો બાંધી ગએઓ છે તે રૂકો આપણે વાંચી જોઇએ કે તેમાં શું લખેલું છે. એવો એરાદો કરી તે બેહુ જન પાંજરાં પાશે આવીઆ. અને પેલો રૂકો દેલાવર આદરબુરજીને ઉખેડી વાંચેઓ- તેમાં એ રવેશે લખેલું હતું કે, એ મારા નાંમદાર બેટા ! તું કોઇ વાતની ફકર કરતો મા. મને એવી આગાહી થઇછે કે તારૂં બખત ઘણું રોશન થશે અને તારા ઉપર પાક ઇઅજદાંની ઘણી મેહેરબાંનીછે. બીજું એ કે તારી ઉપર દાદગર દાદાર મેહેરબાંન થાએ ને તું એ બંધથી બલાસી પામે તે વખતે તુંને

હથીઆરોની જરૂર પડે તો એ જંગલમાં જે રસતે તારો હાથી એ મોહોટા પાહાડની નીચેથી ગએઓ હતો તે પાહાડની પડોસમા એક કદણુ છે, તે કદણુની પાશે એક પાણીનો ચશમો છે, તે ચશમાની પડોસમાંની જમીન ઊપર એક સાફ પથરની ચોખંડી શેલ જડેલી છે, તે શેલ તું ઉઠાવજે કે તાંહાં તુંને એક ભોંએરૂં નજર આવશે. તે ભોંએરાંમાં ઘણાએક જર તથા ખજાંનો મેલેલો છે. તેમાં સુનું તથા રૂપું તથા લાલ તથા માણેક, હીરા, મોતી અને એ વગેરે ઘણાએક ખજાંનો ભરેલો છે. અને તેજ ભોંએરાંમાં બેશુમાર હથીઆરોની સંદુકો ભરેલી છે તે તુંને જરૂર પડે તો લેજે. એ મીસાલે પેલો રૂકો નીમ રૂસતમની નજદીક બાંગે બુલંદ વાંચીઓ. પછે નીમ રૂસતંમને કહેઉં કે, એ મારા પેઆરા દોસત! હવે આપણે તે ભોંએરૂં શોધી કાહાડીએ. એવો એરાદો કરી બેહુ જના પેલા પાહાડની નજદીક ગએઆ. તાંહાં નીમ રૂસતમે પેલા પાણીના ચશમાની પાશે પથરની શેલ હતી તે આદરબુરજીનને દખાડી. તે શેલને તે નામદાર જુવાંન પેહેલવાંને પોતાનાં ઘણાંએક જોરે કરી ઊઠાવી નાખી. તેવારે તે ભોંએરાંમાં તેઓને એક દરવાજો નજર આવેઓ. તે દરવાજો ખોલી બેહુ જોરમંદો અંદર દાખલ થએઆ. તાંહાં જોએશું કે જે મુઆફક તેના નામદાર નેઆગાને લખીઉં હતું તે મુઆફેક બેશુમાર ખજાંનો તથા હથીઆરોની સંદુકો પડેલી છે. તે જોઈ આદરબુરજીને નીમ રૂસતમને પુછેઉ કે, તું ઘણાએક વરશ થએઆં એ જંગલમાં ફરે છે તો તુંને એ જગોની ખબર હતી કે નહી. તેને નીમ રૂસતમે જવાબ દીધો કે મને કાંઇ એ ખજાંનાની ખબર હતી નહી.

જંગી આદરબુરજીને જંગલવાસી નીમ રૂસતમને કહેઉં કે, હવે આપણે લશકર એકઠું કરીએ. તેને તે નીમ રૂસતમે કહેઉં કે, એ જંગલથી ચાર દાહાડાનાં રસતા ઉપર એક મોહટું શેહેર છે. તાંહાં જઈને તું લશકર ભેગું કરવા ચાહતો હોએ તો તાંહાં મલશે. તેને જંગી આદરબુરજીને કહેઉં કે તુંબી મારી સાથે આવે તો મારૂં કાંમ સરંજાંમ પોહોંચશે. એવો મનસુબો બેહુ જનાએ કરી પેલા ખજાંનામાંથી કેટલોએક ખજાંનો સાથે લેઈ તે ખજાંનાનો દરવાજો પાછો અસલની મુઆફેક મજબુત બંધ કરી પેલી પથરની શેલ પાછી તેના મોહોડાંપર મુકી પેલાં આબાદીભરેલાં શેહેરની તરફ ચાલેઆ અને

તે શેહેરમાં જઇ ઘણાએક ઘોડાઓ ખરીદ કરેઆ અને ઘણાએક સીપાઇ લોકોને મુસારેદાર રાખેઆ અને સરવે લશકરી સામાંન ખરીદ કરેઓ. બીજું ભાત ભાતનાં દેહેરા તથા તંબુ અને રાવતીઓ વગેરે કેટલાંએક ઉંઠ ખરીદ કરેઆં. એ રવેશે કેટલીએક ફોજ તઇઆર કરી ભારી દબદબા સાથે પેલાં જંગલમાં પાછા આવીઆ અને પેલું ભોએરૂં ઉઘાડીને તેમાંથી સરવે ગંજ બાહાર કાહાડી ઉંટો ઉપર લાદીઓ અને તેમાંથી હથીઆરો કાહાડી ખપ પડતાં સરવે લશકરને વેંહેંચી આપેઆં. એ મીસાલે ચાર હજાર સવારોની ફોજ તઇઆર કરી તે મકાંન ઉપરથી ઇરાંનની તરફ રાહા માપવા લાગા અને રસતે જતાં જે સીપાઇગીરી કરવા લાએક મરદ જોતા તેને મુસારો આપી સીપાઇગીરીમાં રાખતા હતા. એ રવેશે બીજા ચાર હજાર સવારો ઘણાએક જોરેમંદ તથા બહાદુર, તલવાર, નેજા, ખંજર, તથા તીર કમાનના મારનારા ભેગા કરીઆ. એ રીત બધી મલીને આઠ હજાર સવારોની તેણે ફોજ એકઠી કીધી. એવી તઇઆરી સાથે શેરના જેવા પોતાનો આદરબુરજીન ઇરાંનના મેદાંનમાં આવી દેહેરા તંબુ ઠોકાવી મકાંન કરી પડીઓ. તે ખબર પાદશાહ બહમનને થઇ કે, તારી સાથે આદરબુરજીને લડવાની કંમર બાંધી છે અને તે પોતા સાથે કેટલીએક બહાદુર ફોજ લેઇ રએના મેદાંનમાં આવી દેહેરા ઠોકી પડેઓ છે. જેવારે ઇરાનના શાહાનશાહ બહમને એવી ખબર શાંભલી તેવારે તે નેતરના જાહાડની મીસાલે ધુજવા લાગો અને તેને એકાએક તાપ ચહડી આવી. પછે કેટલેએક વારે હોશમાં આવી પોતાનાં લશકરને હોકમ કીધો કે સરવે લશકર તઇઆર થઇ શીતાબ શેહેરથી બાહાર રએના મેદાંનમાં ડેરા મારી મકાંન કરે. જેવારે પાદશાહની જુબાંનથી સરવે સરદારોએ એવો હોકમ શાંભલીઓ તેવારે સરવે સરદારોએ પોતાની ફોજને તઇઆર કરી રએના મેદાંનમાં પોત પોતાનો દેહેરો ઠોકી પોતાનાં જુનદાનાં સર આસમાંન સાથે મેલવીઆં. એવો હોકમ કરી પાદશાહ પોતબી તે લશકર પછવાડે ચાલેઓ.

---

## નામું લખેઉં શેર મરદ આદરબુરજીને પાદશાહ બહુમન ઉપર અને લડાઈ કીધી પાદશાહ બહુમન સાથે તે વગેરેનું દાસતાંન.

——:OO:——

હવે જેવારે જંગી આદરબુરજીન પોતાનાં લશકર સાથે રએના મેદાંનમાં આવી છાવણી કરી પડેઓ, તેવારે તે નામદારે એક નામું પાદશાહ બહમન ઉપર લખી પોતાનાં એલચી પાશે મોકલેઉં. તે એલચી તે નામું લેઇ પાદશાહ બહમનની દરગાહમાં ગએઓ. તેને બહમનની દરગાહના દરવાજા ઉપર દરબાનોએ અટકાવીઓ અને તેને પુછીઉં કે તું કોણ છે અને કોણને પુછે છે? તેવારે તે એલચીએ દરબાનોને જવાબ આપીઓ કે હું પેહેલવાન આદરબુરજીનનો એલચી છેઉં. તું શીતાબ તારા પાદશાહને ખબર કર કે, શેરમરદ આદરબુરજીનનો એલચી તારી નજદીક આવવા માંગેછે. તેવારે તે દરબાંને જઇ પોતાના પાદશાહને ખબર પોહોંચાડી કે આદરબુરજીનનો એલચી તારી નજદીક આવવા માંગે છે. તને શાહ બહમને ફરમાવીઉં કે તે એલચીને શીતાબ મારી નજદીક બોલાવ. એવો હોકમ પાદશાહનો શાંભલી પેલો દરબાંન તે એલચીને શાહની નજદીક લેઇ ગએઓ. તેવારે તે એલચીએ પેલું આદરબુરજીનવાલું નામું પાદશાહ બહમનના હાથમાં આપેઉં. તે નામું પાદશાહ બહમને પોતાના હાથમાં લેઇ તેની મોહોર પોતાને હાથે ઉખેડી. અને નવીસંદાને ફરમાવેઉં કે એ નામું તું બાંગે બોલંદ વાંચ. તેવારે તે નવીસંદો તે નામું બાંગે બોલંદ વાંચવા લાગો. તેમાં એ રવેશે લખેલું હતું કે એ બેહુંધી અકલના નાપાક, બુરા પાદશાહ બહમન! હવે હું ખાતર જમાથી જાણું છેઉં કે તું જેવો જુલમગાર પાદશાહ કોઇ થઇ ગએઓ નહી હોશે, કાંએજે જે સખશ તારી સાથે ખુબી કરે તેની સાથે તું બદી કરતાં કાંઇ વીલંબ લગાડતો નથી. એવો તું બુરો પાદશાહ દુનીઆંમાથી શીતાબ નાબુદ થઇ જજો કે તું જેવો વચનતોડું અને નીમકહરાંમ બેટો સરફરાજ, નેકનાંમ પાદશાહ ગોશતાસપના ખાંનદાંનમાં પેદા પડીઓ તેથી તેનું નેક રોવાંન લરજામાં પડીઉં છે. અને તું બુરા પાદશાહથી તમાંમ હીનદુસતાંનનો પાદશાહ, મારો બાપ દેલાવર ફરાંમરજ બોહારીથી મારેઓ ગએઓ છે. તે સરફરાજ બાપના બુનમાં તું લેઆંનતી પાદશાહનો જીવ લીધા સીવાએ હું એ જગોથી પાછો હતનાર નથી.

તું કેવો બેમરવત પાદશાહ છે કે તેં નાંમદારી ભરેલા હકીમાન હકીમ જાંમાસપને કોલ આપેઓ કે, હું ખુદા પીર મરદ જાલેજર સાથે કોઇ રીતનો દગો હરે પછી કરૂં નહી અને તેને ઇજા દેવું નહી. એવો કોલ તે ખુદાના બાબમાં તે તે નેક મરદ સાથે કીધો તેથી તેણે તે સરફરાજ જાલને તથા તેની બેટીને લાવી તારી આગલ હાજેર કીધા પણ તું બેમરવતને શરમ નહી આવી અને શીતાબ તારા કોલથી ફરી તે નામદાર બાપ અને બેટીને તેં કેદ કીધાં. એવો તું દોજખી, બેકોલ ને નાતરસ છે તો હવે તુંને છુટકારો રાહત આપવી અમો જાબુલીઓને સજાવાર નથી, શાવાસતે કે જાબુલીઓની તેં કાંઇબી કારણ વગર ખરાબી કરી તે નાંમદારોને છુવથી મારેઆ છે. બીજું અવવલ તુંને ખબર હતી કે તારો બાપ અસપંદીઆર ગુજરેઓ તે વખતે તુંને તેણે વસીઅત કીધી હતી કે એ બેટા! મારૂં ખુન એ તેહમતન રૂસતમને હાથે મારા બાપ ગુશતાસપે કરાવેઉંછે તેમાં કાંઇ એ રૂસતમની તકસીર નથી વાસતે મારો કીનો એ તાજબખશ રૂસતમ ઉપર કોઇ લીએ નહી. બીજું તારે વાસતે તેહેમતન રૂસતમને વસીએત કીધી હતી કે, મારા બેટા બહમનને તું પાદશાહી તખત ઉપર બેશાડી તેને તું સરફરાજી આપજે અને એ બેટા બહમનને એલમ તથા હોનર શીખવી તું એની પરવરશી કરજે. તે વસીએત તહેમતન રૂસતમે કબુલ કરી તેના કહેઆ મુજેબ તુંને મોહોટો કીધો અને તુંને પાદશાહી આપી રોહેનશાહ કીધો તેના અવેજમાં તું બુરા, બેકોલ, મુજી, હારેમનની બસલતના, દેવોના ફરેબમાં ફસેલા લેઆંનતી, ગુમરાહ મગજનાએ એ અમારી નેકીના બદલામાં તું નેહેસીઅતી ભરેલા જુલમગારે અમારૂં બાંનદાંન ખરાબ કીધું છે. તેના અવેજમાં હવે તું ખાતર જમા રાખજે કે તારૂં સર તનથી દુર કરી તારાં ગોશતને સગને હવાલે કરશ. બીજું તું જેવા નીમકહરાંમ પાદશાહને ઘણું લખતાં મને શરમ આવેછે. તારી સાથે તલવાર સીવાએ બીજા સુખન બોલવા મને મુનાસેબ નથી. સબબ કે અમો જાબુલીઓની આબરૂ આગલ તું બુરા પાદશાહની આબરૂ કાંઇ રેહી નથી. તેથી હું એટલુંજ લખી મોકુફ કરૂં છેઉં કે તારી ઉપર નામું લખતાં મને તથા મારા બુજોરગ ખાંનદાંનને શરમ પોહોચે છે. વાસતે હવે તારે અને મારે લડાઇ સીવાએ બીજું કાંઇ છેજ નહી, સબબ કે તેં મારા બુજોરગ બાપ

ફરાંમરજને ગુજરેઆ પછી શુલી ઉપર ચહડાવેઓ છે તો તું ખાતર જમાથી જાણજે કે તેજ હાલ તારી ઉપર હું ગુજારશ. વાસતે શીતાબી કરી તું મારાં લડાઇના મેદાંનમાં આવી મારી સાથે લડાઇ કર નહી તો હું પોતે આવી તારા તખત ઉપરથી તુંને ઉઠાવી જમીન ઉપર ઉંધો નાખશ. એવું બેઅદબીભરેલું નામું શાંભલી પાદશાહ બહમન ઘણો ગુસસામાં આવીઓ.

---

## લડાઈ કીધી પાદશાહ બહુમન સાથે જંગના તલબગાર, કીનો લેનાર આદરબુરજીને અને શેકશત પાંમેઓ પાદશાહ બહુમન તે વગેરે બીજો એહેવાલ.

——:oo:——

હોકમ કીધો પાદશાહ બહમને કે શીતાબ લડાઇનાં નગાંરાં ધોકાવે અને સરવે લશકર પોતાનાં તન ઉપર લડાઇનાં હથીઆર બાંધી મેદાંનમાં સફ સમારી ઉભું રેહે. એવો હોકમ શાંભલી સરવે લશકરે પોતાનાં તન ઉપર લડાઇનાં હથીઆર બાંધેઆં અને મેદાંનમાં નીકલી સરવે સરદારોએ પોત પોતાની સફ સમારી પોતાનાં જુંનદાઓ ઉઠાવી ઊભા રહેઆ. જેવારે પાદશાહ બહમનના લશકરમાંથી કીનાનાં નગારાંનો આવાજ આદરબુરજીને શાંભલેઓ તેવારે પોતાનાં નગારચીઓને હોકમ કીધો કે શીતાબ લડાઇનાં નગારાંનો આવાજ શરૂ કરે અને કીના ભરેલી કરનાએ તથા ઘાંટ વજાડે. એવો હોકમ શાંભલી શીતાબ નગારચી લોકોએ નગારાંના આવાજો શરૂ કરેઆ અને તેનું લશકરબી બહમનના લશકરની મોકાબેલ સફ ખેંચી ઉભું રહેઉં. તે લશકરની ગેરદ કરી આસમાન ઉપર બીજુ ધુલનું વાદલ નજર આવતું હતું અને તેઓના બેરંગી જુદાંઓથી તે જંગલ જાંણે એક ચીનનું બાજાર નજર આવતું હતું અને તે વખતે જમાનોબી જુંમબેશમાં આવેઓ હતો. એવામાં કીનાના તલબગાર શેરદેલ આદરબુરજીને પોતાનો ઘોડો ઉડતા વાની મીસાલે મેદાંનમાં દપતાવેઓ અને આજરગોશસપની મીસાલે જોશમાં આવી એક પોકાર એવોતો જોરથી બહમનના લશકર ઉપર મારેઓ કે તેના પોકારે કરી તે રઅેનુ મેદાંન હલમલી રહેઉં. એવો જોરથી પોકાર મારી પોતાનો હમનબરદ બહમનને બોલાવા લાગો અને કેહેવા લાગો કે

તે નાપાક ખસલતનો બહમન કાંહાં ગએઓ કે તે હજુર મારાં મેદાનમાં આવતો નથી, તે બુરા પાદશાહને કેહેવો કે તારા જીવનો લેનાર આદરબુરજીન તારો હમનબરદ થઈ આવેઓછે તેથી શીતાબી કરી તું તેના મેદાંનમાં જા નહી તો હમણા તે આપણી ઉપર આવી પડશે તો નાહક બીજા બેતકસીર લોકોના જાંનની ખરાબી થશે. એવો પોકાર મારી આદરબુરજીન પોતાનાં ઘોડાને લાડથી કુડાવતો જોલાંન દેવા લાગો અને સરવે લશકરની હજુરમાં પોતાનાં સરવે હથીઆરો ફેરવવા લાગો. જેવારે હકીમ જાંમાંસ વજીરે એવો પોકાર આદરબુરજીનની જુબાંનથી શાંભલેઓ તેવારે પાદશાહ બહમનને કેહેવા લાગો કે આજ રોજે તારી ફતેહ થનાર નથી, સબબ કે આજ તારો સેતારો નીચના બોરજમા આવેઓ છે. એવી ગોફતેગો પાદશાહ સાથે જાંમાસપ કરતો હતો તેવામાં તેના લશકરમાંથી એક સવાર પંજરીના પવનની મીસાલે ઘોડો દપતાવતો જોરેમંદ તીરનદાજ આદરબુરજીનની મોકાબેલ જઈ ઉભો અને પોકાર મારી તેને કેહેવા લાગો કે, એ હીનદી પેહેલવાંન ! તું મેદાંનમાં આવી પોતાને મોહોડે એવડી ભતાઈ કરી ખાલી દંમર શા વાસતે કરે છે ? તારી અજલ આજ રોજે આવી પોંહોંચી હશે તેથીજ પરથંમ તું જંગના મેદાંનમાં આવી ઉભો છે. એવા સુખન તેની જુબાંનથી શાંભલી શેરને પીતનો આદરબુરજીન તેને પુછવા લાગો કે, એ જંગી પેહેલવાંન ! તું પોતાનુ નામ શું ધરાવે છે અને તું કાઆ મોલકનો પેહેલવાંન કેહેવાએ છે. તેણે જવાબ વાલેઓ કે મારૂં નામ શમશાહ છે અને હું માહ ચીનનો રેહેનાર છેઉં વાસતે તું તારી ખાતર નીશાંથી હવે જાણકે તારા સરને હું કેવી આસાંનીથી એક દરીની મીસાલે જમીન ઉપર ફેકું છું. કે ફરીને એવી શોખી એવાં ભારી લશકર સાથે કોઈ તારા જેવો નાદાંન બેવકુફ કરે નહી અને પોતાની નાદાંનીના ગુમરાહ મઅજે પોતાનો તથા બીચારાં ગરીબ લશકરનો નાશ કરે નહી. એ કંમબખત ! તું તારાં મનથી મગરૂર થતો હશે કે હું એવા ભારી બંધમાંથી આસાંનીથી ખલાસ થએઓ છેઉં અને મેં એટલી ફોજ ઉભી કીધી છે તેથી હવે હું પાદશાહ બહમનના લશકરને તથા તેના સરફરાજ પેહલવાંનોને હું આસાંનીથી મારી લેશ પણ હવે તું જોશે કે તારા સરને કેવી રીતે તંનથી દુર કરૂ છેઉં. જેવારે મગરમછની મીસાલના આદરબુરજીને તેને મોહોડેથી એવા સુખન શાંભલેઆ

તેવારે ગુસસામાં આવી પોતાનો ઘોડો તેની નજદીક દપતાવીઓ અને પોતાનાં હાથની ચુંગાલ ખોલી તે શંમશાહાનો કમરબંધ ઉસતવારીથી પકડી તેને આસાંનીથી ઘોડા ઉપરથી ઉઠાવી લીધો અને એક દડીની મીસાલે હવા ઉપર ફેંકી દીધો અને જેવો તે પાછો નીચે આવીઓ તેવીજ પોતાની તેજ તલવાર તેની કમરગાહા ઉપર એવી તો ચીક-તથી મારી કે તે ચીનીના બે ટુકડા કરી તેને જમીન ઉપર નાખેઓ. પછી તાંહાંથી આદરબુરજીન પોતે બાહારના વાદલની મીસાલે પોકાર મારતો જેમ એક વરૂ ગુસસામાં આવી ગોસપંદના ગોવાલામાં જઈ પડે અને તે ગોવાલાંનો નાશ કરે તે મીસાલે બખારતો બહમનના લશકરમાં જઈ પડેઓ અને તલવારે કરી સવારોને ઘોડા સાથે ચાર ચાર ટુકડા કરી નાખતો હતો અને જે તરફ હોમલો કરતો તે તરફ સવારોના ટોલે ટોલાં જમીન ઉપર નાખતો હતો અને જે સવાર તેની સાંમે થતો તેની કમરગાહ ઉપર પોતાની તલવાર એવી તો સાફ મારતો કે તેના બે ટુકડા થઈ જમીન ઉપર પડતા અને બીજાને તેના ઘોડા સાથે તલવારે કરી ચેઆર ચેઆર ટુકડા કરી જમીન ઉપર નાખતો હતો. એવી રસતાખેજની લડાઈ જોઈ જમાનોબી ધાભરો પડી ગએ-ઓ અને પાદશાહ બહમનના લશકરમાંથી ધર પકડના ભારી આવાજો નીકલતા હતા. એવી સખત લડાઈમાં જંગ મારનાર આદરબુરજીનના હાથ ઉપર બહમનનું એટલું તો લશકર મારેઉં ગએઉ કે તેની લોથના તે મેદાંનમાં પાહાડની મીસાલ ટેકડા થએઆ અને તેના લોહીએ કરી તે રએનું મેદાંન જાણે એક લોહીનો દરીઆવ નજર આવતો હતો. એવી રસતાખેજની મીસાલે લડાઈ મારતો આદરબુરજીન પાદશાહ બહ-મનના સવારીના હાથી પાશે જઈ પોહોંચેઓ અને તાંહાં જોએ શું કે પાદશાહ બહમન એક હાથી ઉપર જરી પાખર નાખેલી છે અને તે ઉપર પોતે આસાંનીથી સવાર થએલો છે અને તેની ખોરહુ ઉપર ઘણાએક સવારો પોતાના પાદશાહની ખીદમતમાં હથીઆર બાંધી ઉભા છે. એવો તમાશો જોઈ તે શેરદલ પેહેલવાંન ગુસસામાં આવી બેદહેશત તે હાથીની તરફ હોમલો લઈ ગએઓ. અને પોતાનો ફાંદો કાહાડી પાદશાહ બહમનના સર ઉપર નાખીઓ તેના સબબથી તેનું તંન બતંગ આવી ગએઉં તેવોજ આંચકો મારી તેને જમીન ઉપર નાખીઓ. તેવામાં તેના લશકરે શોર ઉઠાવી એકદમ હોમલો કરી જંગી આદરબુરજીનને વચમાં ઘેરી લીધો અને બુઢા પારશ પરહેજગારે

આવી તેની કમંદના કાંધા ઉપર તલવારનો જરબ મારીઓ તેથી તે કમંદ કાપી નાખી તેજ વખત પાદશાહ બહમન તેના બંધથી ખલાસ થઇ પોતાનાં લશકરની સફમાં નાહાસી ભરાઇ ગએઓ. એવો મામલો જોઇ જંગી આદરબુરજીને પારશ ઉપર હોમલો કીધો અને પોતાનો ભારી ગુરજ ઉઠાવી તે પારશ ઉપર મારેઓ. તેનો જરબ છટકીને પારસના ઘોડાની પીઠ ઉપર લાગો તેથી તેનો ઘોડો પછાડ ખાઇ જમીન ઉપર પડેઓ તેવોજ પારસ તે જગોથી નાહાસી શીતાબ લશકરની સફમા ગએઓ. તેવારે શેરના મારનાર આદરબુરજીને તેના લશકરની જમની તથા દાહાબી તરફ હોમલો કરી તેના લશકરોની ગેરદ કાહાડવા લાગો અને જે તરફ હોમલો કરતો તે તરફ સવારોનાં ટોલેટોલાં મારતો. એવી સખત લડાઇ આદરબુરજીન પોતે એખતો કરતો હતો. તે લડાઇમાં ખુન ભરેલા આદરબુરજીને બહમનના લશકરમાંથી હેંસી હજાર સવારોને મારેઆ, તેઓની લોથે તથા લોહીએ કરી તે તમામ મેદાંન ભરાઇ ગએઉ અને બીજા પાએદલ તથા અસવાર લશકરને ચાલવાનો તથા ઉભું રેહેવાનો રસતોબી હતો નહી. એવી રસતાખેજની લડાઇ જોઇ બહમનનું લશકર પીઠ ફેરવી નાહાસવા લાગું અને સાંજનો વખતબી નજદીક પોહોંચેઓ હતો તેથી પાદશાહ બહમને પોતાનાં નગારચી પાશે લડાઇ બંધ કરવાનું નગારૂં કરાવેઉં તેવારે સરવે લશકર પાછું ફરી લડાઇની કમર છોડી પોતપોતાની છાવણી તરફ પાછું ફરીઉં. તેવારે નેક સેતારેનો આદરબુરજીનબી પાછો ફરી પોતાનાં લશકરની છાવણીમાં આવી બેઠો અને પોતાનાં લશકરની શંભાલને વાસતે ફરતા તલાએઆ મેલેઆ અને હોકમ કરી ખાણાંના ખુમચા મંગાવી પોતાનાં ખાસ મીજલસીઓ સાથે ખાણું ખાઇ લાલ શરાબ નોશ કરવા બેઠો અને શરાબ પી ફારેગ થએઓ તેવારે ખુશ હલકની રાંનશગરોના આવાજ શાંભલવા લાગો. હવે જેવારે પાદશાહ બહમન શેકસત ખાઇ પોતાનાં ડેહેરામાં આવી બેઠો તેવારે પોતાનાં ગોલાબની મીસાલના રૌખસારા ઉપર મોતીની મીસાલનાં આંસુ વરશાવા લાગો અને જાંમાસપને બોલાવી કેહેવા લાગો કે—એ ફરાંમરજનો બેટો આદરબુરજીન તો મારા જોવામાં એક બલાનું વાદલ દેખું ! મેં શાંભલીઉં છે કે આગલા જમાનામાં જેહાં પેહેલવાંન કેરશાસપ થઇ ગએઓ છે તેની તલવાર તથા ગોરજની આગલ કોઇબી દલાવરની એવી તાકાત નહી હતી કે તે તેની સાંમે

બહાદુરીથી તકી શકે. તેવોજ આએ છોકરો મારા જોવામાં આવે છે, કે એ છોકરાએ મારાં ભારી લશકરની એકદંમ ગેરદ કાહાડી નાખી અને મનેબી જીવથી મારતે. પણ નામદારી ભરેલા પારશી તથા લશકરે મારી મદદ કીધી તેથી હું તેના પંજામાંથી સહીસલાંમત નાહાશી આવીઓ, નહી તો આજ રોજે મારો જાંન એ છોકરો લીધા વગર રેહેતે નહી. વાસતે તું એનો કાંઇબી એલાજ શોધ કે એની સાથે આપણે કેવી રીત ચાલીએ કે જેથી એ છોકરો આપણા ફંદામાં આવે. તેને હકીમ જાંમાસપે જવાબ દીધો કે એ આદરબુરજીન બીજો તેહેમતન રૂસતમ છે વાસતે એ કોઇથી આજેજ થવાનો નથી એટલા માટે મારા વીચારવામાં એવું આવે છે કે સીસતાંનથી જાલેજર આવી એ જંગી આદરબુરજીનને સમજાવે તો તારો મોલક આબાદ રેહે નહી તો તું એના હાથ ઉપર મારેઓ જશે અને તારૂં બેશુમાર લશકરબી એના હાથ ઉપર મારીઉ જશે. બીજું તારા બેશ કુબીલાના લોકોબી એના હાથથી સલામતીથી પોતાનો જાન બંચાવી શકવાના નથી. એવા સુખન બુઢા જાંમાસપની જુબાંનથી શાંભલી પાદશાહ બહમને પોતાની પાશે નવીસંદાને બોલાવીઓ અને તેને કહેઉં કે એક નામું સીસતાંનમાં બુઢા જાલેજર ઉપર એ રવેશે લખ કે પાક પરવરદેગારે બેહુ જેહાંન પેદા કરી છે તેમાં સરવેચીજને એક એકની ઉપર મુકરર કરી સરવેને તે ખાવંદે ફરમાવેઉ છે કે કોલ જેવી ચીજ આસાંન છે એમ તમો ના સહમજશો. કોલ પાલવો તે શુ છે અને તોડવો તે શુ છે એવું કણુ તમારા દેલમાં રાખશો ના. તમો પોતાનાં કોલ ઉપર સાબેત રહી પોતાની જીંદગી ગુજારજો. કોલ છે તે એક મોટી વીશવાશ રાખવા જોગ ચીજ છે જેમકે તમો મારી ઉપર વીશવાશ રાખી ચાલો છેવો તો તમારૂ કાંમ આશાંનીથી પાર ઉતરે છે અને તમારૂં એકીન નેક નહી હોએ તો તેમાં ઘણી હલાકી પોંહોચે છે તેમ કોલ કરનાર માણુશ જેમ મારા ઉપર એકીન લાવેચ તેજ રવેશે તે કોલને ગણેચ. વાસતે એ સાંમેસવારના બુઢા જાલેજર! તેં મારી સાથે કોલ કીધો છે કે મારા બેશનો કોઇબી પેહેલવાંન ઇરાન ઉપર કમર બાંધે નહી તો હવે તે કોલ તુંને પાલવો જોઇએ તને દેકાંણે તારા નબીરા જંગ મારનાર મરહુમ ફરામરજનો નવજવાન બેટો આદરબુરજીન મારી ઉપર લશકર લઇ ચઢી આવીઓ છે અને મારો તથા મારાં બેશ લોકોનો જાંન લેવા

માગે છે અને મને મારીને શુલી ઉપર ચહડાવા ચાહે છે. વાસતે જો તું તારા કોલ ઉપર મુસતકીમપણે રેહવા ચાહતો હોએ ને ખોદાને એક કરી જાણતો હોય તો શીતાબ એ નામું વાંચતાં વાર ઇરાંનનો મારગ અખતીઆર કરી તાકીદથી એ તરફ આવી પોંહોંચી તારા આદરબુરજીનને સહમજાવી તેને મારી સાથે લડવાથી મના કર. એ રવેશેનું નામું લખાવી એક હેજબને આપેઉ અને. તેને એક સાંહાંડસી ઉપર સવાર કરી સીસતાંન રવાંના કરેઓ. હવે તે એલચી નામું લેઇ શીતાબીથી રાત ને દંન રાહ કાપતો સીસતાંનમાં બુઢા જાલેજર પાશે આવી પોંહોંચીઓ અને પાદશાહ બહમનનો સલાંમ કહી પેલું નામું તેના હાથમાં આપીઉં. તે નામું વાંચી બુઢો જાલે-જર ઘણો ગમગીન થએઓ.

હવે પેલી તરફ જેવારે સીહા કાગડો નાહાશી પોતાના માલા-માં ભરાએઓ અને બાજ જાંણવરે પોતાનાં પર વીખડેઆં અને ફીરોજાની ખાંનમાંથી એક જલકતો મોહોરો નુર સાથનો બાહાર આ-વીઓ ઇઆને રોશન આફતાબ જાહેર થએઓ. તેવારે આદરબુરજીનના લશકરમાંથી નગારાં તથા કરનાએના આવાજો નીકલવા લાગા, તેણે કરી આસમાંનબી બીજી મરતબે જુંમબેશ મારવા લાગું. પછી તે તમામ લશકરે પોતાના તન ઉપર લડાઇનાં હથીઆર બાંધેઆ અને લડાઇનાં મેદા-નમાં આવી લશકરની સફ સમારી ઉભું રહેઉં અને તે લશકરની હરો-લમાં શેરદેલ આદરબુરજીન આવી ઉભો તેના સર ઉપર અજદાપેકર જુંદો ઉડતો હતો. જેવારે આદરબુરજીનના લશકરમાંથી કીનાનાં નગા-રાંનો આવાજ પાદશાહ બહમને શાંભલીઓ, તેવારે હોકમ કરી પો-તાનાં લશકરમાં નગારાંનો આવાજ શરૂ કરાવીઓ અને તમામ લશ-કર મેદાંનમાં સફ ખેંચી ઉભું. તે લશકરની જમની બાજુએ નાંમદાર જાંમાસપ ઉભો તથા દાહાબી બાજુએ નામવર પેશુતન ઉભો અને તે લશકરની હરોલમાં પાદશાહ બહમન સફેદ હાથી ઉપર સવાર થઇ ઉભો. તેના સર ઉપર મુબારક ગાવીઆંની જુંદો ઉડતો હતો. એવા દબદબા સાથે પાદશાહ બહમને લડાઇનાં મેદાંનમાં લશકરની સફ સ-મારી હતી, તે લશકરનાં ભારે કરી જમીનબી આજેજ આવતી હતી. એવામાં હીનદુસતાનનો સરદાર શેરને પીતનો આદરબુરજીન આજર ગોશસપની મુઆફેક ઘોડો દપતાવતો મેદાંનમાં આવી ઉભો અને પાદ-શાહ બહમનના લશકર ઉપર બહારનાં વાદલની મીસાલે પોકાર મારી

કેહેવા લાગો કે, તમો ઇરાંની તથા તુરાંની તથા રૂમી તથા હીંદનાની તથા કપચાકી તથા ખોતનના અને ચીનના તમામ બહાદુર જોરેમંદ પેહેલવાંનો પાહાડની મીસાલે ઉભા છેવો તો મારા મેદાંનમાં તમો હજુંદ શુધી કેમ નહી આવતા. કદી તમો મરવાનો દર રાખતા હોવો તો મારી તરફથી તમોને છુટ છે કે કદી તમો મારા મેદાંનમાં આવશો ના. પણ તમારા હીચકારા પાદશાહને મોકલજો, કે તેના જીવને હું દોજખને સવાધીન કરૂં. કે એ સરવે ફેસાદ ભાગી જાએ. એવા સુખન બાંગે બુલંદ આદરબુરજીનને બોલતો દીઠો તેવારે, રૂમી લશકરમાંથી એક દેલાવર પેહેલવાંન કોહેઆર નામનો આદરબુરજીનના મેદાનમાં આવી ઉભો. તેના હાથમાં એક ભારી સાતુર પકડેલું હતું. તણે આવી એક મગરમછની મીસાલે પોકાર મારી આદરબુરજીનને કેહેવા લાગો કે એ પેહેલવાંન ! તું એ રવેશે મેદાંનમાં ઉભો રહી પોતાને મોહોડે એવડી દીંગ અને બડાઇ શા વાસતે મારે છે? પણ હવે તું કોહેઆર રૂમીનો જરબ તારી નજરે જોશે કે રૂમી લોકોબી આવા જબરદસત છે. તેવારે તારી ખાતરનીશાં થશે. એટલું કહી પોતાનું ભારી શાતુર ઉઠાવી આદરબુરજીન ઉપર હોમલો કીધો. તેને શાતુર ઉઠાવી આવતો જોઇ શેર દેલ આદરબુરજીને પોતાનો હાથ લંબાવી તેનો હાથ તે શાતુર સાથે પકડી લીધો અને બીજે હાથે તેનું શાતુર તેના હાથમાંથી છીનાવી લીધું અને તેજ શાતુરનો એક જરબ તે રૂમી ઉપર એવો તો મારીઓ કે તેનાં ઘોડા સાથે ચાર ટુકડા કરી જમીન ઉપર નાખીઓ. એવો મામલો જોઇ રૂમી લશકરમાંથી એક શોર ઉઠીઓ, તણે કરી તે રએનું મેદાંન હલમલી રહેઉં. એવામાં એક બીજા રૂમી પેહેલવાંને પોતાનો ઘોડો આદરબુરજીન ઉપર જોંહોકાવીઓ. તેને આવતો જોઇ આદરબુરજીને એક તીર કમાન ઉપર ચહડાવી એવો તો નેમ ટાંકી મારીઓ કે તે કમનસીબ સવારનો સીનો ચાક કરી તે તીર બાહાર નીકલી ગએઓ તેવોજ તે સવાર ખાકમાં પડીઓ. તેની પછવાડે બીજા પેહેલવાંને પોતાનો ઘોડો મેદાનમાં દપતાવીઓ તેનેબી એકજ તીરે પાર કરી નાખીઓ. એ મીસાલે તેના લશકરમાંથી બાર બાર પેહેલવાંનો પેદરપે આવેઆ તનેબી તેજ રવેશે નામનાં ઉઠાવનાર આદરબુરજીને જમીનદોસત કરી નાખીઆ. એવો મામલો જોઇ બહમનના લશકરે પોતાનાં દેલમાં દેહેશત ખાધી અને કોઈ સવાર તેની મુકાબેલ આવીઓ નહી. તેવારે આદરબુરજીન નર ચીતાની મીસાલે પોકાર

મારતો આવી બહમનના લશકરમાં પડીઓ અને તેના લશકરના સવારોને ઉઠાવી એક બીજા ઉપર ફેંકવા લાગો, તેથી કરી બાજે સવારોના હાથ પાંઉ તુટવા લાગા અને બાજેના જાંન જવા લાગા અને બાજે સવારને ઘોડા સાથે ઉઠાવી લશકરની સફમાં ફેકવા લાગો તેણે કરી કેટલાએક સવારો જમીનદોસત થવા લાગા. એવી સખત લડાઇ કરી ઇરાનના પાદશાહ બહમનના લશકરમાંથી તરણ હજાર માણસને જીવથી મારેઆં અને કેટલાએકને જખમી કીધાં, તેના લોહીએ કરી તે મેદાંનની ખાક કીચલની મીસાલે થઇ ગઇ. એવી ભારી ફોજની અંદર આદરબુરજીન એખલો પોતાની તલવારે કરી સવારોને ખાકમાં નાખતો હતો. કે તે લડાઇ તું કેહશે ગોએઆ એક રસતાખેજની મીસાલે તે દલેર પેહલવાન મારતો હતો. તે લડાઇનું મેદાન નેજા તથા તલવાર તથા તીર તથા ફંદાઓના ફેકવાથી એક વાશ જાલની મીશાલ નજર આવતું હતું અને સવારોની ધર પકડના આવાજે કરી આસમાંનબી શોર ભરેઉં થએઉં હતું. એવી આફત ભરેલાં લબો લશકરની ફોજમાં આદરબુરજીન જેમકે એક મસત થએલો ચીતો છલાંગ મારે તે મીસાલ પોતાનાં ઘોડાને દાહાબી તથા જમની તરફ દપતાવતો અને પોતાની વીજને મીસાલની શમશેરથી સવારોનાં સર દડીની મીસાલે ઉડાડી નાખતો હતો. એવી આફત જોઇ આસમાન ઉપરના ફરેશતાઓબી અજબ થવા લાગા. એવી સખત લડાઇમાં બેશુમાર માનસો તથા ચોપગાંઓ એટલાં તો મારેઆં ગએઆં કે તેઓની લોથના તે મેદાંનમાં બેશુમાર ધગ થએઆ અને જખમી થએલા સવારોનાં પોકારે કરી બીજા સવારો સખત જારીનો પોકાર ઉઠાવતા હતા. એવી રસતાખેજની મીસાલની લડાઇ રાત શુધી જારી રહી અને આદરબુરજીન કાંઇ પાછો હતેઓ નહી. તેવારે પાદશાહ બહમને હોકમ કરી લડાઇ મુલતવી રાખવાનાં નગારાં ઘોકાવેઆં. તેવારે સરવે લશકર તે મેદાંનમાંથી પાછું ફરેઉં. અને નામનો ઉઠાવનાર આદરબુરજીનબી પાછો ફરી પોતાનાં લશકરમાં આવીઓ અને હોકમ કરી ફરતા તંબુઓ રાખીઆ. પછી પોતાની ખાસ મીજલસ સમારી ખાંણું ખાવા બેઠો. તે મીજલસ એવી તો બનાવી હતી કે તે જંગલના દરમેઆનમાં જાંણે એક રોશન બેહશત ઉતરેઉં હતું. એવી મીજલસ સમારી પોતે ખુશીથી પોતાનાં ગમને તે જુવાંન પેહેલવાંન દુર કરવા લાગો અને પરીને ચેહેરેની રાંમશગરોનાં ખુશ આવાજ તથા દફ અને ચંગના આવાજે

કરી તેની સરવે મીજલસ એવી તો મોજમજાહમાં ગરકાત થએલી હતી કે તેવી ખુશી તેઓએ કોઇ દન કીધી નહી હતી. એ બાબત ઉપર એનો શાએર કેહે છે કે એ દુનીઆંનો રવઇઓ એવોજ છે કે એ દુનીઆં હમેશાં કોઇ ઉપર બરકરાર રેહેતી નથી વખત કોઇને એવી ખુશી દેખાડે છે કે તેવી ખુશીનું મોંહો તેણે કોઇ કાલે દીઠુંજ નહી હોએ અને એક વેલા તેને એવી ગમી એકાએક પોંહોંચાડે છે કે તેને ખોહાર કરી નાખે છે કે તેવી ગમી કોઇ બંદા ઉપર હરગેજ થઇ માં પોંહોચતી. વાસતે એ બંદા! તુંને ગમીને વખતે સબુરી કરવી બેહેતર છે કે તેથી તારી ખુશી પાછી તુને હાંસલ થશે. વલી તારી ઉપર ખુશીનુંજ ગુજરવું મુનાસેબ થાએ તો તુંને સજાવાર છે કે સરવે કોઇને નમીને ચાલે અને પોતાનાં પેદા કરનાર ઉપર હરદમ દોઆ માગી તે ખુશીને ગુજારે તો તારી નામદારી કેહેવાએ. વાસતે એ દુનીઆંનું ચકર સદા એવીજ રીતનું ચાલીઆ કરે છે.

---

## લડાઈ કીધી બેહુ લશકરે એક એક સાથે તે વગેરે બીજો અહેવાલ.

——:00:——

પેલી તરફ જેવારે પાદશાહ બહમન પોતાનાં લશકર સાથે શેકસત ખાઇ જખમી દેલથી પાછો ફરીઓ અને પોતાનાં દેહેરામાં જઇ તખત ઉપર બેઠો તેવારે પોતાનું સર જમીન ઉપર મુકી પાક ઇઅજદાંને કેહેવા લાગો કે એ બારે હકતાલા! હવે તું મેહેરબાંની કરીને એ છોકરાથી મને નેગાહ રાખ અને એને પકડવાનો મને તું કાંઇ ચારો દેખાડ, નહી તો મારા બુઢા પીરમરદ જાલેજરને શીતાબી કરી એ જંગલમાં મોકલી દે કે, તે બુજોરગ જાલ આવીને એ આદરબુરજીનને સહમજાવી મારી લડાઇથી પાછો ફેરવે તો મારો તથા મારા લશકરનો જાંન સલાંમત રેહે. એ મીસાલે પાદશાહ બહમન આખો રાત પોતાની આંખેમાંથી મોતીના કટરાની મીસાલે આંસુ વરસાવતો હતો અને પાક ઇઅજદાં પાશે દોવા માંગતો હતો. એમ કરતાં બાંમદાદનો વખત થએઓ. તેવારે પાદશાહે નામદાર હકીમ જાંમાસપને હોકમ કીધો કે સરવે લશકરને તું તઇઆર કર કે આજ રોજે એ આદરબુરજીનને

હુ' પકડી કેદ કરવાની કંમર બાંધું છેઉં. હું તો જોઉં કે એ પોતાનાં તનમાં કેટલું બલ ફરાંમરજનો બેટો જાબુલી આદરબુરજીન ધગવે છે એવો હોકમ શાંભલી નામદાર જાંમાસપે હોકમ કરી લડાઈનાં નગારાંનો આવાજ કરાવીઓ અને સરવે લશકરોને ફરમાવેઉં કે આજ રોજે સરવે કોઈ લડાઇની કંમર બાંધી મેદાંનમાં સફ સમારી ઉભું રેહે. એવો હોકમ શાંભલી સરવે લશકર મેદાનમાં સફ સમારી ઉભું રહેઉં. તેની દોરક્ષામથી જમાનોબી જુંમબેશ મારતો હતો અને કરનાએ તથા ધાટના આવાજે કરી તે મેદાંનના શેર તથા ચીતતાઓબી પોતાની જગો મુકી હર તરફ નાહાશવા લાગા. એવી દેહેશત ભરેલી ફોજ જોશમાં આવી હતી.

પેલી તરફ શેરને પકડનાર આદરબુરજીનેબી પોતાની ફોજને હોકમ કીધો કે આપણે એ બુરા બહમનને બણે વખત શેકસત આપી તેનું કેટલુંએક લશકર મારીઉં તોબી એ બેમરવત બુની પાદશાહ પોતાનું લશકર મારીઉં જાએચ તેનો કાંઈ દર કરતો નથી અને દનપર દન પોતાના લશકરને હીમત આપી મોતના પંજામાં ફસાવેછે, વાસતે તમોબી એ બુરા પાદશાહના લશકર સાથે એક વેલા જુંમબેશ ભરેલી લડાઈ કરો કે ફરીને એ લશકર આપણી મોકાબેલ ઉભું રહી શકે નહી. એવો હોકમ પોતાના લશકરને કરી પોતે ધોડા ઉપર સવાર થઇ લડાઈનાં મેદાંનમાં આવી એક પોકાર બહમનના લશકર ઉપર એવોતો જોરથી મારીઓ કે તેના પોકારે કરી તે લશકરના ધોડાઓ ઉભી પુછડીએ પાછા નાહાસવા લાગા. એવો પોકાર આદરબુરજીનનો સાંભલી પાદશાહ બહમનના લશકરમાં માહોમાહે ગોફતેગો ચાલી કે જંગી ફરાંમરોજનો બેટો આદરબુરજીન તો એક ભારી ભય ભરેલી બલા છે કે એના પોકારના જેવો અમોએ કોઈ પેહેલવાનનો પોકાર શાંભલીઓ નથી. એવી ગોફતેગો તેના લશકરમાં ચાલતી હતી. તે પોકાર મારી કેહેવા લાગો કે એ પાદશાહ બહમન! આજ રોજે મારાં મેદાનમાં આવ નહીં તો તુંને તારા બાપ અસફંદીઆર રોઇનતંનના રોવાનના કસમ છે કે તું મારાં મેદાનમાં આવીઆ વગર રહે. જેવારે જુલમગાર બહમને તેની જુબાનથી એવા સખત સોગંદ શાંભલીઆ તેવારે પોતાના દેલ સાથે કેહેવા લાગો કે, હવેતો જે કાંઈ બારેહકતાલા કરે તે ખરૂં. હવેતો મારેથી એની લડાઇમાં જએઆ વગર ચાલે નહી. એવો વીચાર કરી પોતાનો ધોડો મંગાવી તે ઉપર સવાર થઈ આદરબુરજીનના મેદાનમાં આવી તેને કેહેવા લાગો કે, એ નાદાન પેહેલવાંન! તુંને ખબર નથી

કે તારા બુજોરગ બાપે મારી સાથે શી રવેશથી કોલકરાર કીધોછે. જે-વારે તેણે મારી સાથે એવો કોલ કીધો તેવારે મેં તને બંદથી ખલા-સ કીધોછે તો તું હવે તને પુછીઆ વગર મારી ઉપર લશ્કર લઇ આ-વીઓછે અને પોતાનાં નેઆંગાંનોના કોલને તોડવા માંગેછે. તેને મો-હોડેથી એવા સખુન શાંભલી શેરમરદ આદરબુરજીન તેને કેહવા લાગો કે મને તો મારા બેશ કબીલાના લોકો સાથે હવે કાંઇ દરકાર નથી. મને તો મારા બાપ ફરાંમરજનો કીનો તારી ઉપર લેવાની જ-રૂર છે. જેને તારી સાથે કોલકરાર કીધા હશે તે તારા કોલની દરકા-ર રાખશે,.વાસતે તું તારી બેહુનથી વાત મુકી દઇને શીતાબ તારો હાથ ઉઠાવ. તું જેવા બુરા નીમકહરામ પાદશાહને જીવતો મેલવો સજા-વાર નથી. એવા સુખન તેની જબાનથી શાંભલી પાદશાહ બહમને ગુ-સસામાં આવી જીનના હરના ઉપરથી પોતાનો ભારે ગુરજ ઉઠાવીઓ અને દેલાવર આદરબુરજીન ઉપર હોમલો કીધો, તઆરે તેણે પોતાનું સર ઢાલ તલે છુપાવીકે તે ઉપર તરણ તરણ જરબ ગોરજના પેદરપે મારીઆ પણ તે ગોરજના જરબને તે પેહેલવાન ખાતરમાં લાવીઓ નહી અને હશીને પાદશાહને કેહવા લાગો કે એવા તારા ગોરજે કરી એક જાંગલી લોંખડીની દરતી નહી હશે. અફસોસ છે એવી તારી હીચ-કારી બાજુ ઉપર! કે તું કાંઇ શરમ રાખતો નથી અને પારકી હીમ-ત ઉપર એવો મગરૂર રહી પોતાને બંચાવા ચાહેછે. એટલું કહી પો-તાનો ઘોડો બહમનની ઉપર જોંહોકાવીઓ અને પોતાના હાથની સું-ગાલ મારી તેનો કમરબંધ ઉસતવાર પકડી તેને સુનેરી સાજના ઘોડા ઉપરથી એક મોરગની મીસાલે ઉઠાવી પોતાના સર ઉપર ઉંચકી સરવે લશકરને દેખાડવા લાગીઓ. તેને ઉંચકેલો જોઇ આદરબુરજીનના લશ-કરમાંથી ખુશીના નગારાં ઠોકાંઇઆં અને ઇરાની લશકરમાંથી ગમી-ના નગારાંનો શોર ઉઠીઓ. એવો તમાશો સરવેને દેખાડી પોતાના લ-શકર તરફ ઘોડાની લગામ ફેરવી ઇરાનના પાદશાહ બહમનને લઇ ચા-લીઓ. એવો મામલો જોઇ પાદશાહ બહમને શીતાબ પોતાનું બંજર કમરમાંથી કાહાડી પોતાનો કમરબંધ કાપી નાખયો તેવોજ પોતે જમી-ન ઉપર પડીઓ, તેજ વખતે પોતાનો જાન બચાવી પોતાના લશકરમાં જેમ કમાનમાંથી તીર છુટે તે મીસાલ નાહશી ગએઓ. એવો મામલો જો-ઇ તેના લશકરે શીતાબ પોતાના ઘોડા એકદમ મેદાનમાં જોંહોકાવીઆ. અને ફતેહમંદ આદરબુરજીનનો રસતો ઘેહેરી લીધો. તયારે શેરમરદ

દલેર આદરબુરજીનબી એક જહનુનમાં આવેલા મસત વાઘ મીસાલે બ-ખાર મારી તે લશકરમાં જઇ પડીઓ. એવો મામલો જયારે જંગી આદરબુરજીનના લશકરે દીઠો તેવારે તેનાં તે સરવ જંગી લશકરે મેદાનમાં ઘોડા જોંકાવીઆ અને એક ભારી લડાઇ ઉઠી ઉભી થઇ. તે સખત જુંમબેશ ભરેલી લડાઇમાં આદરબુરજીન જે તરફ ઘોડા જોંકાવતો તે તરફ સવારોની લોઠનાં ઢગલા જમીન ઉપર નાખતો હતો તેથી તેની મુકાબેલ કોઈ આવી શકતું નહી હતું. એવામાં રાતનો વખત થએઓ તેવારે શેરદેલ આદરબુરજીન પોતાના લશકર સાથે પાછો ફરી પોતાના દેહરાની તરફ ગએઓ અને તાંહાં જઇ પોતાના લશકરનો શુમાર કહાડીઓ તેવારે તેના એક હજાર સવારો મારીઆ ગએલા જણાએઆ. હવે જેવારે પાદશાહ બહમને પોતાના લશકરનો શુમાર કીધો તેવારે તેના એક લાખ વેંસી હજાર સવારો તે લડાઇના મેદાનમાં કતલ થએલા જાહેર થએઆ. તેથી તે મેદાનમાં બીજે દીને લશકરને મેદાનમાં ઉભું રેહવાની જગા મલી નહી. એવી સખતી જોઇને પાદશાહ બહમને ખીદમતગારોને ફરમાવીઉં કે મોહટા ઉંડા ખાડા ખાણી તેમાં તે મારીઆ ગએલાઓની લોથને દાતી દીએ અને એ લડાઇનું મેદાન સાફ કરે. એવો હોકમ શાંભલી ખીદમતગાર લોકોએ બેગારીઓ પાશે તે મેદાનના જંગલમાં ખાડા ખોદાવી તેમાં સરવ લોથને નાખી સઘલા ખાડાઓ બંધ કરીઆ. કહેછે કે તે લડાઇનું મેદાંન સાફ કરાવીઉં તાંહાં સુધી તે લડાઇ મોકુફ રહી હતી.

---

## આવી પોંહોંચેઓ જાલેજર રએના મેદાંનમાં અને સુલેહ કરાવી આદરબુરજીનને પાદશાહ બહુમન સાથે તે વગેરે બીજું દાસતાંન.

——:00:——

જેવારે બુઢા જાલે પોતાના પાદશાહ બહમનનું નામું વાચેઉં તેજ વખતે ઘોડા ઉપર સવાર થઇ જાબુલસતાંનથી રાહા માપતો બીતાબ ઇરાંનમાં આવી પોંહોંચેઓ. તે ખબર પાદશાહ બહમનને પોંહોંચી કે બુઢો જાલેજર રાત દંન રાહા માપતો ઇરાંનમાં આવી પોંહોંચેઓ છે. એવી ખબર શાંભલી પાદશાહ ખુશીમાં આવી તેને એસતેકબાલ જવા સારૂ પોતાના ખાસ અમીરોને મોકલેઆ કે નામદાર

જાલેજરને ઇરાંનમાંથી આએ રએના મેદાંનમાં બા આબરૂ સાથે લેઇ આવે. એવો હોકમ પાદશાહનો શાંભલી બુજોરગ લોકો જાલેજરને એસતેકબાલ જઇ તેને આબરૂ સાથે રએના મેદાંનમાં પાદશાહ બહમનની નજદીક લેઇ આવીઆ. જેવારે દાનેશમંદ બુઢો જાલેજર પાદશાહ બહમનના દેહરાની દરગાહમાં આવીઓ તેવારે પાદશાહ બહમને શીતાબ પોતાનાં તખત ઉપરથી નીચે ઉતરી બુઢા જાલેજરનો હાથ પકડી પોતાની પાશે સુનાની કુરસી ઉપર બેસાડેઓ. તેવાર પછી આદરબુરજીનની લડાઇની વાત આખરથી તે અવલ લગણ બુઢા જાલેજરને પાદશાહે કહી સંભલાવી. તેને બુઢા જાલે કહેઉં કે, એ નેક સેતારેના પાદશાહ! તું જે કાંઇ વાત બોલેચ તે રાસત હોશે. પણ મેંતો મારા આદરબુરજીનને મારી નજરેબી દીઠો નથી અને તે બેટોબી મને હજુર સુધી કાંઇ પીછાંનતો નથી, વાસતે જો તું મને રજા આપે તો હું તે બેટાની પાશે તેના લશકરમાં જાઉં અને તે નાદાન બેટાને હું સમજાવી તારી ખીદમતમાં લાઉં. પણ તું મેહેરબાંની કરીને મારી સાથે બુઢા જાંમાસપને આપે તો અમો બેહુ જના તેને સમજાવી તારી હજુરમાં લાવીએ. જેવારે પાદશાહ બહમને જાલેજરની જુબાંનથી એવા દાંનાઇ ભરેઆ સુખન શાંભલીઆ તેવારે પોતાનું મોહોડું ગોલાબના ફુલની મીસાલે હસતું કીધું. પછી પોતાના બેહુ વજીરોને ફરમાવીઉં કે, એ મારા નેકનામ કાકાઓ! તમો એ બુઢા પીરમરદ જાલેજરની સાથે જઇ એ કાંમને સરંજાંમ પોંહોંચાડો કે તેથી કરી એ સરવે ફેસાદ ભાગી જાએ. અને એ નવજવાંન આદરબુરજીનને હરએક તરેહથી સમજાવી મારી ખીદમતમાં લાવો. એવો પાદશાહનો હોકમ શાંભલી દાંનાઇ ભરેલો જાંમાસપ હકીમ તથા દસતુરાન દસતુર પેશુતંન બુઢા જાલની સાથે જંગના મારનાર નામદાર આદરબુરજીનની નજદીક જવા સારૂ તેનાં લશકરમાં જઇ તેને કેહેવાડાવીઉં કે બુઢો જાલ તારી હજુરમાં આવવા માંગે છે. એવી ખબર બેહેલવાન આદરબુરજીને શાંભલી પોતાનાં ખીદમતગારોને ફરમાંવેઉં કે શીતાબ મીજલસ સમારે. એવો હોકમ કરી પોતે ખાસ અમીરો સાથે શીતાબીથી જાલેજરને એસતેકબાલ લેવા ગએઓ. જેવારે બુઢા જાલે પોતાના ખાનદાનની રોશન ચેરાગ આદરબુરજીનને દીઠો તેવારે તેહેમતન રૂસતમ તથા શેરમરદ ફરાંમરજ તથા સાંમ તથા શેરના વજનનો કરનાર બરજો એ સરવે ગુજરેલાઓનો ગંમ એકાએક તેણુ

વીસારી મુકેઓ અને ખુશીમાં આવી તે બેટાને પોતાની ગોડમાં લેઇ બગલગીરી એવી તો જોરથી કીધી કે આદરબુરજીનના સીનાના હાડ-કાંબી કચરાવા લાગાં એવો જોશો તે બુઢાને તે વખતે ચહડેઓ હતો. જેવારે પીલજોર આદરબુરજીને તે બુઢાનો એવો જોર દીઠો ત-વારે પોતાનાં મન સાથે કેહેવા લાગો કે એ મારા બુઢા જાલેજરને એવો જોર એ વખતમાં છે તો એને જુવાંનીના વખતમાં કેટલો જોર હોશે, વાસતે હવે મને ઉમેદ છે કે હું એ બુઢાના બલની કુવતે કરી એ બુરા બહમનને જીવથી મારીઆ વગર રેહેશ નહી. એ મીસાલે પોતાનાં દેલ સાથે કહી પછી પાક હકતાલાનાં શુકરાંના કરવા લાગો. તેને બુઢા જાલેજરે કહેઉં કે, એ મારી બુઢાપાના વખતની રોશન ચે-રાગ ! તેં એ પાદશાહ બહમન સાથે શું તોફાંન ઉઠાવી ઉભું કીધું છે. તું જો કે મારા બુઢાપાનાં વખતમાં મારી ઉપર ઘણી સખતી પડી હતી અને આજે તે બારે હકતાલાની બખશેશથી દુર થઇ ગઇ અને એ બહમન પાદશાહે આપણી ઉપર બખશેશ કરી પાછી આપણી આબ-રૂને સંભાલી અને તેણે આપણી સાથે ભલાઇ કીધી તો તેના અવે-જમાં આપણે ફરીને તેની સાથે કીનાની કંમર બાંધીએ એ આપણા જાબુલીઓના નામને મોહોટી શરમ છે બીજું એ કે આપણે જાબુ-લી લોકો અવલથી તે આખર લગી ઇરાંનના પાદશાહોની ખીદમત ક-રતા આવીઆ છઇએ અને વલી મેં એ પાદશાહ બહમનને કોલ આપીઓ છે કે—હવે પછી મારા ખાંનદાંનનો કોઇ પેહેલવાંન તારાં ઇરાંન ઉપર ચહડી આવી તારી સાથે લડાઇની કંમર બાંધે નહીં. એવો કોલ મેં એ પાદશાહ સાથે કીધો છે. અને વલી આપણા બુજોરગો ચાલતા આવીઆ છે તો હવે આપણે એ પાદશાહ સાથે એવો કોલ-કરાર કરીને તેની સાથે આપણે લડાઇ કરીએ તો ખોદાના ગુનેહગાર-કેહેવાઇએ. વાસતે એ બેટા ! તું એ લડાઇથી હાથ ઉઠાવે તો આપ ણે કોલ ટોડવાના ગુનાહથી છુટીએ. એવા સખુન બુઢા જાલની જુ-બાંનથી શાંભલી આદરબુરજીન કેહેવા લાગો, કે એ બુજોરગ બાપ ! તું કેહે છે તે બરહક છે, પણ મેં શાંભલીઉં છે કે નાપાક હુંધીં અક-લના પાદશાહ અફરાસીઆબે પાકજાદ અશો સીઆવકશાહને નાહક બેગુનાહ જીવથી મારીઓ હતો. તેનું ખુન પાકજાદ પાદશાહ કએખુ-સરોએ તે અફરાસીઆબ ઉપર લીધું કે નહીં તે તો તું મુબારક બાપને ખબર છે. બીજું નામનાં ઉઠાવનાર બરજોનો કીનો તેના બેટ

ખુરશેદ માહાપેકરે અજખાન દેવ ઉપર લીધો કે નહી અને વલી એજ મુજી નીમકહરાંમ પાદશાહ બહમને પોતાનાં બાપ દેલાવર અસપંદીઆરનો કીનો તારાં ખાંનદાંન ઉપર શી રવેશે લીધો છે તેબી તું બુજોરગ બાપને ખબર છે અને વલી તુંને બંદીખાંને કેવી સખતીમાં રાખીઓ હતો અને મારા ગુજરેલા બાપ ફ્રાંમરજને મુવેલો શુલી ઉપર ચહડાવીઓ હતો. વાસતે તું જો કે સરવે કોઇએ પોતાનાં બાપનો કીનો લીધો છે. તો હવે હું મારા બાપનો કીનો એવા બુરા પાદશાહ ઉપર કેમ નહી લેઉં. વલી એ નાપાક પાદશાહ મારા બુજોરગોના દુખમા ઉપર ચાહડીને તેઓના રૂવાંનનેબી ખરાબ કરવાની મુરાદ રાખતો હતો પણ તાંહાં એ નાપાક આહરેમનની ખસલતનાં પાદશાહનું કશું ચાલેઉં નહીં તેથી તે જગોથી માર ખાઇ પાછો ફ્રીઓ. એવો એ બુરો છે વાસતે એને હું હરગેજ થઇ જીવતો મેલનાર નથી. બીજું એ મુજીએ મને દગાથી બોલાવી બેહોશ દારૂ પાઇ મારાં તન ઉપર ભારી બંધ બંધાવી મને કેદ કરેઓ હતો, વાસતે એને હવે જીવતો રાખનો મુનાસિબ નથી. એ રવેશે ભવાં ઉપર ભવાં ચહડાવી ગુસસામાં આવી હીંદુસતાનના સરદાર આદરબુરજીનને બોલતો જોઇ નાંમદાર જાલ સુપર્કાદા થઇ બેઠો. દાનેશમંદ બુઢા જાંમાસપે જંગી બાજુના આદરબુરજીનને કહેઉં કે, એ નામનાં ઉઠાવનાર સાંમેસવારનાં નબીરા! તું મારો સુખન સાંભલ અને તું ખુબ ઇઆદ રાખજે કે એ પાદશાહ બહમનનું મોહોત તારા હાથથીજ આવશે. પણ હજુર તેને દાહાડા લાગશે. વાસતે હમણા જો તું ચાહાશે કે એને મારી મારા ખાનદાનનો કીનો લેઉં તો તે હરગેજ થઇ બનવાનું નથી. બીજું એટલું ખરાબ કામ થશે કે તારા હાથથી બેગુનાહ ખોદાની ખલકતના લોકો મારીઆ જશે, પણ તારો કીનો એની ઉપર તું હમણા લઇ શકશે નહી વાસતે એવી લડાઇ કરવી કે જેની ઉપર આપણો દાવો તેને મારવો સજાવાર છે તો તેનો દાહાડો આવી પોહોંચશે તેવારે તુંજ તેને મારશે. એ મારી વાત તું કબુલ રાખી ખરી કરી જાંણજે! વાસતે હમણા તો તું મારો સુખન કબુલ રાખી એ પાદશાહ સાથે સુલેહ કરી જેહાં પેહેલવાનની કુરસી ઉપર બેશ અને જેવારે તું એની ઉપર કાબુ પાંમે તેવારે તું તારા નેઆગાંનોનો કીનો એની ઉપર આસાંનીથી લેજે. વાસતે થોડા દહાડા એના બાકી રહેઆ છે તેટલે તું નાહક બીજાં ખુનો શું કરવા રેડે છે? હમણા તો તું એ

ઈરાનના શાહાનશાહ બહમનની નજદીક આવી તેની બાંનુ લાખ ફોજ ઉપર સરદારી કર. બીજું પાદશાહ બહમને તારાં ખાંનદાન સાથે બદી કીધી છે તે બદીના અવેજમાં હું તારી હજુરમાં તેની પાશે માફ મંગાવું, પણ હવે પછી તું જાંહાં જાંહાં જાએ તાંહાં તાંહાં તારી હુશીઆરીથી કાંમ કરજે. એવા દાંનાઈ ભરેલા સુખન આગાહીબાજ હકીમ જાંમાસપની જુબાંનથી શાંભલી શેરને પીતનો આદરબુરજીન ખુશી થએઓ. પછી પોતાનાં બાપ ફરાંમરજના ગુજરવા ઉપર તરંણ દંન જારી અને સોગ કરીઓ. તે ખબર પાદશાહ બહમનને થઈ તેથી તેણીબી દંન તરણ શુધી ફરાંમરજના ગુજરેઆનો સોગ નવેસરથી રાખીઓ, પછી ચોથે દીને નામનો ઉઠાવનાર આદરબુરજીન દાંનાઈ ભરેલા બુઢા જાલ તથા મુબારક સુખનનો બોલનાર જાંમાસપ હકીમ તથા દસતુરાન દસતુર પેશુતન સાથે પાદશાહ બહમનની છાવણીમાં ગએઓ. જેવારે તે નામદારો ઈરાનના શાહાનશાહ બહમનના દેહેરામાં આવી પોહોંચીઆ તેવારે પાદશાહે આદરબુરજીનને ઘણાં માન સાથે આબરૂ આપી તેની નજદીક પોતાથી થએલા ગુનાહની માફ માગી. પછી હોકમ કરી એક પાદશાહી લાએકનો સરોપાવ મંગાવી આદરબુરજીનને પોતાને હાથે બખશીઓ અને જેહાં પેહલવાંનનો કમરબંધ મંગાવી તેની કમર ઉપર પાદશાહે પોતાને હાથે બાંધેઓ અને પોતાની બાંનુ લાખ ફોજ ઉપર શેરદેલ આદરબુરજીનને સરદારી આપી. તેને જેહાં પેહલવાંનીનો તે દંનથી ખેતાબ આપીઓ. પછી પોતાનાં લશકર સાથે ખુશી થતો રએના મેદાંનમાંથી ઈરાંનનાં તખત ઉપર આવી બેઠો. તેવાર પછી બુઢા જાલેજરે પાદશાહ બહમન પાશેથી સીસતાંન જવાની રજા લેઈ જેહાં પેહલવાન આદરબુરજીનને તેની હજુરમાં રાખી પોતે જાબુલસતાંન ગએઓ.

## પાદશાહ બહમન જીઆંગાર અજદહાને મારવા ગએઓ. તાંહાં અજદહા અને પાદશાહ બહમન બેહુ જન જેહાં પેહલવાન આદરખુરજીનના હાથ ઉપર મારેઓ ગએઆ તે વગેરેનો એહવાલ.

—:00:—

એ નામાનો બનાવનાર શાએર એ પરમાણે બએઆન કરી જાયછે કે પાદશાહ બહમન પોતાના તખત ઉપર બેશી અદલ ઇનસાફથી પાદશાહી ચલાવતો હતો, તાંહાં બીજા મોલકના લોકે આવી પાદશાહને ખબર કીધી કે તારા ફલાના મોલકમાં એક પાહડની કધનમાં એક જબરો અજદહા પેદા થએઓછે. તેણે તારી કેટલીક રઇઅતને પાએમાલ અને વેરાન કરી નાંખીછે તેથી તે રઇઅત પોતાના રેહેવાના ઘેરબાર છોડી બીજા મોલકમાં નાહાશી જાએછે. એવી વાત તે લોકોની જુબાનથી પાદશાહ બહમને શાંભલી તયારે પોતાના દીલ સાથે કેહવા લાગો કે હરેક પાદશાહોએ એવાં ભારી કામો પોતાને હાથે બજાવીઆંછે કે તેથી તેઓની સરફરાજીનું બએઆન હજુર સુધી કાએમ રહેઉછે. વાસતે એ અજદહાને હું મારે હાથે મારૂં તો મારૂં બી નામ કેઆંમત સુધી રહી જાએ. એવો અંદેશો પોતાના દીલમાં લાવી શીતાબ પોતાનાં ઘોડા ઉપર જીન બંધાવીઉ અને પોતે લડાઇના હથીઆર પોતાના તંન ઉપર ભીડેઆં અને શીતાબ ઘોડા ઉપર સવાર થઇ પોતાની ફોજ સાથે તે શેહેરનાં જંગલમાં જઇ પોતે હરતરફ જોવા લાગો. તાંહાં એક પાહાડની કધનમાં પેલા અજદહાને દીઠો, તાંહાં જોએ શું કે તેનું તન એક પાહાડની મીસાલે બુલંદ હતું અને તેના મોહોડાંમાંથી એવો તો જેહેરી દમ નીકલતો હતો કે તેથી તે જંગલના સરવે જાહાડ પાણુબી બલીને વેરાન થએઆં હતાં અને તેની એવી જેહેરી બોખારથી તે જગોના પાહાડમાંબી સોરાખો પડીઆં હતાં એવા દરામના અજદહાને જોઇને પાદશાહ બહમન પોતાનાં દીલમાં બીહીને કેહેવા લાગીઓ કે મારા જોવામાં એવો અજદહા કોઇ વેલાએ આવીઓ નથી. એવી રીત પોતાના દેલમાં બીહીને તેણે પાછું ફરવા ચાહીઉં. પણ તાંહાં જોએ શું કે પછવાડે પોતાના લશકરનો સપેહસાલાર જેહાનનો પેહેલવાન આદરખુરજીન લશકરની સફ સમારી ઉભો રહેઓછે. એવો મામલો જોઇ પાદશાહ બહમને શરમનો મારીઓ પોતાનો ઘોડો તે અજદહાની તરફ જોંહકાવીઓ કે હવેતો જે ખોદા કરે તે ખરૂં પણ એ જગોથી પાછું ફરવું તે કરતાં

મરવું બેહેતર છે. હવે જેવારે બહમન તે અજદહાની નજદીકમાં ઘોડો જોંહકાવતો આવી પોંહોચીઓ તેવારે ઘોડા ઉપરથી નીચે ઉતરી તેની લડાઈમાં જવા સારૂ પોતાની ગેરદાની દામન તંગ કરવા લાગીઓ. એવામાં તે અજદહાએ પોતાનો દમ એવો તો જોરથી ફુંકીઓ કે તેના દમના ફુંફારાથી પાદશાહ બહમનના પગ જમીન ઉપર થરી શકીઆ નહી અને તેના દમની બરોબર પાદશાહ બહમન તેના મોહોડાંમાં ગએઓ. એ મીસાલે તે પાદશાહ બહમનને તે અજદહાએ સીના સુધી ગલીઓ. એવામાં શાહાનશાહ બહમને પોકાર મારી પોતાના જેહાં પેહેલવાન આદરબુરજીનને કહેઉં કે એ સરફરાજ! તું ઉભો રહી જોએઆ શું કરેછે? મારૂં તન એ નાપેકાર જેહરી અજદહાના મોહોમાં ગરક જાએછે, વાસતે તું મને એના મોહમાં ગરક જવાથી બંચાવ. એવો પોકાર પાદશાહની જુબાનથી શાંભલી કીનાના તલબગાર જેહાં પેહેલવાન આદરબુરજીને પોતાની મેઆંનમાંથી તલવાર ખેંચી શીતાબ ઘોડો દપતાવતે તેની નજદીક જઈ પોંહોંચીઓ, તેવોજ ઘોડા ઉપરથી નીચે ઉતરી એક હાથે પોતાના બાપ અને કબીલાને પાયમાલ કરનાર પાદશાહ બહમનનું ગીરેબાન પકડીઉં અને બીજે હાથે તલવાર ઉઠાવી બહમનને કહેઉં કે એ કેઆની પાદશાહ! આએ તલવારે કરી એ અજદહાને તારાં ખુનને વાસતે હું મારૂંછું, કારણકે મેં તારૂં નીમક ખાધુંછે અને મારા બાપ ફરામરજના અને મારાં ખાનદાનના ખુનના બદલામાં તારૂં સર તારાં તનથી છુટું કરૂં છેઉં તેમાં મારો કઈ ગુનાહ નથી. એટલું કહી એક જરબ તે અજદહાની ગરદન ઉપર એવો તો સાફ મારીઓ કે તેથી તે જેહર ફુંકનારો અજદહા અને જુલમગાર પાદશાહ બહમન એ બેહુના ચાર ચાર ટુકડા કરી નાખીઆ. પછી પોતાને હાથે પાદશાહ ગુશતાસપના નબીરા બહમનનું તન તે અજદહાના બદનમાંથી ખેંચી કાહાડીઉં અને તેના અમીરોને બોલાવી તે ઇરાની પાદશાહ બહમનના બેહુ ટુકડા તેઓને હવાલે કરીઆ. પછી પોતે ઘોડા ઉપર સવાર થઈ તાંહાંથી સીસતાન તરફ ગએઓ અને તાંહાં જઈ સરવે વાતથી જાલેજરને વાકેફ કીધો. જેહાં પેહલવાંન આદરબુરજીનથી એ બેઆંન સાંભલી તે બુઢો જાલ ઘણો ગમગીન થએઓ.

---

સમાપત.

---